સૌજન્ય મૂર્તિ

મુરબ્બીશ્રી

## પ્રા. અનંતરાય મ. રાવળને

સાદર

—સંપાદકો

# આભાર

**પ્રા**ક્કથન લખાઈ ગયા પછી, મણિલાલ નભુભાઈ દ્વિવેદીના વંશજો—શ્રી રમણલાલ ઓચ્છવલાલ દ્વિવેદી તથા ગં. સ્વ. વિદ્યાબ્હેન ચીમનલાલ મણિલાલ દ્વિવેદી તરફથી રૂા. ૫૧/- પ્રકાશન-મદદ તરીકે મળ્યા છે, તેમનો, તેમજ આ શતાબ્દી ગ્રંથ પ્રકટ કરવાની વ્યવસ્થાનું કાર્ય આવા કપરા સંજોગોમાં હાથ ધરી, બનતી ત્વરાએ તેને પૂરૂં કરનાર શ્રી. શંભુભાઈ જગશીભાઈ શાહનો પણ અમો હાર્દિક આભાર માનીએ છીએ.

સંપાદકો

# અનુક્રમ

## ( વિભાગ-૨ )





# મણિ–બાલ શતાબ્દી ગ્રંથ

[ શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી
તથા શ્રી. બાલાશંકર ઉલ્લાસરામ
કંથારિયાનો શતાબ્દી ગ્રંથ ]

# પ્રાક્કથન

નડિયાદના બે સમર્થ સુપુત્રો, ગુજરાતના ખ્યાતનામ સાહિત્યકારો અને ગુજરાતી પ્રજાના સંસ્કારના જ્યોતિર્ધરો બ્રહ્મનિષ્ઠ પંડિત મણિલાલ નભુભાઈ દ્વિવેદી અને મસ્તકવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાના જન્મને આ વર્ષે સો વર્ષ પૂરા થાય છે તે પ્રસંગે ગુજરાતી સાહિત્યના અદના અભ્યાસીઓ તરીકે અને નડિયાદ કાર્યક્ષેત્ર હોવાથી ઊપજતી વિશેષ નિકટતાથી પ્રેરાઈને આ સ્મારક ગ્રંથ તૈયાર કરવાનું અમે કર્તવ્ય માન્યું. તેમાં અમારું અધ્યયન વિકસે અને આ સાહિત્યકારોની સાહિત્યપ્રસાદીના પદ્ધતિસરના પરિચયથી અમને ઉચ્ચ પ્રકારની સાહિત્યકૃતિઓના રસાસ્વાદનો આનંદ મળે એ પણ એક પ્રયોજન ખરું.

મણિલાલ દ્વિવેદીના કાવ્યસંગ્રહ 'આત્મનિમજ્જન'ને પ્રગટ થયે ઘણો સમય થઈ ગયો હતો અને તે ઘણા સમયથી ઉપલબ્ધ ન હતું. એ દૃષ્ટિએ તેમ જ મણિલાલે એક સમર્થ ગદ્યકાર તરીકે સાહિત્યના અનેક ક્ષેત્રોને સમૃદ્ધ કર્યાં છે છતાં તેમની અભેદ માર્ગની ફિલસૂફી ઊર્મિપ્રેરિત બનીને કાવ્ય સ્વરૂપે તો 'અભેદોર્મિ'માં જ સંગ્રહાઈ છે એ વિશેષતાને કારણે, 'અભેદોર્મિ' ગુજરાતની પ્રજાને સુલભ અને એ હેતુથી 'આત્મનિમજ્જન'નું સંપાદન કરવાનું ઠરાવ્યું. એ સંપાદન કરવામાં દૃષ્ટિ એ રાખી છે કે મણિલાલની એમાં સંગ્રહિત કાવ્યકૃતિઓ કોઈ પણ જાતનો ફેરફાર કર્યા વિના આપવી. પણ એમની અતિ દીર્ઘ ટીકામાં જ્યાં જ્યાં એમના વક્તવ્યને હાનિ ન પહોંચે એ રીતે કેટલીક શૈથિલ્ય કે ઉત્સાહના વેગમાં આવીને એમણે કરેલી પુનરુક્તિઓ દૂર કરવી એને અમે યોગ્ય માન્યું છે. એથી પુસ્તકનું કદ કાંઈક ઓછું થાય અને તે કાંઈક સસ્તું બને તો ગુજરાતનો સામાન્ય વાચક વર્ગ તેનાથી વંચિત ન રહે એ દૃષ્ટિ તો છે જ, પણ

સાથે સાથે સામાન્ય અભ્યાસીને એમાં આવતી જટિલતા અને પુનરુક્તિને કારણે કંટાળવાનો પ્રસંગ પણ ટાળી શકાય તે વૃત્તિ પણ છે. તેમ છતાં અમે નિષ્ઠાપૂર્વક એ કાળજી રાખી છે કે મણિલાલના વક્તવ્યને, એમની શૈલીના સૌંદર્ય અને ઓજસને કે એમના વક્તવ્યની પ્રવાહિતાને કોઈ પ્રકારની હાનિ ન પહોંચે. આ એક પ્રગલ્ભ પગલું છે એ તો અમે સમજીએ છીએ, પણ ઉપર્યુક્ત કારણો અને મણિલાલની આ એક મહત્ત્વની કૃતિ લોકલભ્ય થાય એ હેતુ જ એ પગલાની પાછળ રહેલો છે. તે સાથે જ મણિલાલ પ્રત્યેનો ભક્તિભાવ પણ કારણભૂત છે. મણિલાલ વિષયક અભ્યાસલેખમાં અમે એ સ્પષ્ટ કર્યું જ છે કે મણિલાલની મહત્તા એમની નિર્બળતાઓ છતાં અપૂર્વ છે. કેમ કે નિર્બળતા તો માનવીમાત્રમાં હોઈ શકે છે પણ એ નિર્બળતાનું ભાન હોવું, એને માટે પશ્ચાત્તાપ થવો અને એમાંથી ઊંચે આવવાનો સતત આગ્રહી યત્ન કરવો એ જ માનવીની મહત્તાનું સાચું લક્ષણ છે. મણિલાલના વ્યક્તિત્વનાં બે પાસાં–પાર્થિવ અને અપાર્થિવ–એમના જીવનમાં અને સાહિત્યસર્જનમાં વ્યક્ત થયાં છે એ ખરું, પણ તે પરિસ્થિતિમાંથી મણિલાલ પસાર થયા, અણસમજમાં કરેલી ભૂલનું અતિ આકરું મૂલ્ય જે એમણે ચૂકવ્યું, ચારે બાજુ સળગેલા સામાજિક દવનો જે આકરો તાપ એમણે વેઠ્યો એ બધાની વચ્ચે રહીને પણ આવી ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકા અનુભવી એ જ એમની મહત્તા છે. આમ કહેવામાં એમના વિરોની હકીકતને છાવરવાનો પ્રયત્ન નથી તેમ અમે એમનો ન્યાય કરવા માગતા નથી — ન્યાય કરવાનો અમારો અધિકાર હોય એમ અમે માનતા નથી અને ન્યાય કરતા પહેલાં ઈસુ ખ્રિસ્ત અને પતિતાની પ્રસંગકથા સ્મરણમાં રાખવી આવશ્યક ગણીએ છીએ એટલે મણિલાલની કૃતિઓના અને કાર્યના વધુ ને વધુ પરિચયે અમારા ચિત્તમાં એમની મહત્તાએ જે આદરભાવ પ્રગટાવ્યો તેના એક નક્કર પ્રતીક તરીકે આ સંપાદન ગુજરાતની પ્રજા સમક્ષ ધરીએ છીએ.

✗ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા મણિલાલના ગાઢ મિત્ર હતા. એઉ ભિન્ન ભિન્ન માર્ગે છતાં અભિનિવેશપૂર્વક આત્મકલ્યાણનો પ્રયત્ન કરી ગયા છે તેમ જ બેઉ સમવયસ્ક પણ છે એ દૃષ્ટિએ એમની શતાબ્દી જયંતી પ્રસંગે એમને પણ એક નમ્ર અંજલિ આપી શકાય તો સારું એ દૃષ્ટિએ અમે એમના વિશેનો અભ્યાસ લેખ અને એમનાં કાવ્યોમાંથી સ્થળમર્યાદાએ અમને જેટલી સરલતા આપી તેટલી કાવ્યકૃતિઓ પણ અમે લીધી છે. આ શતાબ્દી ગ્રંથ છપાવવામાં અમને કેટલાક સદ્‌ગૃહસ્થો તરફથી પ્રકાશન મદદ તરીકે મદદ મળી છે. તેમાં શ્રી પ્રાણશંકર છોટાલાલ કંથારિયાની પ્રેરણાથી સનતકુમાર છગનલાલ મહેતાએ રૂપિયા ૫૦૧) ની અને બાલાશંકરના સુપુત્ર શ્રી ભાસ્કરરાવ બાલાશંકર કંથારિયાએ રૂપિયા ૧૦૧) ની સહાય કરી છે, તે ઉપર્યુક્ત સાક્ષરો પ્રત્યેની એમની પૂજ્યભાવની વૃત્તિ પ્રગટ કરે છે. એ પ્રોત્સાહન બદલ અમે એ સજ્જનોનો હાર્દિક ઉપકાર માનીએ છીએ.✗ તે ઉપરાંત મણિલાલના વંશજો તરફથી એમની કૃતિઓનો ઉપયોગ કરવાની પરવાનગી મળી છે. તથા શ્રી ભાસ્કરરાવ કંથારિયા તરફથી એમના પિતાના સાહિત્ય સર્જનનો ઉપયોગ કરવાની પરવાનગી મળી છે તે બદલ તેમનો પણ આભાર માનીએ છીએ.

આ સંપાદન કરતી વખતે આ બેઉ સાહિત્યકારો વિશે અત્યાર સુધીમાં જે જે વિવેચકોએ વિવેચન કરેલું છે તેમના કાર્યનો અમે આવશ્યક લાગ્યું ત્યાં છૂટથી ઉપયોગ કર્યો છે. એ બધાનો નિર્દેશ કરવાનું સ્થળસંકોચને કારણે શક્ય બન્યું નથી. પરંતુ તે સૌનો પણ અમે હાર્દિક આભાર માનતાં હર્ષ અનુભવીએ છીએ. આ સંપાદનનું ગણેશકાર્ય – પ્રેસ કૉપી તૈયાર કરવાનું કાર્ય – કરનાર અને નડિયાદની આર્ટ્સ અને સાયન્સ કૉલેજના ગુજરાતી વિભાગના ફેલો ભાઈશ્રી ✓ જયંતકુમાર પટેલના સદ્‌ભાવભર્યા સહકાર બદલ આભાર માનતાં અમે પ્રસન્નતાની લાગણી અનુભવીએ છીએ.

# અભેદમાર્ગપ્રવાસી

ઈ. સ. ૧૮૮૫ થી ૧૯૧૫ સુધીના ગાળાનો ગુજરાતી સાહિત્ય-યુગ પંડિતયુગ અથવા સાક્ષરયુગ તરીકે ઓળખાય છે. તે દરમિયાન થઈ ગયેલા સાહિત્યકારોમાં કેટલાક પ્રથમ પંક્તિના સાહિત્યકારોએ ગુજરાતમાં વિખ્યાતિ મેળવી છે એટલું જ નહિ પણ ભારતભરની પ્રાંતીય ભાષાઓના તે દરમિયાન થઈ ગયેલા સાહિત્યકારોમાં યોગ્ય રીતે જ માનભર્યું સ્થાન પ્રાપ્ત થાય એટલી શક્તિ અને સિદ્ધિ દાખવ્યાં છે.

ગોવર્ધનરામ, મણિલાલ, રમણભાઈ, નરસિંહરાવ, બાલાશંકર, કેશવ હર્ષદ ધ્રુવ, હરિ હર્ષદ ધ્રુવ, બલવંતરાય ઠાકોર જેવી સમર્થ સાહિત્યકાર વિભૂતિઓમાં પણ મણિલાલનું નામ સાક્ષરસત્તમ ગોવર્ધનરામની સાથે જ ગણાવવા જેવું છે.

એ યુગ સાક્ષરયુગ તરીકે ઓળખાય છે પણ એક રીતે જોઈએ તો સુધારાયુગના સંઘર્ષ પછી આવેલા ગંભીર, એકનિષ્ઠ, અભ્યાસી સમન્વયયુગ તરીકે પણ એને ઓળખાવી શકાય. ✓અંગ્રેજ અમલની સ્થિરતા સાથે ઈ. સ. ૧૮૫૦ થી શરૂ થયેલો નર્મદયુગ અથવા સુધારાયુગ સંઘર્ષનો યુગ હતો. એમાં કેટલાક વિદ્વાનોએ સુધારાનો બોધકાળ અને સુધારાનો કાવ્યકાળ એવા બે પેટા સમય વિભાગ પણ ગણાવ્યા છે. એ યુગનું મહત્ત્વનું લક્ષણ પાશ્ચાત્ય સુધારાના ધસારાથી અંજાઈ ગયેલા કેટલાક બુદ્ધિશાળી સાહિત્યકારોએ કરેલી એ સુધારાની હિમાયત અને તેને પરિણામે પ્રજાજીવનમાં પડેલા તેના પ્રત્યાઘાતો ગણાવી શકાય. આથી સદીઓની વિધર્મી રાજસત્તા નીચે ગુજરાતી પ્રજાની ઘોર નિદ્રા અને નિષ્ક્રિયતાનો અંત આવ્યો અને તેમાં એક પ્રકારની જાગૃતિ આવી એમ કહી શકાય. પંડિત જવાહરલાલ

નહેરુએ, ' Discovery of India 'માં છેક શરૂથી લઈને અદ્યતન યુગ સુધીના ભારતીય ઇતિહાસની પ્રગતિની દષ્ટિએ મીમાંસા કરતાં એક વિધાન કર્યું છે કે છેલ્લાં દોઢેક હજાર વરસમાં ઉત્તરોત્તર ભારતની પ્રજા વધારે ને વધારે અંતર્મુખ બનતી ગઈ અને બહારથી આવતાં યુદ્ધબળો અને વિચારબળો ઝીલવાને બદલે પોતે સ્વયંપૂર્ણ છે ને બીજાઓની પાસેથી પોતાને કશું શીખવાનું નથી એમ માનતી થઈ. જેમ જેમ મુસલમાન રાજઅમલ વધારે સ્થિર અને દૃઢમૂલ બનતો ગયો તેમ તેમ પ્રજા પોતાના ધાર્મિક ને સામાજિક ગઢમાં વધારે ને વધારે ભરાતી ગઈ અને પોતાને એ જ રીતે સુરક્ષિત માનતી ગઈ. આ શાહમૃગી વૃત્તિનું પરિણામ બંધિયારપણામાં આવ્યું. જ્ઞાન-પ્રદીપ વધારે ને વધારે ઝાંખો થતો ગયો. એનો પ્રકાશ જીવનને નિર્મળ બનાવવાને અને પથપ્રદર્શન કરવાને અશક્ત બનતો ગયો. જે રૂઢિઓ તેમના ઉત્પત્તિકાળે સમાજના કલ્યાણ માટે આવશ્યક હતી તે સમયના વહેવા સાથે નિરુપયોગી અને ક્વચિત્ હાનિકર બનતી ગઈ પણ તેમાં સંશોધન કરવાના પણ પ્રજામાં હોશ રહ્યા નહોતા. આ બધાનું પરિણામ તે અઢારમી સદીનું સાંસ્કૃતિક અને સામાજિક વાતાવરણ. આનો અર્થ એમ નથી કે સમન્વયના પ્રયત્નો થયા જ નહોતા. હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિના સંઘર્ષને કારણે પ્રજાજીવન શરૂઆતમાં ક્ષુબ્ધ બન્યું પણ પંદરમી સદી આવતાંમાં તો કબીર, નાનક અને ઉત્તર ભારતના અન્ય જ્ઞાનાશ્રયી સંતકવિઓએ આ સમન્વય માટે સબળ પ્રયત્ન કરેલો આપણે જોઈએ છીએ. સાથે જ દક્ષિણ ભારતમાંથી ઉત્પન્ન થયેલી ભક્તિની અદ્ભુત ભાવનાએ દેશવ્યાપી આંદોલનો જગાવ્યાં અને પ્રજા માટે આશ્વાસક અને સંતર્પક બળ ઉત્પન્ન કર્યું. પણ મધ્યકાલીન સાહિત્ય જોતાં, ખાસ કરીને અખો, ભોજો, ધીરો વગેરેએ રચેલ સાહિત્યમાંથી પ્રજાજીવનમાં વ્યાપેલા સડાનો ખ્યાલ મળે છે. એટલે સમન્વયના કે પુનર્જીવનના પ્રયત્નોનું પણ ઇષ્ટ ફળ મળ્યું હોય એમ લાગતું નથી.

'સમાજસુધારાનું રેખાદર્શન'માં શ્રી નવલરામ ત્રિવેદી બતાવે છે તેમ અઢારમી સદી અને કંઈક અંશે ઓગણીસમી સદીની શરૂઆત આપણી પ્રજાના સંસ્કારની દૃષ્ટિએ સૌથી વધુ અંધકારનો સમય હતો. તે વખતે અંગ્રેજ જેવી વિદેશી પ્રજાનું આગમન અને તેમના સંપર્કને પરિણામે શિક્ષણ, સંસ્કાર અને સાહિત્યના ક્ષેત્રે નવાં બળોનો આવિર્ભાવ એ કોઈ વિધિનિર્મિત ઘટના હતી એમ લાગ્યા વિના રહેતું નથી.

દુર્ગારામ મહેતાજી, દલપતરામ, નર્મદ, નવલરામ, કરસનદાસ મૂળજી, દાદોબા, મહીપતરામ, ભોળાનાથ સારાભાઈ વગેરે સાહિત્ય અને સંસ્કારના જ્યોતિર્ધરોએ આ નવા યુગનાં પરિબળોને ઝીલ્યાં અને તેનો પડઘો પાડ્યો. સદીઓથી એકધારું, ચીલાચાલુ, નિષ્ક્રિય, નસીબવાદી જીવન જીવતી પ્રજામાં ખળભળાટ થઈ રહ્યો અને સંઘર્ષયુગ પેદા થયો. જોસ્સો અને નિષ્ઠા આ યુગનાં મહત્ત્વનાં લક્ષણો ગણાય, પણ બે સંસ્કૃતિઓના સંઘટ્ટમાં શું વર્જ્ય, શું સ્વીકાર્ય એ તટસ્થ રીતે સમજવા–સમજાવવા જેટલી સ્વસ્થતા, અભ્યાસનિષ્ઠા અને ધૈર્ય આ યુગમાં દેખાયાં નહિ. શાસ્ત્રીય રીતે બે સંસ્કૃતિઓનો વિચાર કરીને આ પરિણામે પહોંચવું એ તે યુગને માટે શક્ય ન બન્યું. તેથી સુધારાયુગમાં આ સંઘર્ષનું પરિણામ માત્ર જાગ્રતિ પૂરતું આવ્યું. અંગ્રેજી શિક્ષણ, ખ્રિસ્તી પાદરીઓનો પ્રચાર, પ્રેસની સગવડો, ગદ્યના નવા નવા પ્રકારોનો આવિર્ભાવ અને વિકાસ — આ બધાંએ જેમ આ જાગ્રતિને પોષણ આપવાનું કાર્ય કર્યું છે તેમ આ સંઘર્ષને પરિણામે પ્રાચીન ભાવનાને અનુલક્ષીને ધાર્મિક અને તાત્ત્વિક દૃષ્ટિએ સુધારા કરવાનું કામ સ્વામી સહજાનંદ, સ્વામી દયાનંદ સરસ્વતી, શ્રીમન્નથુરામ શર્મા તેમ જ શ્રીમન્નૃસિંહાચાર્યજી જેવા મહાપુરુષોએ પણ કર્યું છે. ઉપરાંત પરપ્રાંતીય અસરો પણ ગુજરાતમાં આવી છે અને ઝિલાઈ છે. તેમાં રાજા રામમોહન રાય, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર, સ્વામી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ,

સ્વામી રામતીર્થ અને થિયોસોફીની અસર ગણનાપાત્ર ગણાય અગાળી બ્રાહ્મોસમાજની અસર નીચે મહર્ષિ રાનડે વગેરેએ સ્થાપેલા પ્રાર્થનાસમાજની અસર નીચે અમદાવાદમા સ્થપાયેલી પ્રાર્થના સમાજ સસ્થા આનુ નક્કર પરિણામ ગણાય તેમ છતા સામાન્ય ગુજરાતી પ્રજાને એ સસ્થા ઝાઝી અસર કરી શકી નથી તેનુ એક કારણ એ પણ ખરુ કે તે સસ્થાના સચાલકો કોની રહેણીકરણી સામાન્ય પ્રજાને વિશ્વાસમા લે એવા ન હતા એટલુ જ નહિ પણ સદીઓથી સમાજમા દૃઢમૂલ બનેલી અદ્વૈતની દાર્શનિક ભાવનાના મૂળમા જ આ સમાજ ઘા કરતો હતો સાથે જ મૂર્તિપૂજાનો નિષેધ કરવાને કારણે સામાન્ય પ્રજામા પણ એ લોકપ્રિય બની શકયો નહિ 'સુધારાનો કડખેદ અને સેનાની' નર્મદ પણ લાબા વિચારને અન્તે પોતાનો મત બદલે ને 'ધર્મવિચાર' લખે એ હકીકત તે યુગની દ્વિધાવૃત્તિની સૂચક છે ઈ સ ૧૮૮૧મા નર્મદે "સુધારાએ બુદ્ધિચાપલ્ય પૃચ્છક શક્તિ સાહસવૃત્તિ દેખાડયા છે" એમ સુધારાને જમે પક્ષે નોધીને સુધારાનુ વિસર્જન કર્યું, એમ ડૉ શ્રી ધીરુભાઈ ઠાકર 'મણિલાલ નભુભાઈ સાહિત્ય સાધના' નામક પુસ્તકમા નોધે છે

તેમ છતા સુધારાનુ પ્રેરકબળ તો ચાલુ જ રહ્યુ સુધારો કોઈ વ્યક્તિને અવલબીને ચાલતો નહોતો એ અગ્રેજી શિક્ષણ અને અગ્રેજ પ્રજાના સપર્કનુ પરિણામ હતો આ હકીકત નવલરામ પડયાએ અને નરસિહરાવે નોધી છે એ સ્થિતિમા સુધારાની દૃઢ ભૂમિકા ઉપર પ્રતિષ્ઠા કરવા માટે વધુ અભ્યાસ અને નવા નેતાઓની જરૂર હતી, અને તે નેતાઓ મણિલાલ નભુભાઈ અને સામે પક્ષે રમણભાઈ વગેરેમા ગુજરાતને મળ્યા

બ્રહ્મનિષ્ઠ પડિત મણિલાલ નભુભાઈ દ્વિવેદીનો જન્મ તા ૨૬ સપ્ટેમ્બર ૧૮૫૮ના રોજ થયો હતો સાઠોદરા નાગર જ્ઞાતિમા તેમના

પિતા નભુભાઈ ભાઈલાલ દવેનું કુટુંબ આગળ પડતું ગણાતું. વિવિધ પ્રસંગોએ જ્ઞાતિમર્યાદા પાળનાર સનાતની તરીકે તેમના દાદા પ્રખ્યાત હતા. એમના ત્રણ પુત્રો હરિભાઈ, હર્ષદભાઈ અને નભુભાઈ એમના અવસાન પછી જુદા થયા. તે વખતે તેમના પિતા પાસે, તે સમયના હિસાબે ઠીક મિલકત હતી. એમના પિતા વ્યાજવટાનો અને ગોરપદાનો ધંધો કરતા. મણિલાલનું કુટુંબ બીજી બધી રીતે સામાન્ય ગણાય. મણિલાલ મોસાળમાં ખૂબ લાડકોડ સાથે ઊછર્યા. શરૂઆતમાં ગામઠી નિશાળે અને ત્યાર પછી અંગ્રેજી નિશાળમાં તેમનો અભ્યાસ થયો. અંગ્રેજી નિશાળમાં અભ્યાસ કરવાની રજા મહા પરાણે રડીકકળીને મેળવેલી એમ તેમણે 'આત્મવૃત્તાન્ત'માં નોંધ્યું છે. અંગ્રેજી નિશાળમાં એમને કેટલાક સદ્ભાવી શિક્ષકો મળ્યા અને છઠ્ઠા ધોરણમાં તો છબીલરામ દોલતરામ – શિક્ષકે ખૂબ પ્રેમપૂર્વક એમને અભ્યાસમાં દોર્યા અને રસ જાગ્રત કર્યો. જ્યાં વિધિનું વૈચિત્ર્ય તો એ કે દેશપરદેશમાં સંસ્કૃતના ઉત્તમ પંડિત તરીકે ખ્યાતિ મેળવનાર મણિલાલ મૅટ્રિક્યુલેશનમાં સંસ્કૃતમાં જ નાપાસ થયા. અભ્યાસકાળ દરમિયાન મણિલાલ આવા શિક્ષકોએ પ્રેરેલા ઉત્સાહથી જાતમહેનત દ્વારા જ આગળ આવ્યા. ૧૮૭૬ ની મૅટ્રિકની પરીક્ષામાં, આખી યુનિવર્સિટીમાં બીજે નંબરે પાસ થયા અને આગળ અભ્યાસ કરવાનો નિર્ણય કર્યો. આ કાળ દરમિયાન એમને લેખન, વાચન, વિવેચન આદિનો પણ રંગ લાગ્યો.

નડિયાદમાં તેમને સારું એવું મિત્રમંડળ પણ મળ્યું. તેમાં બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા પ્રથમ અને નિકટના ગાઢ સ્નેહી હતા એમ તે પોતે જ નોંધે છે. આ મંડળી ઠીક ઠીક તોફાની હતી અને તે સમયના વડીલો પણ એમને સન્માર્ગે દોરવાને બદલે ક્વચિત્ અવળે માર્ગે પણ લઈ જતા. મણિલાલને પણ આ પરિસ્થિતિની અસર થયા વિના રહી નહિ. તેમ છતાં યોગ્ય સમયમાં એ સૌ જાતમાંથી મુક્ત થઈને બીજી મોજન એમણે પ્રાપ્ત કરી. આ મોજન પ્રમાણમાં વધુ સારી

હતી. નાનપણથી જ સાહિત્યનું વાચન અને કાવ્યરચના એમનો મહત્ત્વનો વિનોદ રહ્યો. તેમાં બાલાશંકરની અસર ઘણી જણાય છે. ક્વચિત્ દલપત અને નર્મદ એ બે કવિઓમાં કોણ ચડે — એની ચર્ચા પણ આ મિત્રો કરતા. 'સ્વસુધારક મંડળી' જેવી મંડળીઓ પણ આ મિત્રોએ સ્થાપેલી અને છેક ૧૮૭૬ માં મણિલાલે પોતાની કાવ્યકૃતિઓ 'શિક્ષાશતક' નામે પ્રગટ કરી અને તેને માટે વિદ્વાનોનો સારો અભિપ્રાય મેળવ્યો.

નઠારી સોબતથી બાલાશંકર અને તેમની વચ્ચે વિક્ષેપ પડ્યો. એની વિગતો શ્રી ધીરુભાઈ ઠાકરે 'જીવનરંગ'માં આપી છે.* મણિલાલના જીવનનું એક પાસું નડિયાદમાં અભ્યાસ અને મિત્રમંડળની આટલી આછી રૂપરેખા સાથે પૂરું થાય છે. એમના જીવનનું બીજું મહત્ત્વનું અંગ એમનું લગ્નજીવન અને તેને આનુષંગિક પ્રેમસ્થાનો ખોળવાના મણિલાલના સતત અને નિષ્ફળ પ્રયત્નોમાં પ્રગટ થાય છે. મણિલાલના જીવન ઉપર તેમના લગ્ને અને ત્યાર પછી થયેલા અનુભવોએ એવી પ્રબળ અને દૂરગામી અસર ઉપજાવી છે કે એની નોંધ કોઈ પણ જીવનચરિત્રકાર અને અભ્યાસીને લીધા વિના ચાલે જ નહિ. અહીં તો સંક્ષેપમાં એટલું જ નોંધીશું કે અસંસ્કારી, કુટેવોવાળી તેમ જ કલ્પનાહીન પત્ની સાથે જીવન જોડાયાથી મણિલાલે જીવનભર સહન કર્યું છે. જીવનભર અન્ય પ્રેમસ્થાનોની શોધમાં ભટકવાની, અપાર લોકનિંદા અને જીવલેણ રોગમાં ફસાવાની પરિસ્થિતિ આ સંબંધને કારણે જ ઊભી થઈ એમ એમણે પોતે નોંધ્યું છે. નાના નાના અનેક પ્રસંગો મણિલાલે પોતે 'આત્મવૃત્તાંત'માં નોંધ્યા છે અને તેમના સમર્થ જીવનચરિત્રકારો અંબુભાઈ પુરાણી અને ડૉ. ધીરુભાઈ ઠાકરે પણ મણિલાલનાં ચરિત્રોમાં આ પ્રસંગોનો ઉલ્લેખ કરેલો છે. સમાજમાં ને ન્યાતજાતમાં પણ આને લીધે મણિલાલે ઘણું સહન કર્યું છે. એમની નિરાશા અને મનોવેદનાની તો માત્ર કલ્પના જ કરવી રહી.

---

* 'જીવનરંગ', પૃ. ૨૭-૩૨

'અહા ! હું એકલો દુનિયાં બિયાબાંમાં સૂનો ભટકું'
વગેરે કાવ્યોમાં એ પ્રગટ થાય છે.

મણિલાલ ઈ. સ. ૧૮૭૭ ની શરૂઆતમાં એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થવા સારૂ મુંબઈ ગયા ત્યારથી તેમના જીવનમાં એક નવો જ તબક્કો શરૂ થાય છે. એ સમયથી જ જેમ મણિલાલ પોતાનાં મંતવ્યોમાં દૃઢ અને ચીવટવાળા દેખાય છે તેમ પોતાના અભ્યાસમાં અસાધારણ ખંત અને નિષ્ઠાવાળા દેખાય છે. એમને ડૉ. રામકૃષ્ણ ભાંડારકર અને પ્રિ. વર્ડ્ઝવર્થની પ્રીતિ અને શિક્ષણપદ્ધતિનો લાભ પણ મળ્યો હતો. એ કૉલેજમાં બી. એ. થયા પછી એ ફેલો પણ નિમાયા હતા. જે કોઈ વિષયનો અભ્યાસ શરૂ કરે તેના ઉપર સંપૂર્ણ પ્રભુત્વ મેળવ્યા સિવાય મણિલાલ જંપતા નહિ. એટલે કોઈ એક પુસ્તકમાંથી યંત્રવત્ ગોખણપટ્ટી કરીને જ્ઞાન મેળવવાને બદલે તે વિષય અંગેનાં ઘણાં પુસ્તકો વાંચીને વિશાળ ભૂમિકા ઉપર પોતાના જ્ઞાનની પ્રતિષ્ઠા કરવાની મણિલાલની પદ્ધતિ હતી. તેથી ભવિષ્યના આ મહાન પંડિતની જ્ઞાનસમૃદ્ધિની ભૂમિકા નક્કર બની, દૃષ્ટિ વિશાળ બની અને કથનમાં આત્મશ્રદ્ધાનો રણકો પણ આવ્યો. તે વખતના તેમના મિત્રમંડળમાં કેશવલાલ ધ્રુવ, છગનલાલ પંડ્યા, નરસિંહરાવ જેવા હતા. એમની સાથે કાવ્ય, વિવેચન વગેરે બાબતોમાં પણ પ્રવૃત્તિ ચાલ્યા કરતી. આમ અભ્યાસની સાથે સાથે સર્જનની સરવાણી પણ વહેતી હતી.

એમના કૉલેજનિવાસ દરમિયાન કેટલાક એવા પ્રસંગો ઉપસ્થિત થયા જેને પરિણામે મણિલાલની દૃષ્ટિ સુધારા તરફ ખેંચાઈ. સનાતની આચાર મુજબ ધોયેલાં વસ્ત્રો પહેરી જમવાનું અને નળેથી ભરી લાવેલું પાણી પીવાનું મણિલાલ ગમ્ખતા; તેમ છતાં સુધારાના વિચારોના સંપર્કના પરિણામે એમનું મન પણ અંશે નાસ્તિક થઈ ગયું હતું. અને એ વખતે યુરોપિયન સુધારો, નીતિ, રીતિ તથા ઈશ્વર, મોક્ષ ઇત્યાદિના વિવિધ તર્ક તેમના મનમાં રમી રહ્યા હતા. બાબુસના

જીવિતનું મુખ્ય અને છેવટનું કર્તવ્ય એ જ છે કે આ તમામ વાતો વિષે નિર્ણય કરવો એમ એમને પ્રતીત થયું હતું. તે લખે છે કે, "ધર્મ, નીતિ તથા સુધારાનાં તત્ત્વો વિષેનો નિર્ણય કર્યાં વિના મારી જિંદગી સુખમાં કે નિશ્ચિત માર્ગે જવાની નથી." એ પ્રમાણે એમણે પશ્ચિમના ધર્મ અને તત્ત્વજ્ઞાનના અનેક ગ્રંથોનું અધ્યયન કર્યું. પણ તેથી તેમના મનનું સમાધાન ન થયું. એટલે તેમણે ફિલસૂફીના સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. આમ મણિલાલના આ વિષયના નિર્ણયો પૂર્વ અને પશ્ચિમ બેઉની ફિલોસોફીની વિશાળ ભૂમિકા ઉપર બંધાયેલા છે.

મણિલાલે ઈ. સ. ૧૮૮૦થી નોકરી શરૂ કરી અને ૧૮૮૮ માં માંદગીને કારણે ભાવનગરની સંસ્કૃતના અધ્યાપક તરીકેની નોકરી છોડીને ઘેર આવ્યા. ત્યાર પછી કોઈ વ્યવસ્થિત નોકરી તેમણે કરી નથી. આ દરમિયાન ૧૮૭૯માં ફેલો તરીકે, '૮૦માં નડિયાદ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે, '૮૧માં મુંબઈમાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે, '૮૫માં શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે એમણે નોકરી કરી છે. પછીના ગાળામાં વડોદરા રાજ્ય તરફથી ૧૮૯૦માં એમને ભાષાન્તરનું, પાટણની ગ્રંથશાળાના સરવેનું કામ મળ્યું. ૧૮૯૩માં વડોદરામાં 'સંસ્કૃત ભાષાન્તર શોધખાતા'ના નિયામક તરીકે પણ તેઓ નિમાયા. ઈ. સ. ૧૮૯૫માં તેઓ કાયમને માટે નડિયાદ આવ્યા. આ બધા સમય દરમિયાન, છેક ઈ. સ. ૧૮૮૦ થી એમનું સર્જનકાર્ય ચાલુ રહ્યું છે અને તે જીવનના અંતિમ દિવસે દેહ પડ્યો ત્યારે જ અટક્યું છે. આમ માત્ર ગાણિતિક રીતે જોઈએ તોપણ માત્ર અઢાર વર્ષના ગાળામાં મણિલાલે કરેલું સાહિત્યસર્જન, ભાષાન્તર, સંપાદન અને 'પ્રિયંવદા' તથા 'સુદર્શન' સામયિકોનું સંપાદન એ કાર્ય આશ્ચર્ય અને અહોભાવ પ્રેરે એવું છે. માત્ર ઇયત્તાની દૃષ્ટિએ નહિ, ગુણવત્તાની દૃષ્ટિએ પણ આ કાર્ય મણિલાલને એક પ્રચંડ મનોઘટનાશાલી પુરુષ તરીકે આપણી સમક્ષ રજૂ કરે છે અને આપણા માનના અધિ-

કારી ઠરાવે છે. એમને વિષે એમ પણ કહેવાય છે કે તે એક જ વખત લખતા અને જરૂર જણાયે સુધારા કરી તે વસ્તુ પ્રેસમાં મોકલી આપતા. નકલ કરવાનો એમને ભારે કંટાળો હતો. આને પરિણામે એમના સર્જનમાં કોઈ કોઈ સ્થાને નાની નાની ભૂલો રહી જવા પામી છે. પણ સમગ્ર દૃષ્ટિએ જોતાં એ ભૂલો નગણ્ય છે. મણિલાલનું વિશાળ સાહિત્યસર્જન જુદા જુદા વિભાગોમાં વહેંચી શકાય એવું છે. ગદ્યકાર, ચિંતક, વિવેચક, કવિ, નાટ્યકાર, ભાષાન્તરકાર, અધ્યાપક, આત્મચરિત્રકાર, સંપાદક આદિ અનેક રીતે એમણે કાર્ય કર્યું છે.

આ ટૂંકા ગાળામાં અને સદાયની સાથી માંદગીમાં પીડાતાં કરેલા આ વિસ્તૃત કાર્યનું રહસ્ય શું એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઊભો થાય. એમ લાગે છે કે મણિલાલનું દૃઢ મનોબળ, એમનો યોગાભ્યાસ, ધર્મશ્રદ્ધા અને પોતાના જીવનકાર્ય માટેનાં અસાધારણ નિષ્ઠા અને ઉત્સાહ આની પાછળ રહેલાં છે. શારીરિક સ્થિતિ નાજુક હોય, પોતે વેદનામાં તરફડતા હોય, દૂધ સિવાય બીજું કાંઈ લઈ શકાતું ન હોય એવે વખતે પણ મણિલાલે ઉત્સાહપૂર્વક પોતાનો ઉદ્યમ ચાલુ રાખ્યો છે. સામાજિક પ્રતિકૂળતા, નિંદા અને વિરોધ વચ્ચે પણ એમનું માનસિક સ્વાસ્થ્ય લાંબા સમય માટે ડગ્યું હોય એવું દેખાતું નથી. એમના તેજસ્વી વ્યક્તિત્વને કારણે દેશી રાજ્યોમાં કામ કરતાં એમને પોતાના ઉપરીઓ કે સહકાર્યકરો સાથે અથડામણ થઈ છે. કોઈ કોઈ વખત એને માટે એમને લાંબો પત્રવ્યવહાર પણ કરવો પડ્યો છે. એમના તેજસ્વી વ્યક્તિત્વે એમને કોઈ સ્થળે ટકવા દીધા નથી. તેમ છતાં એમણે વિશાળ અને ગુણવાન સાહિત્યસર્જન કર્યું છે, તે એમના જીવનકાર્યમાં એમને કેટલી શ્રદ્ધા હતી, કેટલો ઉત્સાહ હતો અને માનસ ઉપર કેટલો કાબૂ હતો તેનું નિદર્શક છે.

મણિલાલનું અવસાન ઈ. સ. ૧૮૯૮ના ઓક્ટોબરની પહેલી તારીખે થયું. મણિલાલના જીવનમાં કુટુંબવત્સલતા અને મિત્રવત્સલતા

પણ નોંધપાત્ર પાસાં છે. જીવનભર અન્યાય સહન કરનાર અને વિધિ નિર્મિત વક્તાનો વીરતાપૂર્વક પ્રતિકાર કરનાર આ સત્યનિષ્ઠ મહાનુભાવ પાસેથી બીજાઓને તો પ્રમાણમા મીઠાશ અને સ્નેહ જ મળ્યા છે. ક્વચિત્ ઉગ્ર સ્વભાવને કારણે તે પણ સામાને તેના વર્તનને યોગ્ય જવાબ વાળતા પણ થોડા સમયમા એમ કર્યાનો એમને પશ્ચાત્તાપ થતો એમ પણ એમના જીવનમા જોવા મળે છે પિતા માતા પત્ની સગાંવહાલા ઉપરીઓ અને સમાજ બધાના તરફથી એમણે ગેરસમજ કે અન્યાયનો અનુભવ કર્યો છે, છતા એમનુ વસિયતનામુ તેમ જ મિત્રો સાથેનો પત્રવ્યવહાર સ્પષ્ટ બતાવી આપે છે કે એમણે આ બધાએ બતાવેલી કટુતા, સ્વાર્થપરતા અને હલકટતાના પ્રમાણમા ઘણી ઉદાર દૃષ્ટિ રાખી છે એમના વસિયતનામામા એમણે એમના નાનાભાઈ માધવલાલના તરફ જે ઉદારતા દર્શાવી છે તે એમનો જમાનો જોતા વિરલ લાગે એવી છે કલાપી અને બીજા સ્નેહીઓ સાથેનુ વર્તન પણ એ જ સૂચવે છે રમણભાઈ સાથેની અનેક વિષયો પરત્વેની વિવાદશ્રેણીમા પણ મણિલાલ મુખ્યત્વે તાત્ત્વિક ચર્ચાને જ વળગી રહેલા, અને અનેક વખત પ્રતિસ્પર્ધીના દૃષ્ટિબિન્દુને ન્યાય આપવાનો પ્રયત્ન કરેલો એમ દેખાય છે સામે પક્ષે 'ભદ્રભદ્ર'ના લેખકે આક્ષેપાત્મક વલણ વધુ વખત બતાવેલુ પણ દેખાય છે

આમ સમગ્ર રીતે જોતા મણિલાલનું વ્યક્તિત્વ એક વિલક્ષણ, તેજસ્વી પ્રતિભાવત સાહિત્યકારનુ વ્યક્તિત્વ છે, એમા સારાનરસા બેઉ પાસા જોવા મળે છે ખરા છતા એકંદરે ગુણપાસુ એટલુ બધુ સમૃદ્ધ છે કે એમને માટે માન અને એમના સ્ખલન પ્રત્યે સહાનુભૂતિ ઉપજે કલક તો ચદ્રમાયે હોય છે, છતા ચદ્રનો આહ્લાદક પ્રકાશ સૃષ્ટિને નવજીવન આપે છે એમ સ્ખલન હોવા છતા મણિલાલનું જીવનકાર્ય તે વખતની ને આજની પ્રજાને માર્ગદર્શન માટે પૂરતો પ્રકાશ આપે છે. એમના જીવનનુ સ્ખલન પણ માનવ મનની

વિલક્ષણતાનું વિરલ ઉદાહરણ રજૂ કરનારું હોઈ અભ્યાસીને માટે તો મહત્ત્વનો અભ્યાસવિષય બની રહે છે.

છેવટે તો માનવ મન એટલું બધું સંકુલ, ગહન અને ભિન્ન ભિન્ન પરિસ્થિતિ પરત્વે ભિન્ન ભિન્ન વલણો લેનારું હોય છે કે કોઈ પણ માણસ એના ભાવિ વલણ વૃત્તિ વર્તન વિશે ખાતરીપૂર્વક કશું જ કહેવાની હિંમત ન કરી શકે. એ રીતે મણિલાલનું મન અને જીવન આપણી સમક્ષ એક બહુમૂલ્ય, અભ્યાસયોગ્ય વિષય રજૂ કરે છે. મણિલાલે પોતે એક જગ્યાએ 'ગુલાબસિંહ'માં કહ્યું છે કે માનવીના આચાર ક્ષણિક છે અને વિચાર અમર છે એ વાત એમને પણ લાગુ પાડી શકાય. મરણ હંમેશાં માનવીના સ્ખલન પ્રત્યે ઉદારતાથી જોવાનું શીખવે છે અને માનવીના સ્ખલન સાથે એના દોષ અને એમાંથી નીપજતાં પરિણામ બહુધા અદૃશ્ય થાય છે પણ એના વિચાર અમર છે અને ભાવિ પેઢીઓને દીર્ઘકાળ સુધી માર્ગસૂચક બને છે. એ ખરું કે નબળા મનના માનવીઓ આવા માણસોમાં પણ સ્ખલન હતું તો આપણે તો કોણ માત્ર? એમ માનીને પોતાના સ્ખલનનો બચાવ કરવા પ્રેરાય. પણ એમાં આવા માણસોનો દોષ દેખવા કરતાં પેલા નિર્બળ મનના માનવીઓની નિર્બળતાનો દોષ જોવો એ વધારે યુક્તિસંગત અને ન્યાયયુક્ત લાગે છે.

મણિલાલની પ્રચંડ સાહિત્યપ્રવૃત્તિનાં જે ફળ ગુજરાતી પ્રજાને મળ્યાં છે તે સૌમાં પ્રથમ ધ્યાન ખેંચે છે એમનું ગદ્ય સાહિત્ય. એમનું ઘણુંખરું ગદ્ય સાહિત્ય 'સુદર્શન ગદ્યાવલિ'માં પ્રગટ થયેલું છે. એમાં આપણને તત્ત્વચર્ચા, સમાજસુધારો, શિક્ષણ વિષયક વિચારો, રાજકારણ, એમનાં નાટકો, નાટકોના અનુવાદો, ગુલાબસિંહ, 'મારું જીવનચરિત' નામની વાર્તા, અપ્રગટ આત્મચરિત્ર, 'બાલવિલાસ', 'ચારિત્ર્ય', 'શિક્ષણ અને સ્વશિક્ષણ' જેવાં સ્વતંત્ર કે અર્ધસ્વતંત્ર સર્જનો, એમનું વિવેચન, સંશોધન, સંપાદન, સંસ્કૃત કાવ્યનાં ભાષાન્તરો

હતું એમ એમણે યથાર્થ રીતે સૂચવ્યું છે. એકંદરે મણિલાલનો સંસારસુધારો અને તેની પાછળનું દૃષ્ટિબિન્દુ એ પ્રાચીન આર્યસંસ્કૃતિનું દષ્ટિબિંદુ છે. અને એમણે અર્વાચીન આર્યસંસ્કૃતિ નહિ પણ પ્રાચીન આર્યસંસ્કૃતિના ઉજ્જ્વલ સ્વરૂપનો નિર્દેશ કરી તે તરફ જવાનો આગ્રહ કર્યો છે. પુનર્લગ્નના ખૂબ ગવાઈ ગયેલા પ્રસંગ પરત્વે પણ મણિલાલ તાત્ત્વિક દૃષ્ટિએ લગ્નને પવિત્ર ધર્મબંધન માનતા હોવાથી અને સામાજિક કલ્યાણ ( Social Efficiency )ની દૃષ્ટિએ પુનર્લગ્નને આદર્શ સ્થિતિ ગણતા નથી પણ દરેક પ્રશ્નની અંગત ગુણવત્તા ઉપર દૃષ્ટિ રાખવાનું સૂચવે છે. પુનર્લગ્ન ન હોય એને એ ઉત્તમ ગણે છે છતાં આવશ્યક હોય ત્યાં પુનર્લગ્નને નિર્વાહ્ય ગણે છે. સંમતિવયના કાયદા અંગે મણિલાલે જે અભિપ્રાય દર્શાવેલો તેનો ખૂબ ઝનૂનપૂર્વક વિરોધ કરવામાં આવેલો અને તેમના ઉપર દુષ્ટતાનું આરોપણ પણ કરવામાં આવેલું. ત્યાં પણ મણિલાલનો હેતુ આવા સુધારા કાનૂનથી નહીં પણ લોકજાગ્રતિથી થવા જોઈએ એમ સૂચવવાનો અને લગ્ન ગમે તે ઉંમરે થાય પણ પતિ-પત્ની પુખ્તવયે જ સાથે રહે છે એ લોકસ્થિતિ તરફ ધ્યાન દોરવાનો હતો. સુધારા અંગેનાં એમનાં વિધાનોમાં આવી પ્રાચીન સંસ્કૃતિના ઊંડા અને વિશાળ અભ્યાસે આવેલી દૃષ્ટિ હંમેશાં પશ્ચાદ્ભૂમિકામાં રહી છે.

તત્ત્વચર્ચામાં પણ મણિલાલની દૃષ્ટિ એવી જ રીતે પ્રાચીન તત્ત્વદર્શનના સમર્થ અભ્યાસને પરિણામે ઘડાયેલી હતી. એમણે 'સિદ્ધાંતસાર' અને બીજાં અનેક પુસ્તકોમાં અદ્વૈતને પોતાનો મુખ્ય સિદ્ધાંત માન્યો છે. ધર્મતત્ત્વના નિર્ણયને સત્યશોધન ગણ્યું છે અને તેને માટે શાસ્ત્ર ( History and Philosophy ), યુક્તિ ( Reason ) અને અનુભવ ( Practical Experience ) એ ત્રણે પ્રમાણોને તે સ્વીકારે છે. ધર્મ અને તત્ત્વદૃષ્ટિને ભારતમાં અભિન્ન ગણવામાં આવ્યાં છે. તત્ત્વજ્ઞાનનો અર્થ બુદ્ધિની ભૂમિકા ઉપર પદ્ધતિસર વિચાર એટલો જ પશ્ચિમના તત્ત્વજ્ઞાનમાં કરવામાં આવ્યો છે

જ્યારે આપણે ત્યાં શ્રુતિ અને અનુભવને પણ મહત્ત્વનાં ગણ્યાં છે એ વસ્તુ તરફ મણિલાલે ખાસ ધ્યાન ખેંચ્યું છે. શાંકરવેદાંતના સિદ્ધાંતો મણિલાલની તત્ત્વપર્યેષણાના પાયામાં છે અને તત્ત્વજ્ઞાનનો મનુષ્યના જીવનમાં ઉત્તમ ઉપયોગ બતાવવો એ એમનું પ્રયોજન છે. અદ્વૈતની આ વિચારસરણીએ ભારતના અનેક બુદ્ધિશાળી અભ્યાસીઓ અને મુમુક્ષુઓને આકર્ષ્યા છે. એટલે મણિલાલ જેવા પ્રતિભાશાળી તત્ત્વચિંતકને એ આકર્ષે એમાં નવાઈ નથી; પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે મણિલાલની આ અદ્વૈત ભાવના શુષ્ક નથી, રસિક છે અને હૃદયનો પણ વિષય છે. સમષ્ટિમાં આત્મીયતાનું ભાન, રાગદ્વેષનો અભાવ અને નિષ્કામ કર્મ એ એને જીવનમાં જીવી જવાના માર્ગ છે. એમણે ગીતાના તત્ત્વજ્ઞાન ઉપર અને ભાષ્ય ઉપર વિશેષ ધ્યાન આપીને અભેદના પ્રકાશમાં એનો અર્થ કરેલો છે તે એમનું આગવું પ્રદાન છે; તેમ છતાં કોઈક વખત એવો વિચાર કરતાં કે એવો અર્થ તારવતાં એ જરાક વધારે પડતા દૂરાકૃષ્ટ અર્થ સુધી પહોંચી જતા લાગે છે.

એમનું 'સિદ્ધાંતસાર' કોઈ કોઈ સ્થળે અતિ ઉત્સાહમાં આવીને કરેલી ચર્ચાને કારણે પ્રતીતિજનક લાગતું નથી છતાં એવાં સ્થાન ગણતર છે. ખરું જોતા પ્રાચીન શાસ્ત્રો અને પુરાણોમાંનાં રૂપકોનું જે અર્થઘટન મણિલાલે કર્યું છે તે જે યુગમાં પુરાણોની નિંદા થતી હતી તે યુગમાં મણિલાલનું અત્યંત મહત્ત્વપૂર્ણ પ્રદાન ગણાય. તે પહેલાં આટલી સમર્થ રીતે અને આટલા પ્રમાણમાં કોઈએ આ કાર્ય કર્યું નથી. આચાર્ય ધ્રુવે આ પદ્ધતિનું 'આપણો ધર્મ'માં અનુકરણ કર્યું છે. મણિલાલે આ અર્થઘટન છૂટક છૂટક કર્યું છે જ્યારે આચાર્ય ધ્રુવે સ્પષ્ટ અને ક્રમિક રીતે કર્યું છે. એકંદરે 'સિદ્ધાંતસાર' મણિલાલની અત્યંત સમર્થ અને તેજસ્વી કૃતિ છે. એમાં મણિલાલ દાર્શનિક તરીકે જેટલા ઝળકી ઊઠે છે તેટલા જ એક સમર્થ ગદ્યકાર તરીકે ઝળકી ઊઠે છે. સ્થળે સ્થળે એમની શૈલી

મનોહર બની રહે છે અને હૃદયનો ઉત્સાહ અને રસ તેમ જ આત્મશ્રદ્ધાનો વેગ ઘણી વખત વાચકને ધસરી જાય એવાં હોય છે; જોકે કોઈ કોઈ સ્થળે મણિલાલ પોતાની દલીલોથી જે સિદ્ધ કરવા માગે છે તે સ્વત સિદ્ધ હોય એ રીતે પણ નિરૂપણ કરવા બેસી જાય છે ખરા. એમણે તે જમાનામાં ચર્ચાતા તત્ત્વજ્ઞાનના બધા મહત્ત્વના પ્રશ્નો ચર્ચ્યા છે. ચૈતન્યવાદને લગતું એમનું બીજું સર્જન તે 'પ્રાણવિનિમય' છે અને તેમાં મણિલાલને થયેલી શ્રદ્ધા અનુભવને પરિણામે હતી એ સ્પષ્ટ છે. મણિલાલને ચમત્કારમાં રસ કે પોતાની શક્તિ બતાવવામાં કોઈ સ્વાર્થ ન હતો. પ્રાણવિનિમય સામે એમણે ચેતવણી પણ આપી છે. પ્રાણવિનિમય જડવાદને વ્યર્થ ઠરાવવા ઉપરાંત રોગનિવારણ અને યોગસાધન છે એમ એમણે સૂચવ્યું છે. તંત્ર, યોગ અને સ્વરશાસ્ત્રનો એમનો અભ્યાસ પણ એમાં દેખાઈ આવે છે. રાજયોગ ઉપર એમણે રચેલું પુસ્તક અને 'Monism or Advaitism' એમના દર્શન વિષયના સમર્થ ગ્રંથો છે. ઉપરાંત 'Imitation of Shanker' પણ એ જ વિષયનો નોંધપાત્ર ગ્રંથ છે. આ બધાંથી એમને વિદેશોમાં પણ ખૂબ પ્રતિષ્ઠા મળેલી. મણિલાલની તેજસ્વી શક્તિનાં એ ચિરંતન સ્મારક છે.

મણિલાલના સમયના સાહિત્યકારોમાં રમણભાઈ પ્રાર્થનાસમાજના નેતા તરીકે તેમના સબળ પ્રતિસ્પર્ધી હતા. મણિલાલ સાથે એમને અનેક વિષયો ઉપર વિવાદ થયેલો છે. તેમાંયે ધર્મ, સમાજ-સુધારણા અને સાહિત્યવિષયક વિવાદ મહત્ત્વનો છે. મણિલાલનો અદ્વૈત સિદ્ધાંત અને પ્રાર્થનાસમાજના મૂળમાં જ રહેલો દ્વૈત સિદ્ધાંત આના પ્રવર્તનમાં મુખ્ય કારણ છે. રમણભાઈ બુદ્ધિને મુખ્યત્વે પ્રમાણ માનતા જ્યારે મણિલાલ ઉપર્યુક્ત ત્રણે પ્રમાણોને સ્વીકારતા. ખરી રીતે જોતાં મણિલાલનો અભ્યાસ રમણભાઈ કરતાં આ ક્ષેત્રમાં વધારે હતો, અને એ જે કંઈ લખતા તેની પાછળ દૃઢ માન્યતા અને અભ્યાસની ભૂમિકા હતી. ઘણી વખત શાંત, સ્વસ્થ રમણભાઈ,

ઉત્સાહી અને ઉત્કટ ભાવનાવાદી મણિલાલનો ઉપહાસ પણ કરતા. તેમ છતાં એકંદરે વિચારતાં મણિલાલનાં ઘણાં વિધાનો યોગ્ય લાગે છે. રમણભાઈની દલીલો એક કુશળ સ્વસ્થ વકીલના જેવી છે છતાં કોઈ કોઈ વખત પ્રતીતિકર બનતી નથી, વિવાદની ઉગ્રતામાં કેટલીક વખત પ્રતિપક્ષી ઉપર પ્રહાર કરવાની વૃત્તિ દેખાય છે, અને એવા પ્રહાર આદર્શની દૃષ્ટિએ કઠે પણ છે. મણિલાલની વાદપદ્ધતિ એક પંડિતના જેવી છે. એમાં વિસ્તાર કરતાં ઘનતા, સંક્ષેપ, સંબદ્ધતા અને કુશાગ્રતા ઘણાં દેખાય છે. સ્વસ્થતા, સૌજન્ય, ગૌરવ પણ મણિલાલના વિશેષ ગુણો ગણાય. તેમ છતાં એક વસ્તુ લાગે છે કે મણિલાલ પોતાના મતના ઉત્સાહી અને આગ્રહી પ્રચારક હતા અને એના સમર્થનમાં આવશ્યક હોય એવી દલીલો કરતા. એક ન્યાયાધીશની માફક વસ્તુના સારાનરસા અંશો તટસ્થતાપૂર્વક રજૂ કરવાને બદલે એક મિશનરીની માફક ઉત્સાહપૂર્વક એ રજૂ કરતા.

શિક્ષણક્ષેત્રે પણ મણિલાલનું કાર્ય મહત્ત્વનું છે, કોઈ ને કોઈ રીતે પોતાના જીવનના ઠીક ઠીક લાંબા સમય સુધી મણિલાલ શિક્ષણ સાથે સંકળાયેલા હતા, એટલે દેશના સંસ્કારવિકાસની યોજનાના એક અંગ રૂપે જ એમણે શિક્ષણની આલોચના અને વિચારણા કર્યાં છે. સ્ત્રીશિક્ષણ, અંગ્રેજી કેળવણી, ચાલુ કેળવણીમાં આવશ્યક સુધારા અને સ્ત્રીકેળવણીની દશાનો વિચાર કરતાં એમણે વ્યવહારુ અને મૂળગામી વિચારણા કરી છે, એટલું જ નહિ પણ એમાં પ્રાચીન પરંપરાના સંકુચિત વર્તુળમાં બંધાઈ રહેવાને બદલે પશ્ચિમના વિચારકોના અદ્યતન ગ્રંથોમાંથી પોતાના સિદ્ધાંતનું સમર્થન મેળવી આ વિચારોને વ્યાપક અને અદ્યતન બનાવ્યા છે; જોકે મનુષ્યનો સર્વાંગી વિકાસ કરનારી કેળવણીનો વિનિયોગ છેવટે તો સમષ્ટિના હિતરૂપે કરવાનો હોઈ આ વિચારની પાછળ પણ એમની અભેદનિષ્ઠા જ, કામ કરી રહી છે. ~~એમ વ્યાખ્યા વિના રહેતું~~ નથી. માનસશાસ્ત્રીય રીતે પણ એમણે શિક્ષણનો વિચાર 'ચેતનશાસ્ત્ર' નામક ગ્રંથમાં કર્યો છે.

સ્ત્રી કેળવણી વિશે 'નારીપ્રતિષ્ઠા'માં અને દેશની સામાન્ય જનતાની યોગ્ય કેળવણી અંગે 'પૂર્વ અને પશ્ચિમ'માં એમણે વિચાર કર્યો છે. તે ઉપરાંત થોડા છૂટાછવાયા લેખો પણ મળે છે.

રાજ્યવિષયક લખાણો પણ ઘણાં વિશાળ છે. ખરું જોતાં મણિલાલને આ વિષયમાં ઝાઝી રુચિ ન હતી એમ આચાર્ય ધ્રુવે કહ્યું છે પણ ૧૮૮૯ પછીની એમની જાહેર પ્રવૃત્તિ બનાવે છે કે આ ક્ષેત્રમાં સક્રિય ફાળો આપીને એમણે પોતાનો રસ દાખવ્યો હતો. રાષ્ટ્રીય મહાસભાના ૧૮૮૯ ના અધિવેશનમાં નડિયાદના પ્રતિનિધિ તરીકે તે ગયેલા. નડિયાદ તાલુકા અને ખેડા જિલ્લાની કોંગ્રેસ સમિતિઓ સ્થાપવાનો પ્રબંધ તેમણે કરેલો. તે ઉપરાંત પણ પંચમહાલ અને ખેડા માટે સ્થપાયેલી સંયુક્ત કોંગ્રેસ સમિતિના મંત્રી તરીકે તે ચૂંટાયેલા. આ સક્રિય કાર્ય ઉપરાંત, રાજવી કવિ કલાપીને માર્ગદર્શન આપવા માટે એમણે 'કારભાર' નામની લેખમાળા લખી હતી. છેક અવસાન સુધી તેમણે તાત્ત્વિક ચર્ચાના અને તે સમયના ચાલુ બનાવોની વિચારણાના લેખો લખ્યા કર્યા હતા. એમની રાજ્યભાવના પશ્ચિમની વ્યક્તિપ્રધાન અને અહંભાવી રાજ્યભાવના કરતાં જુદી, અદ્વૈતને અનુસરતી, કુટુંબભાવનાનો જ વિસ્તાર સૂચવતી, ધર્મભાવનાને અનુસરતી અને સમષ્ટિને ધ્યાનમાં રાખનારી છે. મણિલાલે અંગ્રેજોના આગમનથી દેશને થયેલા રાજકીય લાભાલાભનું પણ સરવૈયું કાઢ્યું છે. દેશની પ્રાચીન પરંપરાનો લોપ થયો અને રાજાપ્રજા વચ્ચેનું અંતર વધ્યું તેમ જ કરભાર વધ્યા એમ એમાં એ ગણાવે છે. પ્રજાને નિઃશસ્ત્ર બનાવી તેથી નિસ્તેજતા આવી એમ સૂચવે છે, હિંસાને સ્વતંત્ર થવા માટે યોગ્ય માર્ગ ગણતા નથી, પૂર્વ અને પશ્ચિમ બંનેએ પરસ્પર રાજકીય વિચારોના સમન્વયમાંથી ઘણું શીખવાનું છે એમ કહે છે. પરદેશી રાજકર્તાઓએ પ્રજાનો વિશ્વાસ અને પ્રેમ મેળવવાનાં છે એમ સૂચવે છે. આ રીતે એમણે આપણા તે વખતના રાજકારણનો વિસ્તૃત વિચાર કર્યો છે. તેમ છતાં, એકંદરે તેઓ મધ્યમમાર્ગી હતા.

એમ કહી શકાય અંગ્રેજ અમલના સારા પરિણામો એમના ધ્યાન બહાર રહ્યા નથી અને પરસ્પર સહકારથી રાજાપ્રજાએ દેશની ઉન્નતિ સાધવી જોઈએ એમ એ માને છે

અત્યાર સુધી મણિલાલના લલિતેતર સાહિત્યનો આપણે વિચાર કર્યો એમનુ મહત્ત્વનુ કાર્ય પણ નિબંધાકારે થયેલુ છે એમનુ જીવનમાર્ગ, આપણે જોયુ તેમ, જીવિતનુ ધ્યેય નક્કી કરવાનુ હતુ અને તે પણ તેમણે મોટે ભાગે નિબંધોમા કર્યુ છે સાથે સાથે લલિત સાહિત્યના ક્ષેત્રે એમનુ મૌલિક અને અનુવાદરૂપ કાર્ય મહત્ત્વનુ છે એમા નાટકો તરત ધ્યાન ખેંચે છે મણિલાલની સૌંદર્યપ્રીતિ, રસિકતા અને પ્રેમભાવનાને પ્રગટ કરતા આ નાટકો એમના અભેદ સિદ્ધાતનુ જ એક યા બીજી રીતે સમર્થન કરે છે 'કાન્તા' અને 'નૃસિંહાવતાર' એમના મૌલિક નાટકો છે, તો 'માલતીમાધવ' અને 'ઉત્તરરામ ચરિત' અનુવાદ છે એમણે પ્રેમની જે ભાવના દૃષ્ટિ સમક્ષ રાખેલી, તે 'કાન્તા'મા સાચા દાંપત્યપ્રેમરૂપે, 'નૃસિંહાવતાર'મા પ્રહ્લાદ અને તેના મિત્રના પ્રેમરૂપે વ્યક્ત થઈ છે 'માલતીમાધવ'મા મિત્રપ્રેમ અને દાંપત્યપ્રેમનુ ચિત્ર છે, તો 'ઉત્તરરામચરિત'મા ભારતીય પ્રેમનો જે લોકોત્તર આદર્શ મહાકવિ ભવભૂતિએ રજૂ કર્યો છે તે તેમને અનુવાદ કરવા પ્રેરનાર મુખ્ય બાબતો લાગે છે 'કાન્તા' નાટકમા સંસ્કૃત નાટકસાહિત્યની શૈલી અને પાશ્ચાત્ય કરુણિકાનો ખ્યાલ એ બેનુ સંમિલન છે એટલે એ રચાયુ ત્યારથી જ નવલરામથી માંડીને રમણભાઈ જેવા વિવેચકોએ ૧૯૦૮ સુધીમા આ નાટકને ગુજરાતી નાટકસાહિત્યમા એક જ આશ્વાસનસ્થાન તરીકે ઓળખાવેલુ તેમ છતા 'કાન્તા'મા હારના બનાવ વિષે નવલરામ અપ્રતીતિકરતાનુ આરોપણ કરે છે, જોકે ડૉ ધીરુભાઈ એને નિર્દોષ ગણે છે, તેમ છતા એમા વસ્તુસંકલનાની કેટલીક કચાશ રહી ગઈ છે એમ કહે છે રસ, માનવસ્વભાવ નિરૂપણ, વિવિધ અને વિશિષ્ટતાવાળા પાત્રો, તરલાના મનોમંથનનુ આકર્ષક અને રસિક નિરૂપણ અને સૌથી વધુ

તો આ નાટકની છંદોબદ્ધ અને ગેય કવિતા આ નાટકનાં મહત્ત્વનાં આકર્ષણ – સ્થાનો છે. ડૉ. ધીરુભાઈ કહે છે: "એકંદરે ગુજરાતી નાટકમાં કવિતાનો પોતાના પુરોગામીઓ ને સમકાલીનો કરતાં સૌથી વિશેષ ઔચિત્યબુદ્ધિથી પ્રયોગ કરનાર મણિલાલ હતા."

'નૃસિંહાવતાર' મણિલાલની પરિણતપ્રજ્ઞાનું ફળ છે. એમાં સંસ્કૃત નાટકનાં ઘણાં અંગો સમાયાં છે. 'કાન્તા'માં પ્રધાનરસ કરુણ છે. શૃંગાર, વીર; બીભત્સ અને ભયાનક તેના અંગભૂત છે; તો 'નૃસિંહાવતાર'માં ભક્તિરસ (શાન્તરસ?) પ્રધાન છે અને વીર, અદ્ભુત, હાસ્ય, વાત્સલ્ય અને કરુણ યથાસ્થાને લેખકે કુશળતાપૂર્વક જમાવ્યા છે. પ્રહ્લાદની મૂળ પૌરાણિક કથા ચમત્કારયુક્ત છે. એટલે ચમત્કારનું વાતાવરણ લેખકે આખા નાટકમાં ઓતપ્રોત રાખ્યું છે. સાથે જ વિદૂષક અને તેના ગૃહસંસાર દ્વારા સમકાલીન સંસારના પરિચિત રંગોનું આલેખન પણ કુશળતાપૂર્વક કર્યું છે. પાત્રોનું વ્યક્તિત્વ સુરેખ અને વૈવિધ્યમય છે. ડૉ. ઠાકરના અભિપ્રાય પ્રમાણે, કર્તવ્યભાવના આ નાટકના કેન્દ્રમાં રહેલી છે. ઉત્તરોત્તર નાટ્યસંઘર્ષ વધતો જાય છે. ખાસ કરીને પ્રહ્લાદની માતા પતિપ્રેમ અને વાત્સલ્ય એ બેની વચ્ચે જે માનસિક સંઘર્ષ અને વેદના અનુભવે છે તે આ નાટકનું કદાચ સૌથી વધુ હૃદયંગમ અંગ છે. આ નાટકનાં ગીતો એનું આગવું આકર્ષણ છે. મણિલાલની સંગીતસૂઝ આમાં પુરબહારમાં ખીલી છે. વર્ણનાત્મક, ભક્તિમય શૃંગારનાં, કરુણયુક્ત વાત્સલ્યનાં એવાં ગીતો તરત ધ્યાન ખેંચે છે.

'ઉત્તરરામચરિત' અને 'માલતીમાધવ'ના મણિલાલે કરેલા અનુવાદોને પણ પોતાની વિશેષતા છે. મુખ્યત્વે શ્લોકોનો અનુવાદ છંદોબદ્ધ છે પણ ક્વચિત્ મણિલાલે લાવણીનો ઉપયોગ સુંદર રીતે કર્યો છે. એમાં જેમ ભગવાન રામનાં દારુણ મનોમંથનનાં તાદૃશ ચિત્રો આવે છે તેમ વર્ણનાત્મક શ્લોકો પણ ઠીક ઠીક પ્રમાણમાં આવે

છે. ભગવાન રામ અને સીતાનો પ્રેમ આપણે ત્યાં પરાપૂર્વથી જ આદર્શ પ્રેમ ગણાતો આવ્યો છે. મણિલાલને જીવનમાં એ પ્રેમનો અનુભવ ન થયા છતાં આ આદર્શ પ્રેમના નિરૂપણથી આકર્ષાઈને જ એમણે આ નાટકનો અનુવાદ કર્યો હોય એમ લાગે છે. આ અનુવાદ એમણે ખૂબ જ ઝડપથી કરેલો અને જેમ જેમ અનુવાદ કરેલો તેમ તેમ એ છપાવા ગયેલો; એને પરિણામે કેટલાંક સ્થળોએ નાની નાની ભૂલો રહી ગઈ હોય એ શક્ય છે. પણ એકંદરે સંસ્કૃતના સમર્થ પંડિતની કલમને જેબ આપે તેવો આ અનુવાદ બન્યો છે એમ ઉપર્યુક્ત હકીકતને ધ્યાનમાં રાખતાં લાગ્યા સિવાય રહેતું નથી. છેક ઉમાશંકર જોશીના અનુવાદ સુધી આને વિસરાવે એવો અનુવાદ થયો નથી એ લેખકે સાહિત્યપ્રવૃત્તિની શરૂઆતમાં જ કરેલા આ અનુવાદને માટે ગૌરવાસ્પદ છે.

'માલતીમાધવ'નો અનુવાદ કરવા મણિલાલ પ્રેરાયા તેની પાછળ પણ એમાં મિત્રપ્રેમનું જે મનોહર ચિત્ર છે એ જ આકર્ષક બળ તરીકે રહ્યું છે. એની શૈલી 'ઉત્તરરામચરિત'ના અનુવાદ કરતાં વધારે પરિમાર્જિત અને પક્વ દેખાય છે. એમાં જે સમશ્લોકી અનુવાદ છે તેની પ્રાસાદિકતા ધ્યાન ખેંચે એવી છે. ડૉ. ઠાકર નોંધે છે કે આ નાટકમાં પણ કવિની સાહિત્યપ્રવૃત્તિની શરૂઆતના ગાળાની કચાશ વિશેષ દેખાય છે અને 'ઉત્તરરામચરિત'નો અનુવાદ આના કરતાં ચઢે એવો છે. જ્યાં જ્યાં 'ઉત્તરરામચરિત'માં મણિલાલે લાવણીઓનો પ્રયોગ કર્યો છે અને મૂળનાં વર્ણનોને વિસ્તાર્યાં છે ત્યાં ત્યાં ક્વચિત્ મૂળના કરતાં પણ વધુ આકર્ષક, પ્રૌઢ અને રમણીય રચના ઉત્પન્ન થઈ છે. 'માલતીમાધવ'માં અનુવાદ કરતાં મણિલાલે લઘુગુરુની લીધેલી છૂટ, ચરોતરી બોલીના સંસ્કાર અને ક્વચિત્ રચનાની અપ્રાસાદિકતા તરફ તેમણે ધ્યાન દોર્યું છે.

આ ઉપરાંત મણિલાલે 'મહાવીરચરિત'નો અનુવાદ કરેલો છે. તે નાટકના છઠ્ઠા અંકના ૩૮ મા શ્લોક સુધી થયેલો છે. એની શૈલી

પક્વ અને રસાળ છે અને ત્રણેય નાટકોના અનુવાદમાં આ ઉત્તમ અનુવાદ છે.

'ગુલાબસિંહ', 'ગીતા', 'ચારિત્ર્ય', 'રામગીતા', 'હનુમન્નાટક', 'ચતુ.સૂત્રી' અને 'વૃત્તિપ્રભાકર' વગેરેના અનુવાદ મણિલાલે સ્વેચ્છાએ કરેલા છે. તેમાં 'ગુલાબસિંહ' સૌથી વધુ ધ્યાન ખેંચે એમ છે. લૉર્ડ લીટનની 'ઝેનોની' નામક નવલકથાના પુસ્તકનું એ રૂપાન્તર છે. મણિલાલે આ નવલકથા 'પ્રિયંવદા'માં ૧૮૮૫ના ઑગસ્ટથી છાપવા માંડેલી. અંગ્રેજીમાં આ નવલકથા ઉત્તમ કોટિની ગણાતી નથી તેમ છતાં મણિલાલે ભાષાન્તર માટે એની પસંદગી કરી તેની પાછળ કેટલાંક કારણો છે. મૂળ નવલકથા રોસીક્રુશિયન સંઘના રહસ્યમય યોગીઓનો ઉલ્લેખ કરે છે. આ યોગીઓ વાસનાથી મુક્ત થઈને ગુપ્ત રસાયણ–વિદ્યા દ્વારા ગૂઢ અધ્યાત્મશક્તિ પ્રાપ્ત કરતા હતા. ભારતીય યોગીઓ અને સિદ્ધોની સાથે તેમને ઘણું સામ્ય હતું. મણિલાલને ઇષ્ટ અદ્વૈતભાવનાની અત્યંત નિકટ એમની દૃષ્ટિ આવતી અને મણિલાલ કંઈક ઉચ્ચાશયી વાર્તા પીરસવા માગતા હતા તેથી તેમણે આ કૃતિને રૂપાન્તર માટે પસંદ કરી. આ કૃતિ રૂપાન્તર છે કે ભાષાન્તર એની ઠીક ઠીક ચર્ચા થઈ છે, પણ મૂળ 'ઝેનોની' અને 'ગુલાબસિંહ' એ બેઉના ધ્યાનપૂર્વકના વાચન પછી એમ સ્પષ્ટ લાગે છે કે એ રૂપાન્તર જ છે. મણિલાલે કેટલેક સ્થળે મૂળનાં વાક્યોનો ભાવ એમાં એવી રીતે ઉતાર્યો છે કે ઉપર ઉપરથી જોનાર એને ભાષાન્તર માનવા પ્રેરાય, પણ મણિલાલે એનું હિંદીકરણ કર્યું છે અને તે એટલું બધું સફળ થયું છે કે જો મણિલાલે પોતે મૂળ કૃતિની માહિતી ન આપી હોત તો કોઈને આ રૂપાન્તર છે એમ ભાગ્યે જ લાગત. મૂળનું ઘણું મણિલાલે એમાં છોડ્યું છે, તો ભારતીય પરંપરા, પૌરાણિક સંદર્ભ, વાતાવરણ અને ઇતિહાસને એમાં ગૂંથી લઈને એમાં પોતાની જીવનફિલસૂફીનો મનોહર આવિર્ભાવ પણ કર્યો છે. મૂળનાં પાત્રોને બદલે શિવ, મત્સ્યેન્દ્ર, ગુલાબસિંહ

જેવાં પાત્રો મૂકીને એને ભારતીય સ્વરૂપ આપવાનો સબળ પ્રયત્ન એમણે કર્યો છે. પ્રેમ અને કર્તવ્યભાવના, તટસ્થ વૃત્તિના કરતાં પણ વધારે આકર્ષક છે એમ મત્સ્યેન્દ્ર અને ગુલાબસિંહનાં પાત્રો દ્વારા એમાં બતાવ્યું છે. તત્ત્વચર્ચાના અનેક પ્રસંગોએ મૂળના વિચારોને કંઈક મળતી ભારતીય તત્ત્વદૃષ્ટિનું નિરૂપણ આ રૂપાન્તરની સફળતાનું મહત્ત્વનું અંગ છે. તેમ છતાં એમણે કેટલીક નાની નાની ભૂલો પણ કરી છે, એમ દેખાય છે. ખાસ કરીને મૂળની ફ્રેન્ચ ક્રાંતિને બદલે પૃથુરાજ અને શહાબુદ્દીનની લડાઈનો પ્રસંગ એમણે કેન્દ્રમાં રાખ્યો પણ એની ઉચિતતા એમના સબળ પ્રયત્ન છતાં, મૂળ પ્રસંગ જેટલી દેખાતી નથી. ઇતિહાસને થોડો મરડવો પણ પડ્યો છે. જયપુર જેવાં શહેરોનું તે વખતે અસ્તિત્વ નહોતું એનો ખ્યાલ પણ એમને રહ્યો નથી. યમુના નદીમાં દિલ્હી સુધી વહાણો આવે તે એ સમયમાં પણ શક્ય લાગતું નથી. મનોરંજન માટે સમાજ નામક સંસ્થા અને રાજપૂત કન્યાનું તેમાં નટી તરીકે કાર્ય પણ પ્રતીતિકર બનતાં નથી. આવી નાની નાની બાબતો બાદ કરતાં આ રૂપાન્તર અનેક રીતે આકર્ષક બન્યું છે. તટસ્થ મત્સ્યેન્દ્ર અને સહાનુભૂતિશીલ ગુલાબસિંહનાં પાત્રો દ્વારા મણિલાલે પ્રવૃત્તિ અને નિવૃત્તિ માર્ગનો અને તેમનાં પરિણામનો ભેદ સ્પષ્ટ કર્યો છે. ગુલાબસિંહ એક પ્રસંગે એમ પણ કહે છે, 'ખેર! મનુષ્ય જેવું મધુર બીજું શું છે?' મણિલાલે એક બીજો આકર્ષક સિદ્ધાંત એ રજૂ કર્યો છે કે, 'જેનું કોઈ નથી તેનો પ્રભુ છે.' તે સમયની દૃષ્ટિએ તો એનાં વિષય, વાર્તારસ, ચિંતન, શૈલી, વર્ણનો અને ધ્વનિ – એ બધી રીતે વિચારતાં આ કૃતિ રૂપાન્તર હોવા છતાં ઉચ્ચ કક્ષાની છે અને ગુજરાતી સાહિત્યનું એક બહુમૂલ્ય આભરણ છે, એમ કહી શકાય.

'મારું જીવનચરિત્ર' નામક એક વાર્તા મણિલાલે 'સુદર્શન'-માં આપવાનું શરૂ કરેલું. પણ એ અધૂરી રહેલી છે. એમાં પોતાનાં ધાર્મિક અને સામાજિક મંતવ્યો આપવાનો મણિલાલનો પ્રયત્ન હતો.

મણિલાલની વિદ્વત્તાથી આકર્ષાઈને એમને પ્રાચીન સાહિત્યનું સંપાદન અને અનુવાદ કાર્ય ઘણા મોટા પ્રમાણમાં સોંપવામાં આવેલું અને તે તેમણે સફળતાપૂર્વક પાર પાડ્યું છે. એવાં કાર્યોમાં અને ઇતર ગ્રંથોમાં 'દ્વાશ્રય', 'વિક્રમચરિત્ર', 'ભોજપ્રબંધ', 'વિવાદ તાંડવ', 'ષડ્દર્શન સમુચ્ચય' તેમ જ 'શ્રુતિસારસમુદ્ધરણ' નો સમાવેશ થાય છે. અલબત્ત, તે વખતની મુશ્કેલીઓને કારણે આ કાર્યમાં કોઈને અસંતોષ લાગે એવાં તત્ત્વો તેમાં રહી ગયાં હોય એ શકય છે. તે ઉપરાંત પાટણના ભંડારમાંથી મળી આવેલાં કેટલાંક પુસ્તકોનો સારસંચય પણ મણિલાલે આપ્યો છે. એવી કૃતિઓની સંખ્યા પણ ઠીક ઠીક મોટી છે. આવી બહુવિધ અને વિદ્વત્તાની કસોટી કરે એવી સાહિત્યપ્રવૃત્તિ કરીને મણિલાલે તે જમાનાના ગુજરાતી સાહિત્યને ખૂબ સમૃદ્ધ કર્યું અને મૂલ્યવાન સેવા બજાવી તે સ્પષ્ટ છે.

આ ઉપરાંત પણ મણિલાલે અંગ્રેજી ઉપરથી કેટલાંક પુસ્તકોની રચના કરી છે. તેમાં 'ન્યાયશાસ્ત્ર' અને 'ચેતનશાસ્ત્ર' નોંધપાત્ર છે. Psychology વિષયક ગ્રંથને તેમણે 'ચેતનશાસ્ત્ર' નામ આપ્યું છે; જોકે Psychology ને માટે 'માનસશાસ્ત્ર' શબ્દ પણ તેમણે વાપર્યો છે. આમ કરવાનો હેતુ ચેતનવાદની સ્થાપના કરવાનો હોય એમ લાગે છે. ગ્રંથને અંતે આપેલી પરિભાષા આજે પણ ઉપયોગી નીવડે તેવી છે. 'ન્યાયશાસ્ત્ર' પશ્ચિમના તર્કશાસ્ત્રનું ગુજરાતી અવતરણ છે. એમાં મણિલાલની શક્તિ વિશેષરૂપે પ્રગટ થઈ છે.

આ ઉપરાંત અધ્યાપક તરીકે મણિલાલે જે થોડો સમય નડિઆદ અને ભાવનગરમાં કાર્ય કર્યું તે પણ તેમની તે દિશાની શક્તિનું દ્યોતક છે. તેમની પાસે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓના ઘણા મોટા ભાગને તેમના શિક્ષણકાર્યથી ખૂબ સંતોષ હતો એમ મણિલાલ પોતે નોંધે છે. જે વિષય શીખવવાનો હોય તેની સંપૂર્ણ તૈયારી કરીને મણિલાલ એને એટલી સરસ રીતે શીખવતા કે તેમના શિષ્યવર્ગમાં એમને માટે ભક્તિભાવની લાગણી સામાન્ય વસ્તુ હતી.

'પ્રિયંવદા' અને 'સુદર્શન'ના તંત્રી તરીકે મણિલાલે જે કાર્ય કર્યું છે તે ઉમદા પ્રકારનું છે. ગુજરાતી પત્રકારિત્વના ઇતિહાસમાં આ બેઉ માસિકોનું કાર્ય નોંધપાત્ર છે અને તે સમયમાં તે ખૂબ લોકપ્રિય થયેલાં એમ પણ જણાય છે. જીવનના બધા જ મહત્ત્વના વિષયો ઉપર અને વિશેષે ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કાર, સમાજસુધારો અને સાહિત્ય-વિવેચન એ વિષયોમાં આ માસિકોએ ઉચ્ચ કક્ષાની સેવા બજાવી છે. 'પ્રિયંવદા' સ્ત્રીઓ માટેનું આસિક હતું છતાં, તે દ્વારા મણિલાલે આપણા સમાજના એક મહત્ત્વના અંગની કીમતી સેવા બજાવી છે. વિશેષે તો એટલા માટે કે 'પ્રિયંવદા' શરૂ થયું ત્યાં સુધી સ્ત્રીવર્ગને શિક્ષણ આપવાના, જાગ્રત કરવાના અને આપણા પ્રાચીન આર્ય સંસ્કારો પ્રમાણે એમના જીવનમાં માર્ગદર્શન આપવાના હેતુથી શરૂ થયેલું એક પણ માસિક દેખાતું નથી. આ વસ્તુ જ મણિલાલની સુધારા પ્રત્યેની નિષ્ઠાનો સચોટ પુરાવો છે. 'સુદર્શન' સમાજના બધા ઉચ્ચકક્ષાના વર્ગોને ઉપયોગી થઈ પડે એવા પ્રકારનું શિષ્ટ માસિક હતું. એમા વાર્તા જેવા મનોરંજક વિષયો ઉપરાંત ગંભીર તત્ત્વચર્ચાના વિષયો પણ રહેતા. વસ્તુતઃ મણિલાલનું દર્શન, સુધારો, વિવેચન, સાહિત્યસર્જન આદિ ઘણું બધું કાર્ય 'સુદર્શન' દ્વારા પણ થયું છે. મણિલાલે ગુજરાતી નિબંધની જે અપૂર્વ સેવા બજાવી છે અને તેને સુનિશ્ચિત, દૃઢ સ્વરૂપવાળો સાહિત્યપ્રકાર બનાવ્યો છે તે પણ આ માસિકો દ્વારા જ. નર્મદે શરૂ કરેલા આ સાહિત્યપ્રકાર દ્વારા, ત્યાર પછીના અનેક સાહિત્યકારોએ પોતાનું વક્તવ્ય રજૂ કર્યું છે. શ્રી વિશ્વનાથ ભટ્ટ લખે છે કે, "આ સંરક્ષક યુગના નિબંધ સાહિત્યના અધિષ્ઠાતા તે તો મણિલાલ નભુભાઈ જ. ગુજરાતીમાં જેની રચનાઓને આપણે આદર્શ નિબંધો તરીકે રજૂ કરી શકીએ એવો કોઇ સર્વોત્તમ નિબંધકાર હોય તો તે મણિલાલ નભુભાઈ જ છે. નિબંધલેખનની કળાના જેવા અને જેટલા પૂર્ણ નમૂના એમની પાસેથી મળે છે તેવા અને તેટલા બીજા બહુ થોડા પાસેથી મળશે."

આગળ ચાલતાં તેઓ જણાવે છે કે, "ભાષા અને નિરૂપણપદ્ધતિ ઉપર પૂર્ણ પ્રભુત્વ ધરાવનાર કોઈ પ્રખર બુદ્ધિશાળી વિચારકના સ્વાભાવિક નિઃશ્વસિત જેવા જ એ સઘળા નિબંધો લાગે છે....એમના જેવું મિતાક્ષર છતાં સ્પષ્ટ, શિષ્ટ છતાં છટાદાર, વિદ્વત્તાભર્યું છતાં સરળ, પ્રૌઢ, અસ્ખલિત ગદ્ય ગુજરાતના બીજા કોઈ પણ નિબંધકારમાં નહિ મળે."

મણિલાલે કરેલું સાહિત્યવિવેચન પણ એમની સાહિત્યવિષયક સમજ, દૂરગામી દૃષ્ટિ, સમતોલ અને સ્વસ્થ નિરૂપણપદ્ધતિનાં સુંદર ઉદાહરણ છે. પ્રો. ઠાકોર તો તેમને નવલરામ કરતાં વધારે વિદ્વાન, ઉદાર, અપક્ષ અને શાસ્ત્રીય વિવેચક ગણે છે. મુખ્યત્વે એમણે ગ્રંથ-સમીક્ષા દ્વારા વિવેચનપ્રવૃત્તિ કરેલી છે. એમણે એમાં નિષ્ઠા અને નિયમિતતા ખૂબ બતાવ્યાં છે. તેથી તેમનાં ગ્રંથસમીક્ષાનાં લખાણોનો જથ્થો ઠીક ઠીક મોટો થાય છે. તાત્ત્વિક ચર્ચા પણ એમણે ગ્રંથાવલોકનને અંગે કરી છે. એમનાં કેટલાંક વિધાનો તે વખતે ખળભળાટ મચાવે તેવાં હતાં, છતાં એકંદરે એમાં એમની દીર્ઘદૃષ્ટિ રહેલી હતી એમ આજે સમજાય છે.

મણિલાલે સંશોધનના ક્ષેત્રે પણ નોંધપાત્ર કામ કર્યું છે. અનેક મુશ્કેલીઓ વચ્ચે પાટણના જૈન ગ્રંથભંડારનો જે પરિચય એમણે મેળવ્યો અને ગુજરાતને આપ્યો તે સેવા નોંધપાત્ર ગણાવી જોઈએ. વડોદરા રાજ્યે એમને આ કાર્ય માટે નીમ્યા હતા અને તેને અંગે એમને ઠીક ઠીક સગવડ પણ મળી હશે છતાં તે વખતના લોકોની આ ભંડારો વિષયક માન્યતા એવી હતી કે એમને એમાંથી ઘણી સહાય ન મળે. જૈનો એમને ગ્રંથભંડારો ઉઘાડી આપવા તૈયાર ન હતા, છતાં તેમને સમજાવીને એમણે બાર ભંડારોનાં પુસ્તકો જોયાનો ઉલ્લેખ કરેલો છે.

મણિલાલે આ ભંડારોમાંથી બધું સાહિત્ય જોયું હશે એમ લાગતું નથી, જેટલું સાહિત્ય જોયું તેટલું નોંધ્યું છે, અને એમાંના જુના

જુદા ગ્રંથોની હકીકતો પણ નોંધી છે. ડૉ. ઠાકર કહે છે કે ભંડારોમાં રહેલી ઉત્તમ સારસ્વત સંપત્તિનો પ્રથમ પરિચય કરવાનું માન મણિલાલને ફાળે જાય છે, ~~તે યોગ્ય છે~~. આમાંથી એમણે કરેલાં કેટલાંક ભાષાન્તરોની હકીકત આ પહેલાં જણાવી છે.

ગદ્યકાર તરીકેના મણિલાલના સામર્થ્યની પાછળ અનેક સમર્થ સાહિત્યસ્વામીઓની અસર પડેલી હોય તો નવાઈ નહિ. સંસ્કૃત, અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યનો એમનો પરિચય એટલો વિશાળ હતો કે 'શાંકરભાષ્ય' જેવા નિર્મળ અને છટાદાર સંસ્કૃત ગદ્યના ગ્રંથ ઉપરાંત બેકન અને ઇમર્સનના નિબંધો, બાણ જેવા સંસ્કૃત કવિની ગદ્ય શૈલી, નર્મદ – નવલરામનાં ગદ્ય લખાણો — આ બધાંની અસર મણિલાલના માનસમાં ઊંડે ઊંડે પડી હોય એ શક્ય છે. જે વર્ગના વાચકોને ઉદ્દેશીને એ લખતા તેમને અનુકૂળ શૈલી સ્વાભાવિક રીતે જ રહેતી. એ શૈલી પ્રસંગે પ્રસંગે જુદાં જુદાં રૂપ ધારણ કરતી. કોઈ સ્થળે કુતૂહલભરી સમજાવટ, કોઈ સ્થળે આત્મભાન, નિષ્ઠા અને જ્ઞાનની ભૂમિકા ઉપર ઊભેલું સંક્ષિપ્ત, સચોટ અને તેજસ્વી ગદ્ય, તો કોઈ વખત પ્રસંગની ઉત્કટતા, સચ્ચાઈ, નિખાલસતા, સચોટતાવાળી શૈલી અને ક્યારેક તળપદી ઉક્તિઓનો બહોળો ઉપયોગ નજરે પડે છે. મણિલાલમાં વિશેષતા એ છે કે કથનરીતિ ગમે તેટલી ઉત્કટ હોય તોપણ વિચારપૂર્ણ, વ્યવસ્થિત અને સ્વસ્થ હોય છે. એમાં બુદ્ધિ અને હૃદયનો વિરલ સમન્વય હોય છે. એમનું ગદ્ય ચિત્રાત્મક કરતાં ચિંતનાત્મક વધુ છે. વેગીલું છે, સંપૂર્ણપણે ગુજરાતી છટાવાળું છે અને ઘણી વખત સંસ્કૃત શબ્દોનો છૂટથી ઉપયોગ થતો હોવા છતાં દુર્બોધતાથી પ્રાય: મુક્ત છે.

આ બધાની પાછળ જેવો વિષય તેવી શૈલી જોઈએ એ મણિલાલનો આગ્રહ રહેલો છે. 'ગુજરાતના લેખકો' નામની લેખમાળામાં જુદા જુદા પક્ષોનો પરિચય આપી તેઓ પોતાની જાતને 'યથાર્થપક્ષ'-

માં ગણાવે છે, અને એ પક્ષમાં વિચારનું જ પ્રાધાન્ય છે અને ભાષા તો સ્વાભાવિક રીતે એ વિચારનું નિરૂપણ કરવાની ક્ષમતાવાળી હોય એટલું જ આવશ્યક છે એમ તે માને છે. મણિલાલનું ગદ્ય એવું તેજસ્વી હોવા છતાં એમની ઝડપ અને લખેલા સાહિત્યને ફરી ન તપાસવાની કે સુધારવાની ટેવને કારણે ઘણે સ્થળે ભાષાકીય દોષ આવી જાય છે. શ્રી સંજાનાએ ' The Studies in Gujarati Literature'માં એવા દોષો અથવા સ્ખલનો બતાવ્યાં છે.

કાવ્યસર્જન મણિલાલની મુખ્ય પ્રવૃત્તિ ન હતી, છતાં તેમનાં કાવ્યોમાં એમના હૃદયના ઉદ્ગાર ઘણી વખત વ્યક્ત થયા છે. એ પોતે કહે છે: "પ્રત્યેક મનુષ્ય કવિ છે, પણ આત્માનંદના વિવર્તનું ગ્રહણ કરી કહી બતાવવાનું કામ સર્વથી બનતું નથી. શબ્દશક્તિનો પ્રભાવ અને ગાનનું માધુર્ય એ બે કાવ્યનાં સહાય ન હોત તો આવી શાંતિ, આવો આનંદ, આવો અનુભવ કદાપિ થયો ન હોત, આત્માને સ્વરૂપાનંદનું અનુસંધાન મળ્યું ન હોત. કાવ્ય – કવિતા એ જ આપણા સ્થૂલમાં સ્થૂલ ભાવોનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ રસ છે. આપણી વૃત્તિનું વિશોધન કરનાર અગ્નિ છે, આપણા ભાવને ઉત્તમતાએ ઉરાડનાર પાંખ છે, ભૂત અને ભવિષ્યને વર્તમાનમાં આણી મૂકનાર અંજન છે. રાજ્યો થયાં અને ગયાં, પ્રાકૃતિક શાસ્ત્રોના અનેક તર્ક મટિનખટિન થયા, તત્ત્વજ્ઞાનના અનેક સંપ્રદાય પ્રવર્ત્યા-નિવર્ત્યા, પણ મનુષ્યહૃદય કદાપિ બદલાયું નહિ, આત્માનો પ્રકાશ કદાપિ ઝાંખો થયો નહિ. એ હૃદયના રસ દ્વારા જ્યાં જ્યાં આત્મદર્શન થયું છે, જ્યાં જ્યાં કાવ્યના ઉદ્ગાર નીકળ્યા છે ત્યાં—ત્યાં—તે કદાપિ નાશ પામ્યા નથી. ઉત્તરોત્તર કાલપ્રવાહમાં વહેતે વહેતે અનેક ભવિઓને પ્રદીપ્ત કરનાર, સ્વાનુભવ કરાવનાર, આત્મરસ પાનાર, થઈ સાવ થના ગયા છે. આખા જગતના કવિઓ એક છે ને આખા જગતનો કવિ એક છે એમ કહીએ તો ચાલે. હાર્દરસના અવર્ણ્ય ઉદ્ગાર, આત્મા સ્વરૂપાનુસંધાનને ક્રમે આવ્યો જાય છે તેના

ક્રમના જ ઉદ્‌ગાર છે. આત્માનુભવ એ જ એક કવિ છે. આત્માનુભવ દ્વારા જ, હૃદયરસ દ્વારા જ કવિઓનું કવિત્વ છે, એ રસમાં કવિ માત્ર સમાન છે. કવિ માત્ર એક છે. જે કાવ્યમાં આત્માનુભવ નથી, જે કાવ્યમાં હૃદયરસ નથી, તે જગન્માન્ય મહાકવિના પ્રસાદથી થયેલું કાવ્ય નથી. કવિઓના એક સામ્રાજ્યમાંની એ પ્રજા નથી. સ્વાનુભવ-રસિક (Subjective) અને સર્વાનુભવરસિક (Objective) એવા કાવ્યભેદ યદ્યપિ યુક્ત છે તથાપિ સ્વાનુભવરસિક કાવ્ય જ અધિક ઉન્નતિ, અધિક ઉપદેશ, અધિક પ્રેમપાન, કરી કરાવી શકે છે એમ માનવું પડે છે." આ દૃષ્ટિને અનુસરીને મણિલાલ પોતાના અનુભવ, પોતાનાં કાવ્યો દ્વારા પ્રગટ કરે છે. 'આત્મ-નિમજ્જન'માંનાં પદ્યો આવાં ઊર્મિગ્રંથિ રૂપ છે, છૂટે છૂટે પ્રસંગે થયેલાં છે, છતાં એ એમના હૃદયના અને આત્મવિકાસના ક્રમના ઇતિહાસરૂપ છે. એટલે સ્વાભાવિક રીતે જ આ કાવ્યો મણિલાલના હૃદયભાવોને આપણી સમક્ષ પ્રગટ કરે છે આમાંનાં કેટલાંક કાવ્યો ગઝલ છે તો કેટલાંક ગેય પણ છે. મણિલાલે ગેય કાવ્યો લખવાનું કારણ ગાનની શક્તિથી આ કાવ્યોની અસર વધારે આહ્‌લાદક થાય એ બતાવ્યું છે.

કવિ વિષયક મણિલાલની ભાવના આવા ઉચ્ચગ્રાહવાળી છે. જો કે મણિલાલે લખેલાં કાવ્યોની સંખ્યા પરિમિત છે. બધાં મળીને એ કાવ્યો પચાસની સંખ્યાએ પણ પહોંચતાં નથી; છતાં કાવ્યવિષયક જે ભાવનાને તેમણે સુંદર ભાષામાં વ્યક્ત કરી છે તે ભાવનાને અનુસરવાનો પ્રયત્ન આપણને આ કાવ્યોમાં જોવા મળે છે. વેદાંત-પ્રતિપાદિત અદ્વૈતાનુભવ એની વિવિધ અને ક્રમિક અવાન્તર દશાઓ સાથે આ કાવ્યોનો વિષય બને છે, અને તેને એમણે જુદા જુદા સમૂહોમાં વહેંચ્યો છે. 'અભેદોર્મિ', 'પ્રેમજીવન', 'મિશ્રધ્વનિ' આ ત્રણેયને એમણે 'આત્મનિમજ્જન' નામે પ્રગટ કર્યાં છે. એમની અભેદનિષ્ઠા આમાં વ્યક્ત થાય છે, પરન્તુ અભેદની સિદ્ધિ માટે પ્રેમ

એ સહેલો અને સારો રસ્તો છે અને માનુષી પ્રેમ દ્વારા આ અભેદ-સિદ્ધિ પામી શકાય એવી એમની માન્યતા હતી. એ અભેદસિદ્ધિની ઝંખના એમણે જીવનભર રાખી હતી અને એમના જીવનની કરુણતા અને વિસંવાદનાં મૂળ પણ એમાં જ છે. મણિલાલ પણ એમ માનતા કે વેદાંતની માત્ર વાતો કરવાથી જ્ઞાન આવી જતું નથી, પણ આત્મચિંતન અને પ્રેમની એકતાનતાનો રસ જ્યારે પ્રબલ થાય—ત્યારે-જ. જ્ઞાન સફળ થાય છે. આમાંથી મણિલાલનું સૂફીઝમ જન્મ્યું લાગે છે જો કે સૂફીઝમના સિદ્ધાંતમાં જે સાધનાનો ક્રમ છે તે તેમનાં આ કાવ્યોમાં પૂરો ચચવાતો હોય એમ દેખાતું નથી. ઘણા વિદ્વાન વિવેચકોનો અભિપ્રાય એવો છે કે મણિલાલે આ કાવ્યો એમનાં પ્રેમસ્થાનોની શોધમાં એમને જે અનુભવો થયા તેને વ્યક્ત કરવા માટે લખ્યાં છે. એમનાં કેટલાંક કાવ્યો વિષે મણિલાલે એવું લખ્યું પણ છે એટલે ઊર્મિની કોઈક ક્ષણને શબ્દબદ્ધ કરતાં આ કાવ્યોમાં આવો અદ્વૈત-નિષ્ઠાનો સિદ્ધાંત સમાયેલો છે એમ કહેવું અને એ રીતે આ કાવ્યોને સમજાવતી સમર્થ તેજસ્વી અને મનોહર વિસ્તૃત ટીકા લખીને એમાં આ ગંભીર અર્થસંભાર ભરવો એમાં આત્મવંચના રહેલી છે એમ પણ કહેવામાં આવ્યું છે. એક રીતે જોઈએ તો આ વાતમાં તથ્યાંશ લાગે પણ એમ કેમ ન હોય કે આ કાવ્યોની રચના અને એની આ દર્શનનિષ્ઠ ટીકા એ જુદી જુદી મનોવૃત્તિને સમયે લખાયાં હોય? સામાન્ય રીતે જીવનમાં એવું બને છે કે બલવાન અને દુરત્યયા માયાના બંધનમાંથી છૂટવા માટે પ્રયત્ન કરવાનું નિમિત્ત માણસના હૃદયને લાગતી ઠેસ હોય છે. મણિલાલને પણ પ્રેમસ્થાનોની શોધમાં ઠેસ લાગવાનો અનુભવ વારંવાર થયો હતો એમ એમના ચરિત્ર ઉપરથી સમજાય છે, એટલે જે તૃષ્ણાને, માયાને કે વાસનાને પોતાની પ્રિયા ગણીને એ આવાં કાવ્યોમાં સંબોધે છે તે કેવી તો ક્રૂર છે અને જ્યાં આત્માનુભવ અને આત્મકલ્યાણને માર્ગે વળવામાં કેવી તો ઉપકારક થાય છે તે ટીકામાં એમણે સમર્થ

રીતે બતાવ્યું છે. ગમે તે મન સ્થિતિનું વર્ણન કરનારાં આ કાવ્યો હોવા છતાં તેમાંથી મણિલાલે જે અર્થ તારવ્યો છે તે ન જ તારવી શકાય એમ કહેવું વધારે પડતું લાગે છે. કવિ પોતે પણ પોતાના કાવ્યની રચના કરે ત્યાર પછી એના ઉપરનો કાબૂ છોડી દે છે અને એવાં કાવ્યોના રસાસ્વાદ અને અર્થઘટનની બાબતમાં સહૃદય અને અનુભવી ભાવકો જ પ્રમાણ બને છે, એટલે માત્ર વાચ્યાર્થથી પણ રસાસ્વાદ કરાવનારાં આ કાવ્યો એમના દાર્શનિક અર્થની દૃષ્ટિએ પણ આહ્લાદક બની રહે છે એમ લાગે છે.

પ્રાધ્યાપક શ્રી અનંતરાય રાવળ કહે છે કે "પ્રેમની ભાષામાં એમણે પોતાના આત્માનુભવનું ગાન કર્યું છે. આથી જ્યાં જ્યાં સાંસારિક પ્રેમની ભાષા હોય ત્યાં ઊંડે અભેદનો સિદ્ધાંત આપણે તેમની કવિતામાં જોવો પડે તેમ છે....પણ ભાષા વાપરવી સાંસારિક માનવી પ્રણયની અને તેમાં વ્યંજવો વેદાંતી અભેદ સિદ્ધાંત, એ કામ તો પેલા ઈરાની સૂફી કવિઓના કામ જેવું થયું....આથી ઇશ્ક, માશૂક, જામે ઇશ્ક જેવા શબ્દો એમણે વારંવાર વાપરેલા માલુમ પડે છે. આમ સૂફીવાદી કવિતા લખતાં તેમણે આવા ફારસી શબ્દોના બાહુલ્યવાળી ગઝલો પણ લખી છે....મણિલાલની આવી ગઝલોની એકંદર સંખ્યા ડઝનથી વધુ નથી એ જાણવા જેવું છે, છતાં એમાંની કેટલીક ખૂબ જ લોકપ્રિય અને પ્રસિદ્ધ થઈ છે એ એની ગુણવત્તા બતાવે છે." આગળ ચાલતાં પ્રાધ્યાપક શ્રી રાવળ લખે છે કે સમગ્ર દૃષ્ટિએ જોતાં મણિલાલ દ્વિવેદીનું કાવ્યસર્જન ઘણું થોડું છે છતાં ગુણસામગ્રીથી વિશિષ્ટ છે.

'આત્મનિમજ્જન'નાં કાવ્યો ત્રણ વિભાગમાં વહેંચાયાં છે : 'અભેદોર્મિ', 'પ્રેમજીવન' અને 'મિશ્રધ્વનિ'. શરૂઆતમાં 'જવનિકા' નામક એક નાનકડા ખંડમાં બે ગઝલો મૂકેલી છે. એમાં મણિલાલ પ્રથમ ગઝલમાં ઇશ્કને રસ્તે રજળતાં આંધળા બનીને અટકવું પડે છે

એની વેદના પ્રથમ ગઝલમાં સુંદર રીતે વ્યક્ત કરે છે. એમાં એકદર દુનિયામાં રાહ બતાવનારાં જ દગો દઈ ને ચાલ્યાં જાય છે અને પોતે ધર્મશાસ્ત્રો ઉથામીને જ્ઞાની પંક્તિમાં ગણાયા છતાં પ્રીતિની અખંડિત રીતિમાં ક્યાંય દષ્ટિ ઠરતી નથી એ અનુભવ નિરૂપે છે. દુનિયા જે નેત્રોથી જુએ છે તે નેત્રો તો તૂટી ગયાં છે એટલે છેવટે આમ ભટકવામાં શાંતિની આશા નથી માટે "નિરાશા એ જ છે આશા" એવો સૂર કાઢે છે. આ ગઝલની પહેલી કડી

"અહા હું એકલો દુનિયાં
બિયાબાંમાં સુનો ભટકું.
રઝળતો ઇશ્કને રસ્તે
અહીં તહીં આંધળો અટકું"—

–માં દુનિયાના બધા જ પ્રેમમાર્ગીઓનો અનુભવ સુંદર અને ચોટદાર રીતે વ્યક્ત થયો છે. બીજી ગઝલ

"કહીં તું જાય છે દોરી
દગાબાજી કરી કિસ્મત!"

—મણિલાલની લોકપ્રિય અને વિખ્યાત ગઝલોમાંની એક છે. તેમાં

"ચલાવી પુષ્પમાળા પર
નીચે સર્પો ભર્યાં કિસ્મત!
સનમ દીદારમાં નાખી
પલક જુદાઈની કિસ્મત!"

અને—

"પિછાની બે અને બેને
કહીને ચાર હે કિસ્મત!
લખાવ્યા હાથથી શાને
તેં બે ને એક આ કિસ્મત!"

અને—

"મુખે અદ્વૈત ઉચ્ચારી
લહી મનથી પૂરું કિસ્મત !
કવિતા આ બકાવાનું
કર્યું તેં દ્વૈત શેં કિસ્મત !"

—જેવી પંક્તિઓમાં સરળતાની સાથે જ પ્રાસાદિકતા, સચોટતા અને અનુભૂતિની સચ્ચાઈનો રણકો જોવા મળે છે.

'અભેદોર્મિ'નાં કાવ્યો 'વૈરાગ્યોર્મિ', 'કષાયોર્મિ', 'વિક્ષેપોર્મિ', 'આસ્વાદોર્મિ', 'સાધનોર્મિ', 'સિદ્ધાંતોર્મિ', 'અનુભવોર્મિ', 'સ્વરૂપોર્મિ', 'આનંદોર્મિ', 'અભેદોર્મિ' અને 'અભાનોર્મિ'—એ ક્રમે રચાયાં છે. એમાં વૈરાગ્યની ઊર્મિથી આ આધ્યાત્મિક સાધકની અનુભવપ્રક્રિયા શરૂ થાય છે અને અવાન્તર અવસ્થાઓમાંથી પસાર થતાં થતાં 'અભાનોર્મિ' સુધી પહોંચે છે એનું એકંદરે મનહર અને મનભર નિરૂપણ છે.

શરૂઆતમાં જ કવિ :

"આપ ભૂલી ભર આપ થકી સહુ
ભોગવ સનમ દીદાર,"

માં પોતાની જાતને ભૂલીને જ સાધક અખિલ વિશ્વ સાથે આત્મીયતાનો અનુભવ કરે છે અને ઈશ્વરનાં સર્વત્ર દર્શન કરી શકે છે એ ધ્વનિ વ્યક્ત થયો છે. કવિ

"એમ મરી જીવ્યું તેજ જીવ્યું છે
નર ખર વાનર છે હજાર,"

એમ કહે છે તે યથાર્થ છે.

'કષાયોર્મિ'માં એ જ ભાવ આગળ ચાલે છે. 'વિક્ષેપોર્મિ'માં કેટલીક સુંદર વિચારણા અને આ માર્ગની કેટલીક આવશ્યકતાઓનો સુંદર ખ્યાલ આપ્યો છે. જેમ કે :

'બાલની પેઠે બનાવ એક મન' માં બાળકની માફક સરળ અને એકાગ્ર મનની આવશ્યકતા તરફ કવિ ધ્યાન ખેંચે છે. એને પરિણામે :—

"અભેદ સાગર તણી બની રહે લહર
મચી રહે રંગ રંગ ઘન,"

—એમ કહે છે.

'આસ્વાદોર્મિ'માં કવિ અભેદના તત્ત્વની સુંદર કલ્પના રજૂ કરે છે :—

"એવું બનાવે કોઈ આજ
મને કોઈ એવું બનાવે
જેથી આવે અભેદનું રાજ
મને કોઈ એવું બનાવે."

—એવી આકાંક્ષા વ્યક્ત કરતાં છતી કરીથી અભેદનું સુંદર સ્વરૂપ વ્યક્ત કરે છે. એ આખોયે કાવ્યખંડ એની અનુભૂતિમાં, ભાષાના ઔચિત્યમાં, વેગમાં અને અનુભૂતિની સચ્ચાઈમાં આકર્ષક છે. 'સાધનોર્મિ'-માં પ્રેમનો પ્યાલો પીવાની કવિ સૂચના કરે છે. એ પ્યાલો કાયમ પીધા કરવો જોઈએ એમ કહેતાં કવિ લખે છે :

"પીતું પીતું ને પડી ઊઠીને પીતું
પીનાં પરમ પદ પામીએ છ."

અને છેલ્લે કહે છે :

"પોતે પીનાર અને પાનાર પોતે
પોતે પીવાનું થઈ રહીએ છ."

—આ પંક્તિઓ પ્રેમના પ્યાલાનું સાચું સ્વરૂપ વ્યક્ત કરે છે.

'સિદ્ધાંતોર્મિ'માં કવિ ધર્મશાસ્ત્રના અભ્યાસ પછી સિદ્ધાંત તારવે છે કે પ્રેમ વિના ક્યાંય ખુદાઈ હરી શકતી નથી. એ પ્રેમનું સ્વરૂપ એવું

અદ્ભુત છે કે આખું વિશ્વ પ્રેમમય થઈ જાય છે અને રામ, કૃષ્ણ, બુદ્ધ, મીરાં અને નરસિંહના અનુભવો પોતાના બને છે.

અનુભવનું અદ્ભુત સ્વરૂપ કવિને 'અનુભવોર્મિ'માં આશ્ચર્ય-ચકિત કરી નાખે છે. આ કાવ્ય પણ મણિલાલના કેટલાંક સારાં કાવ્યોમાંનું એક છે. 'સ્વરૂપોર્મિ' અને 'આનંદોર્મિ'માં એ પ્રેમની મસ્તીનું નિરૂપણ છે અને 'અભેદોર્મિ'મા આખા જગતને જુહાર કરીને 'પ્રેમાનંદને વહાણે ચઢેલ' કવિ આખા જગતને જુહાર કરે છે. ✓જ્ઞાનસાધન અને અનુભવ આપનારાં બધાં તત્ત્વો કવિના નમનનાં અધિકારી બને છે. કવિ બેવફાઈને પણ નમન કરે છે. જેમ કે:

"નમું નમી નમી હું બેવફાઈને
જેણે રસ બસ રસથી રમાડી રે
દીધા મૂકી આ આનંદ રેલમાં."

કવિ આ બધા ગુરુઓને નમન કરે છે કેમ કે તેમણે "ભર્યો પવન અભેદ આ શઢ વિષે."

અંતિમ કાવ્ય 'અભાનોર્મિ'મા કવિના હૃદયની ખરી ઊર્મિ કાફી રાગના સુંદર ઢાળમાં વ્યક્ત થઈ છે,' અને વિદ્વાનોએ આ કાવ્યની યથાર્થ રીતેજ યોગ્ય પ્રશંસા કરી છે

'પ્રેમજીવન'ના અગિયાર કાવ્યો ભિન્ન ભિન્ન રીતે પ્રેમના સ્વરૂપનુ નિરૂપણ કરે છે માયાનો ખેલ, માયાનો તિરસ્કાર, સાત્ત્વિક ત્યાગ, માયાનો પ્રેમરૂપે બ્રહ્મભાવ પણ એમા સમાઈ જાય છે પ્રથમ કાવ્ય પ્રેમસ્વરૂપનુ વર્ણન કરે છે તેની અંતિમ પંક્તિઓમાં કવિ કહે છે.

"બધે બ્રહ્મ રૂપ બ્રહ્મ પ્રેમ જાણ
કૃતિ રીતિ ગતિ ભિન્ન ના પ્રમાણ."

માયા અને પ્રેમના વિરોધનો ત્યાર પછીના કાવ્યમા કવિ ખ્યાલ

આપે છે. માયાના ખેલનું વર્ણન પછીના કાવ્યમાં કરતાં કવિ તેને 'મૃગજલ પર' સવારી ગણે છે.

એ પછીનું કાવ્ય પણ માયાની અનંત ભુલભુલામણીનો જ ખ્યાલ આપે છે. માયાનો તિરસ્કાર કરતાં કવિ

"આંખ ભર્યે શું થાય હઠીલી
આંખ ભર્યે શું થાય?"

—એમ કહી પોતાનો અને તેનો મેળ કેમ ખાતો નથી તે જણાવતાં

"હું રસવેત્તા તું રસસુતી
મેળ હવે નહીં ખાય હઠીલી!"

—એમ કહે છે. તે પછીના કાવ્યમાં કવિ પોતાને જ ઉદ્દેશીનેઃ—

"ઊડી જા તું ગાફેલ ગાભરા!
તારે અંતરે શી આંડી રહી
તારી પાંખ પ્રૌઢ થઈ હવે"—

વગેરે શબ્દો દ્વારા ઉદ્બોધન કરે છે.

આવું માયાની જાળમાંથી ઊડી જવાનુ કાર્ય :

"પોથી વિશ્વની ભણી ભૂલ તું,
પળિયાં છતાં બન બાલ તું,
ખરી મસ્તી એ ખરું સુખડું,
પછી પાપ પુણ્ય અડે નહીં."

—એ વિધિ સૂચવે છે, પણ બીજી રીતે જોઈએ તો માયા પણ બ્રહ્મમાં જ અંતર્ગત છે એટલે એને પણ પ્રેમરૂપે બ્રહ્મ ગણે છે. એમાં માયાનું વર્ણન આ સુંદર શબ્દોમાં કર્યું છે :

'લટ અલક છટકી ક્યાં ગઈ
ક્યાં વીજળી ઝંખાઈને
ક્યાં ગઈ હા! ક્યાં ગઈ

બ્રહ્માંડ બેઠી છાઈને.
તું જ બ્રહ્મા, તું જ વિષ્ણુ
દેવ તું દાતાર તું
હું તું ને તું બ્રહ્મ તું
રહી પ્રેમ લીલા છાઈ એ !

પછીનાં કાવ્યોમાં પણ શુદ્ધ પ્રેમના વિરાગનું, પ્રેમસ્થાનની શોધનું અને પોતાની મસ્તીનું વર્ણન કરીને કવિ પ્રેમમય ઉપાસ્ય બ્રહ્મનું નિરૂપણ—

"દગ રસભર મોરે દિલ છાઈ રહી
છાઈ રહી છલકાઈ રહી."

—એ પંક્તિથી શરૂ થતા નાનકડા સુંદર ગેય કાવ્યમાં કરે છે.

'મિશ્રધ્વનિ'નાં કાવ્યો ઉપર જોયેલાં કાવ્યો કરતાં કંઈક ભિન્ન સ્વરૂપનાં દેખાય છે. એમાં છંદોબદ્ધ કાવ્યોનું પ્રમાણ વિશેષ છે. સાથે જ ગરબી, અને ભિન્ન ભિન્ન રાગનાં ગીતો પણ છે. મણિલાલનાં છંદોબદ્ધ કાવ્યોમાં આકર્ષણસ્થાનો ઘણા છે. 'શુક્રાખ્યાન' વિષય પર હરિગીતમાં લખાયેલું ઠીક ઠીક દીર્ઘ કાવ્ય છે અને તેમાં પ્રશ્નોત્તર રૂપે વિશ્વમાં મળતી નિરાશાનું અને તેમાથી છૂટવા માટે જેનો આશ્રય લેવાનો છે, તે પ્રેમનું સુંદર નિરૂપણ છે. 'પ્રેમાલાપ', 'પ્રેમ પ્રોત્સાહન', 'બુદ્ધિનું ચાંચલ્ય' આ કાવ્યો પ્રેમને જ વિષય તરીકે નિરૂપે છે, એમાં અંતિમ કાવ્યમા :

"શા રસ પર ગુલતાન દિવાની!
શા રસ પર"

—માં બુદ્ધિને એની ચપલતા માટે ઠપકો આપીને કવિ પ્રેમને જ પરમ રસ અને પરમ સુખ તરીકે વર્ણવે છે અને એમાં જ સબલ શ્રદ્ધા રાખવાનું સુચવે છે.

'માયા જંગલ' કાવ્ય પણ પોતાની જાતને ઉદ્‌બોધનું કાવ્ય છે, અને હિન્દી ભાષામાં લખાયેલું છે. પ્રાચીન ભજન સાહિત્યમાં આવી ધાટીનાં કેટલાંક કાવ્યો મળે છે પણ ખરાં. એની શરૂઆત સુંદર છે :

"ભજન કર અકલ અચલ ગુરુ ધરકા
પંછી એ માયા જંગલકા."

આમાં સમાયેલું રૂપક તદ્દન નવું નથી છતાં આકર્ષક તો છે જ. આખુંય કાવ્ય શબ્દ અને અર્થમાધુર્યથી ભરેલું છે.

'વશીકરણ' ગરબી, પ્રેમ એ જ સાચું વશીકરણ છે અને ભૂતકાલીન વિખ્યાત વ્યક્તિઓએ તે દ્વારા જ પરમરસ પીધો હતો એમ કહી એની અમરતા વર્ણવે છે. 'અંગ પડે પણ પ્રેમ નહીં પલટાય જો.' અને 'પ્રેમ થકી જગ ભાસે સઘળું એકમાં' એવી પ્રેમની મહત્તાનું નિરૂપણ કરે છે. 'લોકકાવ્ય'માં લોકોનો પરચેષ્ટારત સ્વભાવ નિરૂપી કવિ લોકમાન્યતાને નગણ્ય ગણાવે છે. 'પ્રેમબલ'માં ગોપીના પ્રેમની શક્તિનું વર્ણન છે. 'નિરાશા'માં પોતાની પલે પલે પલટાતી સ્થિતિનાં આંદોલનો કવિ સરલ ભાષામાં વર્ણવે છે. કાવ્ય ઠીક ઠીક લાંબું છે અને કદી સુખ, કદી દુઃખ, કદી મસ્તી, કદી જગતની અને પોતાની વૃત્તિઓ વચ્ચેનું અંતર વ્યક્ત કરે છે. પોતાની સ્થિતિનું વર્ણન કરતાં કવિ કહે છે :

"અરે છે કાષ્ઠમાં વહ્નિ
કરે છે રાખ પણ વહ્નિ
મહા વિદ્યુત તે વહ્નિ
ન સારે કામ કો કોનું"

અને

"જીવે જ્ઞાની બધું મારું
જીવે યોગી તજી મારું

મૂવો જેણે ભજ્યું મારું
ગુવો દેધા શોગે મારું"

તેમ જ

"કદી હસતો કદી રોતો
કદી ગાતો કદી વાતો,
કદી જ્ઞાની કદી માતો,
ન ગોરું વા નહીં કાળું"

વગેરે પંક્તિઓ સ્મરણીય છે. પોતાની અને બીજાઓની વૃત્તિ વચ્ચેનો ભેદ કવિ આ પંક્તિઓમાં નિરૂપે છે :

"અમે એકાન્ત આનંદી
ભલે દુનિયા રહી લવતી.
અમો નિર્ભ્રાન્ત સ્વચ્છંદી
ન કોનું કાંઈ છે લીધું-
તમારી ને અમારી છે
જુદી વૃત્તિ, જુદી વાણી
તમે રાગી અમે ત્યાગી
વિરાગી રાગી હું જાણું."

ગરીબાઈ-વિષયક કાવ્યમાં કવિ વિષમ હરિગીતમાં વિશ્વની વિષમતાનો ખ્યાલ આપે છે. પ્રેમના પારતંત્ર્ય વિષયક કાવ્યમાં પોતે પ્રેમને કેવા પરવશ થઈ ગયા છે તેનું નિરૂપણ છે. 'એક સ્વપ્ન'માં કવિ પોતાના સ્વપ્નાનુભવનું શિખરિણી છંદમાં ખરેખર સુંદર અને આકર્ષક વર્ણન કરે છે. તેની ચૌદથી સોળ કડીઓ નોંધપાત્ર છે. વાણી પ્રવાહી, પ્રાસાદિક અને સૂચક છે. પછીનો ભાગ દ્રુતવિલંબિત અને વસંતતિલકા છંદમાં રચાયો છે; 'પ્રેમાગ્નિ' કાવ્ય પણ તેવા જ અનુભવનું આકર્ષક કાવ્ય છે. 'પ્રણયભંગ' કાવ્યમાં કવિ એક સુંદર વિચાર નીચેની પંક્તિમાં રજૂ કરે છે :

રતિમાં શી આશા ? ગતિ જ સહુ આશાની અવધિ !

'જન્મદિવસ', કાન્ત પૃથ્વી છંદમાં લખાયેલું છે 'શરણ' કાવ્ય પરમાત્માને દીનભાવે વિનતી કરતું કાવ્ય છે 'અભેદ' કાવ્યમાં અભેદના ગીત ગાવાનો પ્રયત્ન કરતાં કવિ કહે છે

"નામ નિશાન દીશા નથી રે
એ તો વર્ણ્યો ક્યમ વરણાય રે
લેને અનુભવી અનુભવે ઓળખી રે"

—એવું અભેદનું માત્ર અનુભવગમ્ય સ્વરૂપ સૂચવે છે પછી પાંચમીથી સાતમી કડી સુધીમાં અભેદમાં શું શું નથી હોતું તે વર્ણવી દે છે, નવમી ને દશમી પંક્તિ અભેદના અનુભવનું આકર્ષક વર્ણન કરે છે 'ભેદમાં અભેદનો સાક્ષાત્કાર' એક સુંદર ગઝલ છે 'ચેનવણી' કાવ્ય જીવને ચેતવે છે, તો કવિનું અંતિમ કાવ્ય 'અમર આશા' ખરેખર મણિલાલની અમર અને વિખ્યાત ગઝલ છે

મણિલાલના 'કાન્તા', 'નૃસિંહાવતાર' અને ભવભૂતિના નાટકોના અનુવાદમાં આવતાં કાવ્યો પણ કવિ તરીકેની મણિલાલની શક્તિનો ઠીક ઠીક પુરાવો આપે છે સંસ્કૃત વૃત્તબદ્ધ રચના ઉપર મણિલાલનો વણો સારો કાબૂ હતો એમ પ્રથમ નજરે પણ દેખાય છે ખાસ કરીને પ્રકૃતિસૌંદર્યના વર્ણન કરનારાં કાવ્યો તેમ જ માનવ ઊર્મિને સંક્ષિપ્ત છતાં ચોટદાર રીતે રજૂ કરનારાં અને રણ સંગ્રામના વર્ણનનાં કાવ્યો 'કાન્તા' નાટકમાં નોંધપાત્ર છે

'નૃસિંહાવતાર'માં એક તખ્તાલાયક શિષ્ટ નાટકને અનુકૂળ એવાં ગેય કાવ્યોનો સમુદાય મોટો છે અને તેમાં માનવહૃદયના ભિન્ન ભિન્ન ભાવ કવિએ શબ્દ અને અર્થના માધુર્ય સહિત રજૂ કર્યાં છે સંસ્કૃત નાટકોના અનુવાદમાં કવિ મૂળના ભાવોથી બંધાયેલા હોવા છતાં એમાં કેટલીક વખત સમશ્લોકી તો કેટલીક વખત લાવણી જેવા કાવ્યરૂપોમાં કવિ ઠીક ઠીક ચમત્કૃતિ અને શક્તિ પ્રગટ કરે છે

મણિલાલની એકંદર કાવ્યસમૃદ્ધિ જથ્થાની દૃષ્ટિએ નાની છે

અને કોઈ કોઈ સ્થળે એમની રચના પૂરી ઘૂટેલી, સ્વસ્થ અને સચોટ ન લાગે એમ પણ બને છતા મણિલાલની અનુભૂતિની સચ્ચાઈ, હૃદયની વેગીલી ઊર્મિ અને તેનું ઉત્કટ રીતે થયેલુ આલેખન મણિલાલની કાવ્યકૃતિઓના મહત્ત્વના આકર્ષણસ્થાનો છે કવચિત્ મણિલાલ છંદોરચનામા હ્રસ્વ દીર્ઘની છૂટ લે છે, કવચિત્ છંદ પણ તૂટતો દેખાય છે તેમ છતા આટલી નાની કાવ્ય સંખ્યામાથી લોકપ્રિય અને લોકવિખ્યાત બનેલા કાવ્યો જોતાં અને ઉપર બતાવ્યા તેના આકર્ષણસ્થાનો જોતા મણિલાલની કવિતા ગુણગ્રામણીથી વિશિષ્ટ છે, એવું અધ્યાપક શ્રી ગવળીનુ મતવ્ય યથાર્થ લાગે છે

મણિલાલના કાવ્યોમા શિખરિણી, વસતતિલકા, દ્રુતવિલબિત વગેરે વૃત્તોના ઉપયોગ ઉપરાત પૃથ્વી છદનો ઉપયોગ નોધપાત્ર છે. કદાચ બલવતરાય પહેલા મણિલાલે અધિકારપૂર્વક આ છદનો ઉપયોગ કર્યો છે એમ 'ઉપહાર' અને 'જન્મદિવસ'—એ કાવ્યો જોતા લાગે છે મણિલાલની કવિતામા કાવ્યમાધુર્ય કરતા અર્થના ગાભીર્ય ઉપર વિશેષ ધ્યાન અપાય છે એ રીતે મણિલાલ હેતુપૂર્વક નહી તો એમની સ્વભાવગત વિશેષતાને કારણે વિચારપ્રધાન કવિતાના આદિ પુરસ્કારક બને છે, એટલે જ સુદરમ્ પણ મણિલાલની શૈલીને બલવંતરાયની શૈલીની પુરોગામિની જેવી ગણે છે એમની કેટલીક પક્તિઓ બલવતરાયની પક્તિઓનુ સ્મરણ કરાવે છે મણિલાલ કવિતામા ગેયતા ઉપકારક છે એવી માન્યતા ધરાવતા હતા, એમ 'આત્મનિમજ્જન'ની પ્રસ્તાવના અને મણિલાલે પોતે લખેલા વિવિધ પ્રકારના ગેય કાવ્યોની સખ્યા ઉપરથી પણ સ્પષ્ટ થાય છે

આવા લઘુ પરિચયાત્મક લેખમા મણિલાલના ઘણા ટૂંક સમયમા થયેલા વિરાટ કાર્યની આથી વધુ વિગતવાર રૂપરેખા આપવાનું શક્ય નથી સમય અને સ્થળની મર્યાદાને કારણે વધુ વિગતો જતી કરવી પડે છે તેમ છતા આ ઉપરથી પણ જોઈ શકાશે કે-

મણિલાલનું વ્યક્તિ તરીકેનું અને સાહિત્યકાર તરીકેનું વ્યક્તિત્વ વિલક્ષણ, પ્રતિભાયુક્ત અને ઊંચી પંક્તિનું હતું. એમના જીવનની અત્યાર સુધીમાં પ્રગટ થયેલી હકીકતો જોતાં પ્રતિકૂળ પરિસ્થિતિ અને સામાજિક બળો સામે જેણે ઝૂઝ્યા કર્યું અને નિરાશાના, વેદનાના કડવા ઘૂંટ ગળે ઉતાર્યા તે વ્યક્તિ ગુજરાતને એના સંસ્કૃતિક વિચારણાના પ્રવાહની કટોકટીની પળે આવું સમર્થ, સાત્ત્વિક ભૂમિકા ઉપર પ્રતિષ્ઠિત થયેલું માર્ગદર્શન આપે અને સાથે જ લલિત સાહિત્ય પણ આટલા વિશાળ પ્રમાણમાં અને વૈવિધ્યયુક્ત સ્વરૂપનું સર્જે એને માટે ગુજરાત ખરેખર મણિલાલનું ઋણી છે અને મણિલાલ ખરેખર શ્રદ્ધાભક્તિને પાત્ર છે. માનવીનિર્બળતા તો સૌમાં હોય છે. જેનામાં સંપૂર્ણતા હોય તે અતિમાનવ છે. મણિલાલ એવા અતિમાનવ ન હતા, પણ પોતાની નિર્બળતાઓનું તેમને કદાચ સૌના કરતાં વધારે તીવ્ર ભાન હતું. વારંવાર એ અંગેનો એમનો ઉકળાટ વ્યક્ત થયો છે અને પોતાના જીવનને યોગ્ય માર્ગે લાવવાના સતત પ્રયત્નો પણ તેમણે કરેલા છે. સંપૂર્ણ હોવું એ એક પ્રકારની મહત્તા છે અને એવી મહત્તા માનવસુલભ ભાગ્યે જ કહી શકાય; તો અપૂર્ણ હોવું અને એ અપૂર્ણતાના ભાનમાંથી સંપૂર્ણ બનવાના પ્રયત્નોની, અવિરત પરંપરા જન્માવ્યા કરવી તે મહત્તાનો બીજો પ્રકાર છે. મણિલાલમાં આવી મહત્તા ભરચક જોવા મળે છે અને વિષમ પરિસ્થિતિ વચ્ચે આટલી મહત્તા પ્રાપ્ત કરનાર આ પ્રચંડ મનોઘટનાશાલી મહાપુરુષનું જીવન એક રીતે તો ભગવાન શંકરનો પણ ખ્યાલ આપે છે. જગતનાં ઝેર પીવાં અને છતાં જગતને તો કલ્યાણની જ ભેટ આપવી એવું જીવનકાર્ય કરનાર મણિલાલ પંડિતયુગના સમર્થ સાક્ષરોમાં પણ પ્રથમ કક્ષામાં સાક્ષરસત્તમ ગોવર્ધનરામની સાથે જ બિરાજવાના અધિકારી છે. આ નમ્ર પ્રયાસ એવા સમર્થ સાહિત્યકારને યોગ્ય અંજલિરૂપ બને એ જ ઇચ્છા.

૨૬-૪-૫૮ —સંપાદકો

# પ્રસ્તાવના

આત્મનિમજ્જન એટલે આત્માને વિષે ડૂબકી મારવી તે. મનુષ્યમાત્ર પોતપોતાના આત્મામાં ડૂબકી મારે ત્યારે નવાં નવાં મોતી રત્ન આદિ લઈને ઉપર આવે છે. બધાંને એમ થાય છે, પણ દૃષ્ટિના વિકારથી કોઈને તે અમૂલ્ય ભંડાર કચરા જેવો પણ જણાય છે. આત્મભાવ પામવો, આત્મા પોતામાં વિવિધ રંગે રમી રહ્યો છે તેનો તે જ સર્વત્ર વિચિત્ર રંગ નિપજાવે છે એમ અનુભવી, રાગદ્વેષથી નિર્મુક્ત સમતા પ્રાપ્ત કરવામાં અનેક પુરુષાર્થની અવધિ છે. તત્ત્વચિંતનથી, અભ્યાસ વૈરાગ્યાદિથી, સાધનસંપત્તિથી, કાવ્યરસથી, વાર્તાથી એમ અનેક માર્ગે એ સત્ય સમજવામાં આવી જાય છે. બાહ્ય વિશ્વના પ્રહારોથી કે મોહમય આવેગોથી જ્યારે બુદ્ધિ અકળાઈ જાય છે ત્યારે આત્મનિમજ્જનમાં શાન્તિ અનુભવે છે, ને ક્વચિત્ એ શાન્તિમાં પૂર્ણ નિમગ્ન થઈ એકાદ આલાપ કરી લે છે. ભવિષ્યમાં પણ એ આલાપનો ધ્વનિ પુનઃ શ્રવણગોચર થતાં તેની તે શાન્તિ અનુભવાય છે માટે તેને સંગ્રહી રાખવામાં આવે છે.

આવો એક સંગ્રહ 'પ્રેમજીવન' એ નામથી પ્રકટ કર્યો હતો એ ઉપર રસિક જનોને ભાવ સારો બેઠો જણાયાથી, તેને આ સંગ્રહમાં પુનઃ પ્રસિદ્ધ કર્યો છે. 'અભેદોર્મિ' નામે એક બીજો સંગ્રહ જેને પ્રેમજીવનનો ઉત્તરરંગ કહીએ તો ચાલે, તે પણ આ સંગ્રહમાં વિદ્યમાન છે. એ ઉભયે સંગ્રહમાંનાં પદ્યો આ પંદર સોળ વર્ષમાં પવિત્ર આત્મોદધિમાં નિમજ્જન કરનારના જે કોઈ પ્રસંગ મળેલા તેના પરિણામરૂપ છે એ જલનું ક્વચિત્ આચમન, ક્વચિત્ માર્જન, ક્વચિત્ સ્પર્શન એમ પણ વચમાં વચમાં થયેલું, એટલે તેવા સમયના પણ કેટલાક ઉદ્ગારોને 'મિશ્રધ્વનિ' એવા મથાળા નીચે આ સંગ્રહમાં યોજી લીધા છે. પંદર સોળ વર્ષના આત્મવિકાસના ક્રમનો આ રસિક ઇતિહાસ અન્યત્ર પણ તેવો ને તેવો આત્મવિકાસ ઉપજાવો એ જ વાંછના છે.

નડીઆદ,
૧-૧૦-૯૫

મ. ન. દ્વિવેદી

# ઉપહાર

( પૃથ્વી ૭૬ )

પડી પ્રથમથી રુડી હૃદય વાટિકા કુંજમાં,<br>
ચઢી નવનવી લતાવલિ સુપુષ્પના પુંજમાં,<br>
કરી મધુર ગાનને હરણિ નોતર્યો નેત્રમાં,<br>
ભરી શ્રવણભાનને હૃદય આંતર્યું પ્રેમમાં.<br>
અહા! મૃદુ સખા! સખી! મનવસ્યાં મીઠાં પંખીડાં,<br>
શકે હૃદયવાટિકા સદનનાં નિવાસી વડાં!<br>
તથાપિ કયમ આમ રે' અધર ઊડતાં ઓસરી!<br>
ન હાથ મમ ધીરતાં, ન રસ-રાગ-રાગે સરી.<br>
કદાપિ મદથી કદી અધિક ખેદ ચિત્તે ધરી,<br>
અદીન વદને સદીન વચને કદા વિસ્તરી,<br>
સુરાગ રમતે સુકાવ્ય કવિતા ઝરાવી ઝરી,<br>
કરી ન જરીએ અભવ્ય રચના કદાપિ ડરી,<br>
તથાપિ બહુએ ગયાં ભડકતાં, સુણી શબ્દને;<br>
અનેક મનવાસના ઉલટિ અન્યના ભાનને;<br>
નિવાસી નભનું વિહંગમ શું ધૂળ ચૂમી રહ્યું;<br>
સ્વભાવ નિજથી અનેક ખગ કાં અભાવે વહ્યું!<br>
ન તોય અવધીરણા કરી ન ગાન રોકયું જરી–<br>
થયાં સરવ વેગળાં! સુરસમાં ગયું કો મરી!<br>
ન કોઈ નજરે સમાન રસમાં રસીલું રહ્યું,<br>
જમાડી હૃદયાનુસારી મનવારી કો ના થયું!<br>
અહા! હૃદયગાન! શૂન્ય સુર આ હવે ક્યાં વહે!<br>
અમાપ તુજ માપ આપ થણી આપનું તું લહે:<br>
પ્રશાન્ત પરમાત્મબોધ મયના પ્રકાશી રહી.

# કવિની પ્રસ્તાવના

'પ્રેમજીવન' એ નામનો એક લઘુનેખ પ્રસિદ્ધ થયા પછી તેના ઉપર રસિક જિજ્ઞાસુઓની જે અભિરુચિ મને જણાઈ છે તેથી આ અન્ય લેખ યોજવામા હર્ષ અને આશા મને વધારે ઉત્તેજિત કરે છે આ માલાના પદ્યો છૂટે છૂટે સમયે, કોઈ પણ સકલિત યોજનાના અગરૂપે નહિ પણ પ્રસગ બને થતા ઊર્મિને વશવર્તી, ઉદ્ભવેલા છે હૃદયમા જ્યારે જ્યારે કોઈ અતુલભાવનો વિક્ષોભ વ્યાપી રહે, જ્યારે જ્યારે દ્રાવક, ઊર્મિના કલ્લોલ અન્ય ભાનને ઢાકી દે, ત્યારે ત્યારે આત્મા એ ઊર્મિ કે એ ભાવને એકત્ર કરી તેમાથી કોઈ એવો રસ નિચોવી કાઢે છે, તે રસની નિર્મલતાને પોતાના દિવ્ય રગથી કોઈ એવી ચમક આપી શકે છે, તે ચમકમા કોઈ એવુ બલિષ્ઠ રસાયન યોજી શકે છે, કે એ રસનો સ્પર્શમાત્ર જેમા હોય એવી વાણી ઉચ્ચારવામા હૃદયનો વિક્ષોભ વિરામ પામે છે, આત્માનદનો પ્રકાશ પ્રદીપ્ત થાય છે, વૃત્તિમા અધિક પુષ્ટિ અને બલ આવે છે જ્ઞાનમય આત્માનો જ્ઞાન સ્વભાવ સ્નેહાદિ ભાવથી અત્યત વિરક્ત છે, એમ આવા ઊર્મિવિક્ષોભના અજ્ઞાતતત્ કનેશને સમયે સ્પષ્ટ અનુભવ થતા, સુપરિશુદ્ધ જ્ઞાનમાત્ર જ આનદ છે એવો અનુભવ સહેજે મળે છે, અને આવા ઊર્મિ-વિક્ષોભજન્ય કાવ્યો એ જ પ્રકારે સાર્થ અને સફલ હોઈ ભવ્ય ચમત્કારના સૂચક થાય છે પ્રત્યેક મનુષ્ય કવિ છે, પણ આત્માનદના વિવર્તનુ ગ્રહણ કરી કહી બતાવવાનુ કામ સર્વથી થતુ નથી શબ્દ શકિતનો પ્રભાવ અને ગાનનુ માધુર્ય એ બે કાવ્યના સહાય ન હોત તો આવી શાન્તિ, આવો આનદ, આવો અનુભવ કદાપિ થયો ન હોત, આત્માને સ્વરૂપાનદનુ અનુસધાન મળ્યુ ન હોત કાવ્ય આપણા સ્થૂલમા સ્થૂલ ભાવોનો સૂક્ષ્મમા સૂક્ષ્મ રસ છે આપણી વૃત્તિનુ વિશોધન કરનાર અગ્નિ છે, આપણા ભાવને ઉત્તમતાએ ઉરાડનાર પાખ છે, ભૂત અને ભવિષ્યને વર્તમાનમા આણી મૂકનાર અજન

છે રાજ્યો થતા અને ગયા, પ્રાકૃતિક શાસ્ત્રોના અનેક તર્ક મંડિત ખંડિત થતા, તત્ત્વજ્ઞાનના અનેક સંપ્રદાય પ્રવર્ત્યા નિવર્ત્યા, પણ મનુષ્ય હૃદય કદાપિ બદલાયુ નહિ, આત્માનો પ્રકાશ કદાપિ ઝાંખો થયો નહિ. એ હૃદયના રસ દ્વારા જ્યા જ્યા આત્મદર્શન થયુ છે, જ્યા જ્યા કાવ્યોના ઉદ્દગાર નીકળ્યા છે, ત્યા ત્યા તે કદાપિ નાશ પામ્યા નથી ઉત્તરોત્તર કાલપ્રવાહમાં વહેતે વહેતે અનેક ભવિષ્યોને પ્રદીપ્ત કરનાર, સ્વાનુભવ કરાવનાર, આત્મરસ પાનાર, થઈ સફલ થતા ગયા છે આખા જગતના કવિઓ એક છે ને આખા જગતનો કવિ એક છે એમ કહીએ તો ચાલે. કાવ્યરસના અવર્ણ્ય ઉદ્દગાર, આત્મા સ્વરૂપાનુસંધાનને ક્રમે ચાલ્યો જાય છે તેના ક્રમના જ ઉદ્દગાર છે, આત્માનુભવ એ જ એક કવિ છે આત્માનુભવ દ્વારા જ, હૃદયરસ દ્વારા જ કવિઓનુ કવિત્વ છે, એ રસમા કવિમાત્ર સમાન છે, એક છે જે કાવ્યમા આત્માનુભવ નથી, જે કાવ્યમા હૃદયરસ નથી, તે જગન્માન્ય મહાકવિના પ્રસાદથી થયેલુ કાવ્ય નથી કવિઓના એક સામ્રાજ્યમાંની એ પ્રજા નથી સ્વાનુભવરસિક (Subjective) અને સર્વાનુભવરસિક (Objective) એવા કાવ્યભેદ યદ્યપિ યુક્ત છે, તથાપિ સ્વાનુભવરસિક કાવ્ય જ અધિક ઉન્નતિ, અધિક ઉપદેશ, અધિક પ્રેમપાન કરી કરાવી શકે છે એમ માનવુ પડે છે તત્ત્વજ્ઞાનના શુષ્ક તર્કોનો માણસો આદર નહિ કરે, શાસ્ત્રના આડબરને જિજ્ઞાસુઓ પ્રમાણ નહિ કરે, પણ કાવ્યના રસને સર્વે* નમશે તે નમાવવાનુ બલ કવિના પોતાના હૃદયનો જેટલે અંશે તેના કાવ્યમાં આવિર્ભાવ

---

* સરખાવો The future of poetry is immense, because in poetry where it is worthy of its high destinies, our race as time goes on, will find an ever surer and surer stay *There is not a creed which is* not an accredited dogma which is not shown to be questionable not a received tradition which does not threaten to dissolve our religion has materialised it

હશે તેટને અશેજ આવશે પોતાનો અનુભવ, પોતાનો આનંદ વાસ્તવિક રીતે શબ્દ દ્વારા સંગ્રહાયો હશે, તો એ જ શબ્દો દ્વારા અવશ્ય સહૃદયના હૃદયમા તેનો તેજ આનંદ ઉપજાવી શકાશે આ કારણને લઈને જ કાવ્યની ઉત્તમતા છે, સફલતા છે એથી જ તત્ત્વજ્ઞાન પણ એની સાહાય્ય લે છે. અને જે તત્ત્વજ્ઞાનનો હુ ઉપાસક છુ તે તો બુદ્ધિવિનાસ કરતા હૃદયરસનો સાર છે, વાદવિવાદની યુક્તિપ્રયુક્તિ કરતાં નિર્વિવાદ પ્રમાણ છે એટલે કાવ્યમાર્ગ જ એ રસનુ પાન કરવા કરાવવા, એ નિર્વિવાદ પ્રમાણનો અનુભવ કરવા કરાવવા, મને અતિ સરલ અને સાહજિક સાધનરૂપ જણાય છે આ મારા પદ્યો આવા જ કાવ્યો છે એમ કહેવુ એ અવિનય છે, પરતુ મને વિશ્વાસ છે કે જે આનંદ મને એ પ્રતાપમાથી પ્રાપ્ત થયો છે, તે સહૃદયોને એમાથી પ્રાપ્ત થયા વિના રહેશે નહિ આમા જો એવો આનંદ આવે, એવો ચમત્કાર લાગે, તો તે વાચકના આત્માનો લેખકના આત્મા સાથેનો અભેદ છે એનુ જ ફલ છે એમ જાણવુ, જેનો આત્મા એ રીતે અભિમુખ નથી, તેને આ લેખ કશા કામનો નથી તેને તે કાંઈ કહી શકવાનો નથી, તે માત્ર વખત બગાડ્યા જેવુ જ લાગશે.

આ પુસ્તકમાના પદ્યો આવા ઊર્મિગ્રથિરૂપ છે, છૂટે છૂટે પ્રસગે ચરેલા છે એમને એકત્ર કરી એમની પરસ્પર સાથે યોજના ઘટાવી છે, તેમા કૃત્રિમના જ છે એમ નથી પ્રેમજીવનમાના અગિયાર પદ્ય થોડામા થોડા દશ વર્ષ જેટલા સમયના ઇતિહાસરૂપ છે, આ પદ્યો

---

self in the fact in the supposed fact and now the fact is failing it. But for poetry the idea is everything, the rest is a world of illusion divine illusion Poetry attaches its emotion to the idea, the idea is the fact. The strongest part of our religion to day is its unconscious poetry

MATHEW ARNOLD

પણ તે પછીના સાત આઠ વર્ષના ઇતિહાસરૂપ છે તે ઇતિહાસ આ લખનારના શરીરનો છે એટલુ જ સમજવાની જેને શક્તિ છે તેમને માટે તે લેખ કે આ લેખ એકે નથી એ ઇતિહાસ આત્મવિકાસના ક્રમનો ઇતિહાસ છે, આત્માનુભવનો ઇતિહાસ છે, એમ સમજનારને આ પદ્યોની સયોજનામા અતુલ આનદાનુભવનો સહજ પ્રસગ છે. અભેદાનદ સમુદ્રના જ આ બધા ઊર્મિ છે એ આનદ અધિક ઉદ્દીપિત થાય, આ પદોમા શબ્દે શબ્દે જે ભાવ સગ્રહી રાખવાનો ઉદ્દેશ છે તે ભાવ તે તે શબ્દથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય અને એમ આ પદ્યોના ગાનમાત્રથી સર્વદા નવો નવો આનદ અનુભવવાનો માર્ગ સરલ થાય, એવા હેતુથી અભેદોર્મિ ઉપર, 'ઊર્મિપ્રનાપ'—ઊર્મિઓ પોતાનો અર્થ પ્રલાપી બતાવે, પોતાનુ હૃત્ય સ્પષ્ટ કરે, અથવા એમ કરતે કરતે પોતે જ પ્રલાપ બની જાય, અન્ત થઈ અભેદાનદ માત્ર અવશેષ રહે એ પ્રકારે ઓગળી જાય, એવા અર્થનુ ભાન કરાવનાર નામ આપી એક ટીકાની યોજના કરી છે સહૃદયોની અવગણના કરીને અદ્વૈત થયુ નથી, કેવલ આત્માનદની લહરમા એકતાનતા વધારવાની વાસનાથી એ ચાપન કરવાની આવશ્યકતા લાગી છે આ લેખના અનુબધ વિશેનો વિચાર એ ટીકાને આરભે આપેલા "પ્રપાત' માથી તટ ઉપરથી ઊર્મિના કલ્લોલમા શી રીતે પ્રાપ્ત કરવો એ સબધે કરેલા વિવેચનમાથી, સારા થશે, એને તેને પ્રથમથી જ વિચારવો જોઈએ પ્રથારભે 'જવનિકા' એવા નામ નીચે બે પદ્યો આપેલાં છે, તેના ઉદ્દેશ, અર્થ આદિ પણ 'જવનિકાદ્‌ભેદ' એવા મથાળા નીચે ટીકામા સ્પષ્ટ કરી આપ્યાં છે

છદોબદ્ધ ગાનો કરતાં રાગબદ્ધ ગાનો કરવાનો માર્ગ કેટલાકને રુચિકર નથી એમ મારા જાણવામા આવ્યુ છે, પણ ગાનની અલૌકિક શક્તિનુ જેને કંઈ પણ ભાન છે તે આવી શકા કરે એમ હુ ધારતો નથી આત્માની સમીપમાં સમીપ, આત્માના વ્યાપાર કહેવાતા હોય તો તે વ્યાપારનુ અશેઅશ પ્રતિબિંબ છાપનાર, આત્મા માધુર્ય

પ્રેમ રસ આદિ હોય તો તેનુ પ્રત્યક્ષ પાન કરાવનાર આત્મા દિક્‌-કાલ કે વસ્તુ ત્રણે પરિચ્છેદથી રહિત હોય તો તે ત્રણમાના દિક્ અને વસ્તુ બે પરિચ્છેદ રહિત હોઈ કાલપરિચ્છેદ મ ત્રથી જ આત્માતુલ્યતા અનુભાવનાર વિશ્વમા ગાન–સમાન કાઈ નથી જ નથી અમુક શબ્દો, અમુક વચનો, એ સગીતનો જીવ નથી, ચીજની બાધણી સાથે તેને સબધ નથી, તેનો કેવળ શુદ્ધ સ્વરમય, રાગના મૃદુ આલાપમય, તાલની સુવનિત લયમય, કલ્પારભે વિસ્તરતી સૃષ્ટિ સમયે બ્રહ્મના શબ્દબ્રહ્મરૂપ – વિવર્તમય, એક અપૂર્વ, અલૌકિક, આત્મભાવના, આત્મજીવન છે અમુક રાગ અમુક અસર, સૃષ્ટિ કરવાને સમર્થ છે એવા સગીતનો કાળ જ્યારે આશ્રય કરશે ત્યારે આત્મભાવનાનુ પણ તત્ત્વ અનુભવાશે, કવિઓ પોતાને ભૂલી, કાળ તરગને ભૂલી રાગની લયમા વિલીન થઈ જશે અને સગીતશાસ્ત્રનો આભાસ નથી, ગાવાનો પરિચય નથી, તથાપિ મને જે 'કાનરસ' છે તેને અનુસરીને મે આ પદ્યોને, મારા હૃદયને દ્રાવક એવા જે જે રાગ લાગેલા, તેની સરણિ ઉપર ઉતાર્યા છે અનુભવી સગીતશાસ્ત્રીઓ મારા દોષ ઉપર દૃષ્ટિ ન કરતા મારા હેતુને જ વિચારશે તો દોષ ક્ષન્તવ્ય લાગશે એમ જ ઉર્દૂ શબ્દો વાપર્યા છે માટે પણ ક્વચિત્ કોઈ મને દોષિત ગણશે પણ જે રાગ અને તેના બધારણ માટે જે તાલની પદ્ધતિ મે રુચિકર માની છે તે વિચારતા જણાશે કે એ શબ્દો વિના બીજો માર્ગ જ છે નહિ સસ્કૃત શબ્દો ગઝલોમા જરા પણ શોભતા નથી ઉર્દૂ ગઝલોની મીઠાશ ગુજરાતીમા આવતી નથી ફારસી છદ શાસ્ત્રનુ અને જ્ઞાન નથી, તેથી ગઝલોના બધારણમા ઠેકાણે ઠેકાણે દોષ હોવાનો સભવ છે રદીફ અને કાફિયા ક્વચિત્ નહિ પણ હોય, પરતુ મારી ઉર્મિ સાથેની મારી તન્મયતા એ જ અત્ર પણ મારો બચાવ છે

મને પ્રતીતિ છે કે પ્રત્યેક પદ્યનો યથાર્થ અર્થ સમજ્યા પછી, ઉચ્ચારતા તે તે સમગ્ર ધ્વનિ ઊભો થાય એવો પરિચય થયા પછી, યોગ્ય તાલસુરથી શાન્ત વિનમિત લયથી, આ પદ્યોને ગાવામા કે

ગવાતાં સાંભળવામાં આવશે, તો ક્ષણવાર આનંદ, અભેદાનંદ, અનુભવાયા વિના રહેશે નહિ; પોતપોતાના પ્રાસંગિક હૃદયવિક્ષોભને અનુકૂળ એકાદ પદ્ય સાંભળવાથી કે ગાવાથી તુરત શાન્તિ અનુભવાયા વિના રહેશે નહિ. ગ્રંથ એ અનુભવ આપવા લેવાનું સાધન છે એટલે આટલું કહેવામાં કશો અવિવેક નથી.

લિ. એક અભેદમાર્ગપ્રવાસી

# જવનિકા

## ૧

"Truth is no prostitute that throws herself away upon those who do not desire her; she is rather so coy a beauty that he who sacrifices everything to her cannot even then be sure of her favour."* —Schopenhauer.

ભૈરવી (ગઝલ)

અહા ! હું એકલો દુનીયાં–બીયાબૅાંમાં સુનો ભટકું,
રઝળતો ઇશ્કને રસ્તે અહીં તહીં આંધળો અટકું.—૧
બતાવી રાહ આ જેણે ગયાં તે શું દગો દેઈ !
રિબાવી, રોવરાવી, ને શું રમશો ખાકથી મારી !—૨
સ્મૃતિ આવી તમારી ત્યાં ન અશ્રુ ધાર રે' ઝાલી,
હૃદય રમતું ઉછાળા લૈ – જુવાની શું ફરી આવી ?—૩
સુણાવું લો કવિતા આ ઝિલું રસ નેત્રથી ઝરતો,
હૃદય હૃદયે મિલાવો તો જીવું ઊઠું પડ્યો મરતો.—૪
અરે ! તે બાલપણના ક્યાંગયા સાથી બધા સાચા !
ગઈ ક્યાં પ્રાણ પ્યારી તે !–રહી મુજ ભાગ આ વાચા !—૫
સુણાવું તે ય ક્યાં બેશી ! નથી કો ઠામ રોવાનું,
ભર્યું છે એકદર દુનિયા વિષે જ્યાં ત્યાં વગોવાનું.—૭
ભણાવી દો મને, આજે તમારી તે રીતિ જૂની,
ન જેથી દાગ દિલ લાગે ન લાગે ઝિંદગી સૂની !—૬

---

* સત્ય છે, તે પોતાની ઇચ્છા ન કરનાર ઉપર પણ પોતાની જાતને ખરાબ કરે એવી વેશ્યા જેવુ નથી; એ તો એવી શરમાળ સૌંદર્યમૂર્તિ છે કે એને માટે સર્વસ્વનો ભોગ આપનારને પર એની કૃપાની ખાતરી રહેવી કઠિન.
—શોપનહોર

બતાવો શી રીતે હસવું, હૃદય બાળી છતે રડવું,
વચનમાં પ્રેમ બતલાવી ઇશારે પ્રેમિદિલ હણવું !—૮

અરે ઉસ્તાદ ! કયાં પાયો ? મને આ ઇશ્કનો પ્યાલો,
કર્યો સંસાર ભર સૂનો, વફાઈ કયાં મળે ?–ચાલો !—૯

ઉથામ્યાં ધર્મશાસ્ત્રોને – ગણાયો જ્ઞાની પંડિતમાં,
ઠરી દષ્ટિ ન કો ઠામે, પ્રીતિરીતિ અખંડિતમાં !—૧૦

હવે કયા સત્ય દેખાડો, હશે શું સત્ય સમજાવો,
રડી રેવું, કદી ગાવું, મને તો એટલો લ્હાવો.—૧૧

બધી દુનિયા જુએ જેથી ગયાં મુજ નેત્ર તે ફૂટી,
બધી દુનિયાનું અજવાળું મને અંધારી તે ઊંડી !—૧૨

અહીં તહીં આ ભટકવામાં નથી શાન્તિતણી આશા,
સિતમગરલે ધરી ગરદન·—નિરાશા એ જ છે આશા —૧૩

૨

"I have learned that I cannot dispose of other people's facts; but I possess such a key to my own as persuades me, againts all their denials, that they also have a key to theirs ..Divinity is behind our failures and follies also "*

—EMERSON.

---

* મને એટલું જ્ઞાન થયુ છે કે અન્ય જનોના ઇતિવૃત્તનો ખુલાસો મારાથી થઈ શકવાનો નથી, પરતુ મારા પોતાના ઇતિવૃત્તોને સમજવાની એવી કૂચી મને જડી છે કે તે ઉપરથી મને એમ નિશ્ચય થાય છે જે સર્વની પાસે, તેઓ મને ના પાડતા હોય તથાપિ પણ, પોતપોતાના ઇતિવૃત્તોને માટે તેવી ને તેવી કૂચી હોવી જ જોઈએ. આપણી નિષ્ફલતામા, અરે' મૂર્ખાઈઓમાં પણ, ઐશ્વર્યનુ દર્શન છે."

—એમર્સન

ભૈરવી ( ગજલ )

કહીં તું જાય છે દોરી દગાબાજી કરી કીસ્મત!
ભરોસે તેં લઈ શાને? આ હરરાજી કરી કીસ્મત! – કહીં. ૧

થવા નિજરૂપ દુનીયાંમાં ઉતરવાનું ઠર્યું કીસ્મત!
કરી તુજરૂપ રંજાડી લપેટી ઘા કરે કીસ્મત! – કહીં. ૨

ચલાવી પુષ્પમાલા પર નીચે સર્પો ભર્યાં કીસ્મત!
સનમ દીદારમાં નાખી પલક જુદાઈની કીસ્મત! – કહીં. ૩

લગાડી કાર્ય કારણની બરાબર સાંકળો કીસ્મત!
ભરાવ્યા ત્યાં શી રીતે તેં ઊલટના આંકડા કીસ્મત! – કહીં. ૪

પિછાની બે અને બેને કહીને ચાર હે કીસ્મત!
લખાવ્યાં હાથથી શાને? તેં બેને એક આ કીસ્મત! – કહીં. ૫

ગણી મારૂં વળી મારું ભર્યું દિલ પ્રેમથી કીસ્મત!
તથાપિ ત્યાં ભર્યું શાને? શી રીતે? ઝેર તે કીસ્મત! – કહીં. ૬
ધરી આશાતણો પાયો ચણાવ્યોં તે ઉપર કીસ્મત!
કહીં? ક્યારે? લીધો તાણી એ પાયો તેં અરે કીસ્મત! – કહીં. ૭

મૂકાવ્યોં ને મોંઠે ખોળે ભરોસે શીશ હે કીસ્મત!
કપાવી શી રીતે ગરદન વહે ના ખૂન પણ કીસ્મત! – કહીં. ૮

ઉઠાવી અસ્તિથી દિલને લગાડ્યું નાસ્તિમાં કીસ્મત!
દરદદિલ રોવું ત્યાં એ તે વગોવાવું ભર્યું કીસ્મત! – કહીં. ૯
વહી આંખો ગળી ધારે – ધુવે દિલદાગને કીસ્મત!
જુદાઈની મીઠાઈમાં ભરી ખારાઈ ક્યાં કીસ્મત! – કહીં. ૧૦
મુડાવી કે રંગાવી ને કરાવ્યો ત્યાગ તેં કીસ્મત!
તથાપિ ત્યાં બઝાડી શી! ઉપાધિ એવડી કીસ્મત! – કહીં. ૧૧

મુખે અદ્વૈત ઉચ્ચારી લહી મનથી પૂરું કીસ્મત !
કવિતા આ બકાવાનું કર્યું શેં દ્વૈત તેં કીસ્મત ! – કહીં. ૧૨
કહીં કહીં આ દગાબાજી કરે હા ના તું શું કીસ્મત !
મને માલીકના કાને ભડે ભણકાર ત્યાં કીસ્મત ! – કહીં. ૧૩
રમાડ્યો આ દગાબાજી વિષે બહુ છુ ખુશી કીસ્મત !
મળ્યો માલિક વેચાયો .— કરી લે ચાહે તે કીસ્મત ! – કહીં. ૧૪

## અભેદોર્મિ

### ૧

### વૈરાગ્યોર્મિ

ભૈરવી (ઠુમરી)

ફકીરી કર અખ્તીયાર, મનવા—ફકીરી૰
બન મૂરખ • મસ્ત ગૅવાર —ફકીરી ૧

દરક ભભૂત ઉડાવી પછી કર,
ફૂચ્ય્ જનોની દરકાર —ફકીરી ૨

લાજ સમાજથી કાજ ન કાંઈ
ભુલ તું આપ વિચાર. —ફકીરી ૩

આપ ભુલી ભર આપ થકી સહુ,
ભોગવ સનમ દિદાર. —ફકીરી ૪

એમ મરીજીવ્યું તે જ જીવ્યું છે,
નવ ખર વાનર છે દગ્તંર. —ફકીરી ૫

દરક સુનાવો દરક બજાવો,
ગા, તાનથી, દરક પુકાર. —ફકીરી ૬

બહ સનમમય થા, કર બાધું,
પરસ સનમમણિ સાર. —ફકીરી ૭

## ૨

### કષાયોર્મિ

ભૈરવી (ગજલ)

ખતમ્ અય્ દર્દદિલ! થૈ જા, ન તારૂં કોઈ છે અહીંયાં,
ખરો દિલબર નથી હિકમત કરે તું રોઈ રે' અહીંયાં, ખ૦ ૧
મિજાજે ઇશ્કના રસ્તા બડા બારીક છે અહીંયાં,
કદરદાની ચડી તે પર કદાપિ જોઈ છે અહીંયાં! ખ૦ ૨
ગુઝર કર યાર કિસ્મત પર ન તારો કાર છે અહીંયાં,
જિગર ચાહે જુદાઈમાં સુખે તું ધોઈ લે અહીંયાં. ખ૦ ૩
મળે કોઈ અગર તો એ પછી દરકાર શી અહીંયાં!
ઉંડી દરકાર દિલથી તેં બધીએ ખોઈ છે અહીંયાં। ખ૦ ૪
રહેવા દે સુહાવા દે ન ખાલી દોડ તું અહીંયાં,
તબીબીની કહીં તારી બનેલી સોઈ છે અહીંયાં! ખ૦ ૫
નકર ગમ્ યાદ કર હક્કને હકીકત છે કહીં અહીંયાં!
ગરજ ગઈ કે ગઈ યારી ઉપર બદગોઈ છે અહીંયાં. ખ૦ ૬
જહીં જહીં તું કરે આશા ફિકર મંદી ખડી અહીંયાં,
ડુબી ગાયમ નિગાશામાં મઝા મીનોઈ લે અહીંયાં! ખ૦ ૭

## ૩

### વિક્ષેપોર્મિ

લાવણી (શિકસ્તા)

જવા દે પ્યારી, કસી કસી કસોં,
ફરી, ફરીં ફરીં, ન બાંધ બંધન;
અગર તો યા એકતાર, છાર કર,
તું આતશય્ ઇશ્કથી! એ બંધન;

સુખી આ દુઃખી દુઃખી મન,
બની રહે ઍકતાર ન તો દે,
દુઃખી થના આ સદા દુઃખી મન ૭

સખિ! ન ખાઈશ દયા, કરીશ ના
માયા ચોરી દિલ જરા જરા મન;
અભેદની છે ભુખ, ન બીજે સુખ.
દયાની ન છે ગરજ મન;
આ જુદો વ્યવહાર ન એથી પાર
પમાએ, મુઝાય છે મન,
ઝીલાય ના તો દૂર :—પૂર છો વહે,
આંસુ દિન રાત મણિમન. ૮

## ૪

## આસ્વાદોર્મિ

ગરબી

એવું બનાવે કોઈ આજ, મને કોઈ એવું બતાવે.
જેથી આવે અભેદનું રાજ; મને કોઈ એવું બતાવે. મને૦ ૧

મંત્ર અભેદ જપુ અમો, પંથ અભેદ અભેદ,
ભેદ અભેદ વિષે ગયા, એ અભેદ અમારો વેદ. મને૦ ૨

પ્રેમ પુણ્ય પરમાર્થ એ, વિવિધ નામ વિસ્તાર;
સ્વારથ સરણિ એ બધી છે અભેદ અનામી વિચાર. મને૦ ૩

હું–તુંભેદ–પટે પૂર્યા, વિવિધ ચળકના રંગ
દીઠા, વેધ્યા, તે ગયા, નવ દીઠો અભેદ અસંગ. મને૦ ૪

ધર્મ, કર્મ આચાર્ય, ગુરુ, સંત મહંત અનેક,
ભેદ થકી જ બન્યા રહે, તે શું આપે અભેદ વિવેક! મને૦ ૫

લાગે તો ઘડી એકમા, ક્ષણમા, પલમા આજ
પ્રેમ પદારથ પારખે, તેને લીધે અભેદનુ રાજ. મને૦ ૬

પ્રીતિ, મૈત્રી, પ્રેમ, ને સ્નેહ, દયા, રસ રગ
દીસે તે વેશ્યા જ એ, એ તો ન્હોય અભેદનુ અગ મને૦ ૭

હુમા તુમા સર્વમા, અણુમા રજમા એહ,
તુ હુ મા હુ તુજમા, એ અભેદ વિના જુદો નેહ મને૦ ૮

હુમા, તુમા એમ નહિ હુ તે તુ, તુજ હુ,
હુ તે સર્વ ને સર્વ હુ, એવી ઊંડી અભેદની ગુજ મને૦ ૯

હું ભુનુ જો હુ પણ, નિત્યે તુ થઈ જાઉ,
તો પણ પ્રેમ કૃતાર્થ આ, નિત્ય ગાન અભેદનુ ગાઉ મને૦ ૧૦

ભેદ અનેક અનત છે, કર્મ વચન, મનથી જ,
વિષ સાકર કહી પાઈએ, એમ સાકર સ્વાદ નથી જ મને૦ ૧૧

હોય અભેદ ઉપાર્જી તે આવો ભેટો આજ,
તે સાચો, હું તેમનો, બીજો પ્રેમ એ વ્યર્થ અવાજ મને૦ ૧૨

---

૫

## સાધનોર્મિ

ગરબી

પ્રેમનો પ્યાલો પીજીએ જી
કોણ પીતા ધરાયુ — સખિ પ્રેમનો૦ ૧

આધિ વ્યાધિને સગગી રહી ઉપાધિઓ,
નેહને નીરે બુઝાવીએ જી — કોણ૦ — સખિ૦ ૨

પીતુ પીતુ ને પડી ઉઠીને પીતુ,
પીતા પરમપદ પામીએ જી — કોણ૦ — સખિ૦ ૩

કે ભાર મૂકી ચરણ, શરણમાં
ઝુકાવ્યું શિર મેં, છૂટે આ બંધન.
હું રાજી તેમાં તમારી રાજી,
રસીલિ! મારે છે કાંઈ બંધન. ૧

રહી દિવે ઉઠિ ઝાળ—પ્રેમ વિકરાળ-
માં રે' જો બનીને ઇંધન:
તો થા તું એકતાર, વાર ન લગાર,
વિશ્વથી રહે સંબંધ ન:
પ્રકાર સાચો એ જ, શું સમજે ગમાર,
પ્રેમી! કદાપી અંધ ન:
પડ્યો આવી તુજ શરણ, નમાવી,
મરણ સુધી પણ કદાપિ કંધ ન. ૨

જો પ્યારિ! પૂછે તું હાલ મારો,
બેહાલને છે ન હાલ ના ધન:
નિહાલ કર તું હાલ સુધારી,
વધારી દે મુજ અજેહનું ધન:
તું તું એ નામ, ગામ નિજ નામ
રહું રટિ દિન એ ધન ધન:
જો પ્યારિ! સમજે જરા જુદાઈ,
તો આવી સ્યામન શરીર વેધન– ૩

તું મારી દિલદાર, કહે એકવાર 'હું તારી,
હું તારી તન મન:
કર દિલથી ઇકરાર ઓ રમનિ!
'તાર તણી નહીં જુદાઈ મદ મન:'
ઘડી ઘડી અલાવી નજર તું,

નચાવે પ્યારિ! શું આમ થન થન;
નચાવ — નાચું, હું એ જ યાચું,
કહે તું સાચું 'થઈ છું ધન ધન', ૪

ન તો મૂકી દે ખ્યાલ, કે બાજી;
બાલની પેઠે બનાવ એક મન,
લહી ફકીરી કરી પરસ્તી તે આવે બર!
બુત અને બ્રહ્મધન;
હું તારો તારો, બધું એ તારું,
ન હું-તું-તું-તું લહીશ આ તન,
અમેટ સાગરતણી બની રે' લહર.
મચી રે' રંગ રંગ ધન ૫

પ્રેમ હું સાચો લહું તું સમજે;
ઘડી ઘડી પળ પળે જો આ મન;
તજી લાજ મરજાદ જુદાઈ
જુદાઈ, નિજથી રમે જો આ મન;
એ જ યાચના સદા, વાચ ના વદાય,
એવો પ્રેમ છે ઓ મન;–
કહું શી રીતે સાર, સખી સંભાર,
ભુલે શું આ મન આમન. ૬

વહાવું આંસુધાર. પડી તુજ દ્વાર,
ન તો એ તુને દયા મન;–
ભમાવતી શું કઠિન મગાવે–
જચાવે હવે મૂંકી દે દામન;
મને નથી દરકાર, હું સહુની પાર;

જન્મી જીવીને સુખ શામાં નીહાળો ?
નેહ વિના દેહ શીદ સીંચીએ જી — કોણ ૦ — સખિ ૦ ૪

મારું ને તારું તજી પ્રેમનું જ ગાવું,
નાને ચઢી રસ મીલીએ જી — કોણ ૦ — સખિ ૦ ૫

નીમ ત્યાં ભેદ ને ત્યાં ભમાયા,
પ્રેમને નશે ભેદ ટાળીએ જી — કોણ ૦ — સખિ ૦ ૬

ક્યાંથી પીવું ? ને શાથી પીવું ? શું પીવું ?
પીધું સદાય આ પ્રાણીએ જી — કોણ ૦ — સખિ ૦ ૭

પોતે પીનાર અને પાનાર પોતે,
પોતે પીવાનું થઈ ડુબીએ જી — કોણ ૦ — સખિ ૦ ૮

## ૬
## સિદ્ધાન્તોર્મિ
ભૈરવી ( ગઝલ )

આ જામયૂ ઇશ્કમાં ખુમી ભરી કદીં કદી !
ઝીંદગી ખુદાઈ તર ભરી કદી કદી ! — આ જામે૦ ૧

પોથા ઉથામીં વેદ ને ઈંજિલ કુરાનનાં,
ખુદાઈ ઇશ્કના વિના હરી કદીં કદી ! — આ જામે૦ ૨

બેઇશ્ક ઝીંદગી કદી ! — પરમાણુ, નાડીમાં ?
જડમાએ ઇશ્કની હવા પસરી કદી કદી ! — આ જામે૦ ૩
નિધાયૂ સનમ નુરતૂખુ'ં કે દમયૂ આદમ,
આશક કરે મરયૂ ઇશ્કમાં હરી કદીં કદી ! — આ જામે૦ ૪

કાન્તિ, ભજના, ને સુખ, ઊર્મિ, ભાવના,
માનો એ જામયૂ ઇશ્કની સહરી કદીં કદી ! — આ જામે૦ ૫

કાપો, તપાવો; — તાવી, ને ઓગાળી તોળી ખૂબ,
મુરદા ઊઠે, ન ઇશ્ક પરહરી કહીં કહીં ! — આ જામે૦ ૬
ઊઠે મસીહ્, રામ કૃષ્ણ બુદ્ધ ને મીરાં
મસીહસનમ્ વાય વાંસરી કહીં કહીં ! — આ જામે૦ ૭
આવો ગુમાની વેદિયા, કુરાની, પાદરી,
લો જામ સનમને અધર ભરી કહીં કહીં ! — આ જામે૦ ૮
દિવાની આ ખુમારી ઇશ્કની ચઢી દિલે,
નાત જાતને કરી પગી કહીં કહીં ! — આ જામે૦ ૯
કવિ કલ્પના, મસ્તાની ફિલસુફી અભેદની,
તેં સાકી ! તારા જામથી ઝરી કહીં કહીં ! — આ જામે૦ ૧૦
એ જામ તું પૂરેપૂરો સદાએ પામને,
સાગર નદૂર લસ્ યદી કરી કહીં કહીં ! — આ જામે૦ ૧૧
કદમ્ બોશીમાં યહ્ સનમ્ ! જાય જાન આ,
આશકને દિલ ઉમ્મેદ એ ખરી કહીં કહીં ! — આ જામે૦ ૧૨
જાણે ન જામય્ ઇશ્કને મઝા મીનાઈને
નિંદે તે ઇશ્કબાજીને ડરી કહીં કહીં ! — આ જામે૦ ૧૩
ડુબ્યો આ જામય્ ઇશ્કમા મણિ ખોઈ ભાનને,
લે તું સનમ્ ! કર એક દિલબરી અહીં તહીં ! — આ જામે૦ ૧૪

૭

## અનુભવોર્મિ

ભૈરવી (ગઝલ)

જપીને પ્રેમ મંત્રોથી જગાડ્યું મેં શું આ આજે !
છતાં જૂનું નવું એવું જગાડ્યું મેં શું આ આજે ! —૧
રસીલું આ નજર ઉભું, અદાથી નાચતું રંગે;
જહાં દેખું તહાં રાચું, જગાડ્યું મેં શું આ આજે —૨

બનું છું સ્વપ્નમાં કે હું, ભુલ્યો છું ભાન જોયાથી;
સ્મૃતિ છે એ જ સુરતની, જગાડ્યું મેં શું આ આજે —૩
દીઠું પ્હેલાં સ્મૃતિ, તેથી, તથાપિ છે નવું નિત્યે;
છે એનું એ રૂપે જુદું, જગાડ્યું મેં શું આ આજે ! —૪
ન જાગ્રત, કે સુષુપ્તિ છે, ન તંદ્રા કે નથી સ્વપ્નું;
શકે એ આજ ચેતન છે, જગાડ્યું મેં શું આ આજે —૫
નથી ડરતો, નથી બીહીતો, રહ્યો તુજ રંગમાં રાચી;
ભર્યો અંગો છે આનન્દે જગાડ્યું મેં શું આ આજે —૬

તું પાડે બૂમ તો હું બૂમ, તું આંસુ તો હું આંસુ છું;
રમાડે તું રમત હું છું, જગાડ્યું મેં શું ,આજે ! —૭
તુ ના કહેતાં —હું જાઉં છું, તું તુંતું, હું તે એ તું;
છતાં છે કોણ તુ આનું ? જગાડ્યું મેં શું આ આજે ! —૮
રહ્યું છાઈ બધે અંગે, સદા રસપૂર્ણ રઢિયાળું;
સદા સુખસાર ભર પ્યારૂં, જગાડ્યું મેં શું આ આજે ! —૯
જુદા યાતાં હૃદય લાગ્યું, નિધા નિર્ઝી રસીલીયી;
અનામી નામ હર તારૂં, જગાડ્યું મે શું આ આજે ! —૧૦

૮

## સ્વરૂપોર્મિ

ભૈરવી (ગજલ.)

દેખે કહાં તે માહયનૂર ઇશ્કમાં જાન દે ન દે !
ધારી ફકીરી કાપી ને સરથી પયુમાન દે ન દે ! —દેખે૦ ૧
મંદિર, કાબા, ક્રૂસ, આગ, તસ્બી, સબૂત, છાપ ને
દિલથી યકીં દારયૂ સનમનું એ નિશાન દે ન દે ! —દેખે૦ ૨
વેદ કુરાન કે પુરાણ યોગ સમાધિ વ્યાધિમાં,
ઇશ્કમાં જાન છે ફના તે આશક ધ્યાન દે ન દે ! દેખે૦ ૩

ઇશ્ક ન એ ભમે ભુલ્લાં; — ચીરી તપાસો છાતીને,
નાડીએ નાડી, ખૂન્ એ ખૂન ઇશ્કની સાન દે ન દે! —દેખે૦ ૪
માલ ને જાનથી ધોઈ હાથ દીદ્યુસનમ્‌માં મસ્ત જે,
તેને નગમ્ તું યા નસીબ! વસ્લ યહ્ સાન દે ન દે! —દેખે૦ ૫
રાજી સનમ્ હું જ્યાં કરી તારી નિગાહ્ અભેદ-ચૂર
રકીબથી રમી, રકીબને ઝબાન્ દે ન દે! —દેખે૦ ૬
આહ જુદાઈની સનમ્! કે'વી તું સંગદિલ્‌થી શું!
છું તંગ,—દુશ્મની બધે!-દિલ બેઈમાન દે ન દે! —દેખે૦ ૭
જુદાઈ કોઈ કાલની બતાવે ખ્વાબ ખૂબ-ખૂબ,
આવી સનમ્! જગાડી તું, ઇશ્ક પયૂમાન દે ન દે! —દેખે૦ ૮
થાક્યો ફરી ફરી બધે તમારી હું તલાશમાં,
ચાક દિલ કર્યું તો સનમ્ ભેટ —ભાન દે ન દે! —દેખે૦ ૯
ચાક દિલ બેહાલ આ મણિ તું આયના વિષે,
અહા! સનમ્! હવે ભલા દિલમાં મકાન દે ન દે! —દેખે૦ ૧૦

૯

## આનંદોર્મિ

બેહાગ (ગજલ)

યારી મસ્તોની ખુવારીની તૈયારી છે;
દિલદારિ વફાદારીથી મસ્તોથી જહાં હારી છે.—યારી૦ ૧
દુનિયા કહે દિલદારી તે, જુદી બધી જુઆરી છે;
થૈ મસ્ત જામપ્ ઇશ્કથી, મસ્તો એ અકલ મારી છે.—યારી૦ ૨
રાખો સમાલી આપના, દિમાકો - ડોળને;
હમે તો બદન ચીરીને, શરીરે ખાક સારી છે.—યારી૦ ૩
પરવા હમે કરતા નથી, કરશો હમારી કોઈ ના;
એ બેરહમ્ દિલદારને પરવા સદા હમારી છે.—યારી૦ ૪

આંખી જો સનમની પદ્દમ લાગી તો હમે આંખ મુદ;
અંતર્ લગાવ્યો ધૂનમાં, પૂરી કરી મઝેદારી છે.—યારી૦ ૫

હરગિઝ રહેજો દમમાં દમ, તો દમ બદમ દેખું સનમ;
દુનિયાંની ના પરવા, હમે કિસ્મતથી કરી યારી છે.—યારી૦ ૬

આ હાલ મસ્તીમાં નથી કોઈ હમારો આશના;
મરહમની ના પરવા, ભલે સીનામાં ઝખમ કારી છે.—યારી૦ ૭

દીઠી મઝા જે મેં સદા, બેદર્દ તે શું જાણે ગમ;
ગમખ્વારને ગમથી જુઓ, લાગી ખરી દિલદારી છે.—યારી૦ ૮

રોતા જહાં હસતા તમે, હસના હમે જ્યાં સૌ રૂએ;
રાજા તમે ગુલામ હમે, ઉલટિ એ અમલદારી છે.—યારી૦ ૯

આવો દરક્બાઝીમાં, જો હોય અકલ ખોઈ પૂર;
પી લો સનમ મણિનૂરથી, સારી જહાં ઉજારી છે.—યારી૦ ૧૦

૬૦

## અભેદોર્મિ

પદ

(એકતારો તથા મંજિરાની ધૂનમાં)

સાથે આવો તો સગપણ જાણીએ હો જી—એ લય.

અમે વધાણે ચડ્યા પ્રેમાનંદને,
કરી જગત્ બધાને લુહાર રે,
હોડી માછીઓ વહેલી હંકારજો.—સાથે૦ ૧

નમું જ્ઞાન વેદાન્ત વિચારને,
જેણે માયા વિડંબના વેરતાં રે,
આપ્યાં ખીલા ને પાટીયાં વધાણનાં.—સાથે૦ ૨

આવો દૈવ નમું તમને નમી,
તમે ખેલ રમાડી રંજાડી રે
ઘડી હોડી ને સાંધા પૂરીયા.—સાથે૦ ૩

ગુરુ શંકરને નમું પ્રેમથી,
જેણે દેણુ આણુને બઠાંડ્યાં રે,
આપ્યો ધડીને માઝીડો આ વહાણમાં.—સાથે૦ ૪

માડી તમને નમન પે'લાં સર્વથી,
ફેડી જાતને કીધાં જતન રે,
દીધો અનુભવ પ્રેમ સુકાનનો.—સાથે૦ ૫

નમું ભૂર ભુવર સાતે લોકને,
જેણે વિધ વિધ દાખવી રંગ રે,
હોડી હાકવા દરીયો ભર્યો ભલો.—સાથે૦ ૬

નમુ પ્રથમ ગુરુ પિતા પ્રેમથી,
જેણે બુદ્ધિનું આપી દાન રે,
દરીયો ઝેરનો અમૃતથી ભર્યો.—સાથે૦ ૭

નમું કાવ્ય તરંગ વિનોદને,
કરી સુખદુ:ખમાં પૂરો ભાગ રે,
મીઠી રમતમાં આણ્યા આ ઠામમાં.—સાથે૦ ૮

નમું નમી નમી હું એવફાઈને,
જેણે રસભસ રસથી રમાડી રે,
દીધા મૂકી આ આનંદ રેલમાં.—સાથે૦ ૯

પહોચે નમન બહુ બહુ શત્રુને,
જેણે નિત નિત પૂર્ણ પ્રહારથી રે,
ખોદ્યો અભિમાન ખડક આ માર્ગનો.—સાથે૦ ૧૦

નમું દેશ વિદેશ વિશેષને,
નમું હિંદુ અને મુસલમાન રે,
જેણે સતના દોરા વણ્યા સામટા.—સાધે૦ ૧૧

જાઓ પાછાં નમું નમું પ્રેમથી,
તમે નિર્ભય નામ નિશાન રે,
લસે ધરજો સદા ઊંચે અમ તણાં.—સાધે૦ ૧૨

આજે નમું હું નમું ગુરુ સર્વને,
જુદાં નામ ને રૂપ તમામ રે,
ભર્યો પવન અભેદ આ શઢ વિષે.—સાધે૦ ૧૩

નમું માછીડા હોડી હંકારી લે,–
ભલે! ભાગી હોડી ડુબ્યાં સર્વ રે,
ડુબ્યાં દરિઓ ને હોડી કે' નારમાં.—સાધે૦ ૧૪

---

## ૧૧
## અભાનોર્મિ
(કાફી)

ગગને આજ પ્રેમની ઝલક છાઈ રે, ગગને આજ—પ્રેમની૦

પૃથિવી રહી છવાઈ,
પરવતો રહ્યા નાહી,
સચરાચરે ભરાઈ રે—ગગને૦ ૧

ભૂત ને ભવિષ્ય ગયા,
વર્તમાન સર્વ થયા,
એકમાં અનેક રહ્યા રે—ગગને૦ ૨

કીડીથી કુંજર સુધી,
ગળિ ભેદબુદ્ધિ ઉંધી,
વાટડી અભેદ સુધી રે—ગગને૦ ૩

વાદ ને વિવાદ ગળ્યા,
ઝેર વિખવાદ ટળ્યા,
જુદા સહુ ભેગા મળ્યા રે—ગગને૦ ૪

વ્રત જોગ તપ સેવા,
જુદા છે પ્રસાદ મેવા,
પંડિતો વેદાંતી તેવા રે—ગગને૦ ૫

ધનભાગ્ય તેનાં જેણે,
પ્રેમ પી નીહાળ્યો નેણે,
સુખને શું કે'શે વેણે રે—ગગને૦ ૬

સાંભળીશે કોણ કે'શે,
શા થકી વખાણી લેશે,
ન કહ્યે કે'વાઈ રે'શે રે—ગગને૦ ૭

પ્રેમ જે કહી બતાવે,
પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવ રે—ગગને૦ ૮

---

"પાની પિલાવત કયા ફિરો, ઘર ઘર સાયર વાર.
તૃષાવન્ત જો હોયગા, પીવેગા ઝખ માર."—કબીર

નિત્યાનંદનાં
અભિલાષી હોઈ પ્રેમરહસ્ય વિચારી અનુભવતાં
અધિકારી સજ્જનોને સમર્પણ હો, આ
પર પ્રેમરૂપ.
**પ્રેમજીવન**

"હાટે હાટે વ્હોરતા હોય,
કોઈ ખાટે કોઈ મુળગું ખોય,
ધન વ્હોરનિયા જેણે વસ્તુ જોઈ,
આખા પ્રેમના પાત્ર વડા નર સોઈ.
..............................
એમ અલ્પ આનંદી સદા અલ્પાય,
અખા પ્રેમાનંદનો પ્રવે ન થાય,
પ્રેમાનંદી ભક્તિ આકરી,
વસમી વાટ મહા ખરેખરી,
કામ ગલિત તે કામનો વેશ,
તેનો જ્ઞાની પતિને ન લાધે લેશ,
પ્રેમાનંદી જ્યાં ગાય અને વાય,
અલ્પાનંદીને અલ્પકું જણાય,
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે,
જેમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે."

इदं हि पुंसस्तपसः श्रुतस्य वा
स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः ।
अविच्युतोऽर्थः कविभिर्निरूपितो
यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥

# પ્રપાત

अयमात्मापरानद परप्रेमास्पदयत

*—पचदशी

" Love rules the court, the camp, the grove,
And men below and saints above,
For love is heaven and heaven is love " +Scott

" It is a fire that kindling its first embers in the narrow nook of a private bosom, caught from a wandering spark out of another private heart, glares and enlarges until it warms and beams upon multitudes of men and women upon the universal heart of all, and so lights up the whole world and all nature with its generous flames " -Emerson

" Now abideth Faith Hope, Love, these three but the greatest of these is Love " =St Paul

---

* આ આત્મા પરાનંદ છે કેમ પરપ્રેમાસ્પદ છે — પચદશી

+રાજસભા સૈન્યગનિવેશ પુષ્પકુંજ, સર્વત્ર સૃષ્ટિના મનુષ્ય ગણ સ્વર્ગના દેવગણ બંને પ્રેમનું જ સામ્રાજ્ય છે કારણ કે પ્રેમ સ્વર્ગ છે અને સ્વર્ગ પ્રેમ છે —સ્કૉટ

-કોઈ એક વ્યક્તિના હૃદયમાંથી ઉડતા તણખાને યોગે કોઈ અન્ય હૃદયમા પ્રકટ થતા એ એવા અગ્નિ છે કે જે અધિકાધિક પ્રદીપ્ત થતે થતે, વૃદ્ધિ પામતે પામતે અનંત પુરુષો અને અનંત સ્ત્રીઓને પ્રકાશ અને આનંદ ઉપજાવે છે સર્વના હૃદયને પ્રકાશિત અને આનંદિત કરે છે ને એમ સમગ્ર વિશ્વ મહા ભાજન પોતાના ઉદાર પ્રકાશમા ઉતારી લે છે —એમર્સન

=શ્રદ્ધા આશા પ્રેમ એ ત્રણ સર્વથા નિત્ય છે પણ એમા એ પ્રેમ સર્વોપરી છે —સંત પૉલ.

પ્રપાત ! – ક્યાં ? ક્યાંથી ? એનું ઉત્તર એ છે કે પ્રેમના તટ ઉપરથી અભેદાર્ણવના ઊર્મિમાં. પ્રેમજીવનમાં પ્રેમ એ જ તત્ત્વ છે એમ કહેલું છે, એનું તત્ત્વ અભેદ છે એમ પણ સૂચવેલું છે. અદ્વૈત-સિદ્ધાન્તનું તત્ત્વ અભેદ વિના અન્ય નથી; ને એ તત્ત્વનો અપરોક્ષાનુભવ થતા સુધી અદ્વૈતના શુષ્ક બુદ્ધિવિલાસથી કશું ફલ નથી. આજકાલ જે અદ્વૈત પ્રવર્ત્યો છે તે કોઈ વિલક્ષણ પ્રકાર જણાવે છે. સાધારણ લોકોક્તિ છે કે, વર્તમાન સમયે સર્વને અર્ધો વેદાન્તસાક્ષાત્કાર થઈ રહ્યો છે; "તારું તે મારું, મારું તે તારું" એ આખો વેદાન્તોપદેશ છે; એમાંનો જે પ્રથમાર્ધ—તારું તે મારું એ જ સર્વત્ર—વેદાન્તીઓમાં પણ — પ્રત્યક્ષ અનુભવમાં આવેલો જણાય છે. એનું કારણ અધિકારની ન્યૂનતા છે એમ કહેવામાં આવે છે, પરંતુ મને એમ લાગે છે કે વેદાન્તશાસ્ત્રના ઉપદેશકો બુદ્ધિવિલાસને વધારે પ્રાધાન્ય આપે છે; હૃદયાર્દ્રતાની ઉપેક્ષા કરે છે, એ પણ આવા અધિકારભેદ ભેગું એક મુખ્ય કારણ છે. માયા શું છે ? જીવ શું છે ? બ્રહ્મ શું છે ? તેમનો સંબંધ કેમ અને કેવો છે ? એ આદિ તર્કો અને તેનાં અનેક શંકાસમાધાનમાં ખંડનમંડન ઉપર જિજ્ઞાસુઓ પોતાની બુદ્ધિને આયાસ આપીને દોરતા ચાલે છે, ક્વચિત્ તેમાં પ્રવેશ ન થઈ શકતાં નિરાશ થઈ એવા ઉદ્‌ગારનો પણ આશ્રય કરે છે કે, " વેદાન્ત આપણે માટે નથી." અમુક જાતની વિદ્વત્તા પ્રાપ્ત કરવી, અમુક ગ્રંથો, પ્રસ્થાનો, સાંગોપાંગ જાણવાં, અમુક પદવી મેળવી વિદ્વાન કે વેદાન્તાભ્યાસીનો હક પ્રાપ્ત કરવો, એને જ પ્રાધાન્ય અપાય છે, શુષ્ક બુદ્ધિવૈભવમાં જ જાણે તત્ત્વનો અને ચારિત્ર્યનો આધાર કે સાર હોય તેમ લોકવ્યવહાર પ્રવર્ત્યો છે. તર્કોમાં પ્રવીણ વેદાન્તીઓ પણ તર્કજાલનો કોઈ અવધિ રાખ્યા વિના જીવનમુક્તતાનો દાવો કરી કોઈ મર્યાદા પાલતા નથી, વ્યાવહારિક મર્યાદા માનવા છતાં, અંતરમાં તેવી મર્યાદાનો સ્વીકાર કરતા નથી એમ કહેવાય છે. આવા અનુભવો ઉપરથી લોકો 'વેદાન્ત' એ નામનો ઉપહાસ કરે છે. એ શબ્દને અંગે, દાંભિકતા,

મન અને વાણીની એકતાનો અભાવ, અમર્યાદ સ્વચ્છંદિતા, અજ્ઞાનને ઢાંકવા માટે ન સમજાય તેવા શબ્દમાત્રનો જ આડંબર, આવી વ્યંજના સૂચવવી ધારે છે. એક પાસા અધિકારની ન્યૂનતા, અને એકાએક જ જ્ઞાન પ્રાપ્ત કરી લેવાની લઘુતા, બીજી પાસા કર્કશ તર્કમાત્રનો જ આશ્રય અને તેનાથી આચારનું ભિન્નત્વ, એવાં કારણોને લેઈ અજ્ઞાન લોકોના મનમાં આવો ભ્રમ પેદા થાય છે. મારું માનવું એમ છે કે વેદાન્તમાર્ગ કોઈથી પણ ન સમજી શકાય તેવા બુદ્ધિવિલાસમાત્રનો જ રચાયેલો નથી, આચાર અને વચનનો વાસ્તવિક ભેદ જ રાખવો પડે એવી નીતિ ઉપર સ્થપાયલો નથી—એનું તત્ત્વ કેવલ અભેદ છે. અભેદ એટલે હૃદયના રસનો સંપૂર્ણ આવિર્ભાવ, ઉલ્લાસ, તેનું જ વેદાન્તમાં પ્રાધાન્ય છે,* પ્રેમ, દયા, સ્નેહ, મૈત્રી, આદિ સ્થૂલ સંબંધોમા પણ જે જે આનંદ આવે છે, તે તે આનંદનો પરમ પ્રકર્ષ અનુભવાય એ અભેદનું સ્વરૂપ છે. અભેદભાવના થાય તો અધિકારની ન્યૂનતા રહેતી નથી, વેદાન્ત સમજવામા વિક્ષેપ આવતો નથી, આચાર અને વિચારનો ભેદ રહી શકતો નથી. અભેદનો આશ્રય કરવાથી વેદાન્ત માર્ગ શુષ્ક બુદ્ધિ-વિલાસ મટીને રસમય આનંદમાર્ગ થઈ રહે છે. એ અભેદના

* સરખાવો—"The charities of a more and more widely extended peace are preparing the way for a Christian church which shall depend neither on ignorance for its continuance, nor on controversy for its progress, but shall reign at once in light and love."

—Ruskin.

દિન પ્રતિદિન અધિક વિશાલ થતી એકતાનો ઉદારભાવ એવા એકત્ર ક્રીશ્ચીઅન ધર્મનો સંભવ સૂચવે છે કે જેનો નિર્વાહ અજ્ઞાન ઉપર ન રહેતાં, જેની વૃદ્ધિ વાદવિવાદને આધીન ન રહેતા, જે કેવલ જ્ઞાન અને પ્રેમના અભેદમાં જ સ્થિર થશે. — રસ્કિન.

અર્ણવમાં આપણે પ્રપાત કરવો છે, પ્રેમને તરેથી, તે અર્ણવના ઊર્મિમાં વિલીન થવા પડવું છે.

વ્યવહારના અનુભવો એટલા બધા ઉપયોગી છે, કે એક પણ અનુભવમાં અભેદ અનુભવવાનો અવકાશ નથી એમ નથી. વિશ્વવ્યવસ્થા જ એવી છે કે વ્યવહારમાં ગમે તે અનુભવ થતો હોય, પણ જો તન્મયતા સાથે તે અનુભવ થતો હોય, તે અનુભવના છેવટના તત્ત્વ ઉપર દૃષ્ટિ રાખીને તે અનુભવ લેવાતો હોય, તો ત્યાં ને ત્યાં અભેદ અનુભવાયા વિના રહેતો નથી. પ્રમાતૃચૈતન્યનો પ્રમેય-ચૈતન્ય સાથે અભેદ થવાથી જ જ્ઞાનમાત્ર થઈ શકે છે. અન્ય પ્રકારે કોઈ પણ જ્ઞાન જ થતું નથી; તેમ જ પ્રત્યેક પદાર્થ, ભાવ, સંભવ આદિને વિચારતાં તેનું અંતિમ તત્ત્વ અભેદાનંદ વિના બીજું નીકળતું નથી, અનુભવમાત્ર અભેદ સાધવાના ક્રમનાં જ પગથિયાં છે. પરંતુ રચના જ એવી છે કે માણસને અનુભવમાત્રમાં અભેદ ન થવા દેનાર બીજ પણ અભેદ થવા દેનાર બીજના ભેગાં જ રહેલાં હોય છે, पराञ्चिखानि व्यतृणत्स्वयंभू એમ કઠવલ્લીમાં લખ્યું જ છે. વ્યવહારનું કોઈ પણ કાર્ય કરતે આપણને અભેદ અનુભવાય છે—તે કાર્ય, તેના કરનાર આપણે, અને તે કરવાનાં સાધન હોય તે, એ ત્રણેને ભૂલી આપણે સન્માત્ર એવી કોઈ અવર્ણ્ય એકતામાં, એવા કોઈ અતર્ક્ય અભેદમાં, આવી જઈએ છીએ; પણ તુરત જ, એક નિમિષમાત્રમાં જ, એ અભેદનો ભંગ થાય છે, વિશ્વ-રચનાનું આકર્ષણ તુરત જ સ્થૂલતામાં આપણને તાણી લાવે છે, ને અભેદને એક સ્વપ્નવત્ કરી નાખે છે. આવી વ્યવસ્થા છે એટલે સંસારના ગમે તે પ્રસંગને કે વિચારને લો, પણ તેમાં એ જો વિવેક-પૂર્વક તન્મયતાથી વ્યવહાર થયો તો અભેદમાર્ગ સરલ જ છે. અભેદનું સ્વરૂપ ભેદનો અભાવ એ છે; ભેદનો અભાવ સ્થૂલ રીતે તો અશક્ય જ છે, સૂક્ષ્મવૃત્તિમાત્રથી શક્ય છે. વિદ્યમાન એવા ભેદનો વૃત્તિ દ્વારા પરમ વિલય થઈ જાય, તે અર્થે એવી વૃત્તિનો પુનઃ પુનઃ અભ્યાસ થઈ અભેદની ભાવના બંધાવી જોઈએ, ભાવના દૃઢ થતે તેનો પણ

અસ્ત થઈ જઈ, કોઈ અવર્ણ્ય આનંદ જ અવશેષ રહેવો જોઈએ. વેદાન્તીઓ જેને સત્તાસામાન્ય રૂપે જીવન્મુક્તના લક્ષણમાં ગણે છે તે, થવું જોઈએ. ભાવનું તત્ત્વ પ્રત્યક્ષ તન્મયતામાં છે. એટલે રસમાં છે. અને વ્યવહારમાં રસ એ નામથી આપણને સારામાં સારો કોઈ પણ પાતનો અનુભવ હોય તો તે પ્રેમનો છે. પ્રેમભાવનાનો પરમ પ્રકર્ષ સાધી, સમજી, અનુભવી શકાય, તો રસ અથવા આર્દ્રતાનુ સંપૂર્ણ સ્વરૂપ સમજાય, આર્દ્રતા પૂર્ણ સમજાય તો ભાવના દૃઢ થાય, ભાવના દૃઢ થતાં અભેદનો સાક્ષાત્કાર આવે અને અભેદ સાક્ષાત્કારથી અતર્ક્ય, અવર્ણ્ય એવા સ્વરૂપનો લાભ થાય.

આત્માની શક્તિ અચિંત્ય, અવર્ણ્ય છે. આત્મા પોતે જ સર્વ છે. એ જ્ઞાનને નહિ, પણ એ અનુભવને, સ્વરૂપલાભ અભેદ કહીએ છીએ. આત્મા જે જે અનુભવ કરે છે તે સ્વરૂપલાભ માટેના જ પ્રયાસ છે. અત્યંત અભેદ થયા વિના તેને તૃપ્તિ થતી નથી. ક્ષણિક અભેદ તો નિરંતર થયાં જ જાય છે, પણ નિત્ય અભેદ થયા વિના તૃપ્તિ આવતી નથી. અભેદ સાક્ષાત્કારને અર્થે, સ્વરૂપલાભને અર્થે, પ્રેમભાવનાનો ઉત્કર્ષ સાધવાથી સહજ માર્ગ જડે છે, રાજયોગાભ્યાસનો એ જ ઉત્તમોત્તમ રહસ્યમાર્ગ છે.

પ્રેમ અર્થાત્ જે સ્થૂલ સંબંધમાત્રને એ નામ આપવામાં આવે છે તેનું તત્ત્વ શું છે? તેના ઉદ્ભવનું કારણ શું છે? એ વિચાર કરતાં, સ્થૂલ દૃષ્ટિથી, એમ જ જણાય કે 'આનંદ' એ જ એવા પ્રેમ-સંબંધનું નિદાન છે. આ આનંદનું તત્ત્વ જ આપણે પ્રથમે જોવું જોઈએ. એ આનંદ ક્યાં છે, શામાં છે, શું છે, એ વિચાર કરવો જોઈએ. મનુષ્યને જ્યાં જ્યાં આનંદ આવે છે ત્યાં ત્યાં તે આનંદ, આનંદના સ્થાનને લઈને આવતો નથી. પોતાની જાતને લઈને આવે છે, એ તો નિર્વિવાદ, સર્વજનીન, અનુભવ છે. પુત્રમિત્રાદિ ઉપર જે નિરવધિ પ્રેમભાવ હોય છે તેનું કારણ પુત્રમિત્રાદિનાં શરીરાદિ નથી, એ

શરીરસાધ્ય જે આપણી પોતાની તૃપ્તિ છે તેજ તે સબધન કારણ છે પુત્રમિત્રાદિના મરણજન્ય શોક જેમ સ્પષ્ટ રીતે આપણી પોતાની ખોટને લીધે છે એમ સર્વ કોઈ માને છે, અનુભવે છે, તેમ તેમની વિદ્યમાનતાથી, તેમના સબધથી જે આનદ આવે છે તે પણ આપણા પોતાના ઉદ્દેશથી છે, તેમના ઉદ્દેશથી નથી એમ સર્વએ માનવુ જોઈએ. પદાર્થ, સબધ, આદિમા જ્યા જ્યા આનદ, સુખ, ઇત્યાદિ સમજાય છે, ત્યા ત્યા તે આપણી પોતાની તૃપ્તિને અર્થે સમજાય છે તે તે પદાર્થ સબધાદિની તૃપ્તિને અર્થે નથી એટની વાત ત્યારે નિર્વિવાદ સિદ્ધ થાય છે આનદનુ સ્થાન આપણે આ પ્રકારે નક્કી કર્યુ એનો પ્રદેશ, એનુ સ્વરૂપ, તે પણ હવે નક્કી કરીએ આપણને આનદ શામા આવે છે ? જ્યા આપણી તૃપ્તિ થાય ત્યા આનદ આવે છે એમ કહેશો, પણ 'આપણી તૃપ્તિ' એમાના 'આપણી' અને 'તૃપ્તિ' એ બે શબ્દનો તત્ત્વાર્થ શો છે તે જાણ્યા વિના એ ઉત્તર નિરુપયોગી છે તૃપ્તિ એટલે પર્યાપ્તિ, પૂર્ણ પ્રાપ્તિ, હવે કાઈ અધિકની ઇચ્છા નથી, આ છે તેજ અનત ઇચ્છાની તૃપ્તિ રૂપ છે, એને તૃપ્તિ કહીએ છીએ 'આપણી તૃપ્તિ'મા જે 'આપણી' એમ કહેવાય છે તેથી એટલુ જ સિદ્ધ થાય છે કે એ તૃપ્તિનુ સ્થાન આપણા પોતામા છે, બહારથી નથી એ સ્થાન આપણામા કીયે ઠેકાણે છે ? આપણા શરીરની તૃપ્તિ છે ? આપણા મનની તૃપ્તિ છે ? આપણી ઇંદ્રિયોની તૃપ્તિ છે ? શાની તૃપ્તિને 'આપણી' તૃપ્તિ કહીએ છીએ ? ઘણાક પદાર્થ એવા છે કે તેમનાથી મનની તૃપ્તિ થાય છે, ઘણાક સબધ એવા છે કે તેમનાથી ઇંદ્રિયોની તૃપ્તિ થાય છે, પણ શરીર, મન, ઇંદ્રિય, સ્થૂલ, સૂક્ષ્મ સર્વત્ર તૃપ્તિનો અનભવ કરનાર કોઈ અન્ય છે, શરીરની તૃપ્તિ અમુક પદાર્થોના સયોગાદિથી થાય છે ત્યા પણ તૃપ્તિનો અનુભવ શરીરને નથી કેમ કે નિદ્રાદિ દશામા શરીરને અનેક તેવા સયોગ થતા છતા તૃપ્તિનો અનુભવ નથી એ સુવિદિત છે એ અનુભવ લેનાર શરીરથી કોઈ અન્ય છે મનને અનેક નવીન વિચારાદિની ભજ્યનાનો

અનુભવ થાય છે, પણ તે અનુભવમાંથી જે તૃપ્તિ મન અનુભવે છે તે, મનથી જે કોઈ અન્ય છે તેનો અનુભવ છે, મનનો નથી, વિચારાદિ, –બુદ્ધિ, ઊર્મિ, ઇચ્છા,–તો મન અથવા અંતઃકરણનાં જ પરિણામ છે, બાહ્ય હેતુને લેઈ, બહારથી આવતા વિચારાદિને એક ઉદ્‌બોધક ગણી, મન પોતે જ અનેક પરિણામ પામી તે તે વિચારાકાર થાય છે. નટ પોતે જે વેશ ભજવે છે, તેનો રસ તેને આવતો નથી, તેની તૃપ્તિ તેને થતી નથી, નટથી અન્ય એવા જોનારને થાય છે; તેમ મન, પોતે પોતાનાં રૂપાન્તરોથી તૃપ્તિ ભોગવતું લાગે છે તથાપિ તે તૃપ્તિ મનથી અન્ય એવા કોઈની છે, મનની નથી. ઇંદ્રિયો અમુક સંસર્ગાદિથી તૃપ્તિ માને ત્યાં પણ તે તૃપ્તિનો અનુભવનાર ઇંદ્રિયથી અન્ય છે. આ પ્રકારે જોતાં શરીર જેવા સ્થૂલમાં કે ઇંદ્રિય અને મન જેવા સૂક્ષ્મમાં તૃપ્તિનો પ્રદેશ શરીર મન ઇંદ્રિયાદિથી અન્ય એવા આપણા પોતાના કોઈ અંશને વિશે જ ઠરે છે, અન્યત્ર નહિ. એમ જ એ તૃપ્તિનું સ્વરૂપ પણ અવર્ણ્ય અથવા સ્થૂલ પ્રકાર કે સૂક્ષ્મ પ્રકારથી દર્શાવી ન શકાય તેવું છે. સામાન્યમાં સામાન્ય સ્થૂલ તૃપ્તિનો જ અનુભવ જુઓ. શાકરને ખાવાથી ગળપણનો જે અનુભવ અને તૃપ્તિ થાય છે, તેનું સ્વરૂપ અન્યને કહી શકવું અશક્ય છે. ગમે તેટલાં વચનોથી કે ઉપમાઓથી, સાંભળનારને શાકરના સ્વાદની તૃપ્તિ થતી નથી. જેણે શાકર ખાધી છે, તેને જ તે તૃપ્તિનો અનુભવ સમજાય છે. આવી રીતે જે અનુભવગમ્ય વાત છે, કહી શકાતી નથી, કહેતાંમાં તેનો પૂર્ણ રસ ઊડી જાય છે, તેને સ્વસંવેદ્ય કહે છે. ત્યારે તૃપ્તિનું સ્વરૂપ સ્વસંવેદ્યત્વ છે. આટલા વિચાર ઉપરથી આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ કે તૃપ્તિ અથવા આનંદનું સ્થાન આપણામાં છે, સ્થૂલ-સૂક્ષ્મથી અતિરિક્ત એવા પણ આપણા પોતાના જ કોઈ પ્રકારમાં છે. અને એનું સ્વરૂપ સ્વસંવેદ્ય છે. ત્રણે રીતે પ્રાપ્ત થતા આ 'આપણે'–શબ્દવાચ્ય જે કાંઈ છે, અનેક સુખદુઃખ, રાગદ્વેષ, ક્રોધમોહ, લોભાદિવિકાર, જ્ઞાનઅજ્ઞાનાદિ અનુભવ, ભૂતભવિષ્ય, વર્તમાન

તેનું અસંધાન, એ સર્વ એકત્ર, એકરૂપ કરી આપનાર જે જ્ઞાન છે, જે રસમય સૂત્ર છે, તે જ આ 'આપણે'–શબ્દવાચ્ય છે.

એને જ 'આત્મા' — સ્વરૂપ — કહે છે. જ્ઞાન વ્યક્તિમાત્રમાં સમાન છે, એકરૂપ છે, એકાકાર છે, એ વિના કાંઈ છે નહિ, તેથી જ અદ્વૈત છે. અનુભવમાત્ર જ્ઞાનને અધીન છે. અસ્તિત્વ, અમુક છે એમ પ્રતીતિ થવી, સમગ્ર બ્રહ્માંડનું પણ હોવું,— જ્ઞાનાધીન છે. જ્ઞાન એ જ સત્તા; અજ્ઞાન એવો પદાર્થ જ નહિ કેમ કે અજ્ઞાનની સત્તા પણ જ્ઞાનાધીન છે, જ્ઞાનને સમજાવવા, અનુભવવાને અર્થે એક કલ્પના કરેલી છે, આરોપિત છે. સમગ્ર વિશ્વ જ્ઞાનવિલાસ જ છે; જ્ઞાનના અનેકાનેક વિવર્તની રચના છે. વસ્તુપદાર્થાદિ જે અનુભવાય છે તેનું પૃથક્કરણ કરી જોશો તો તેમાંથી દેશ કાલ અને કારણના વિના બીજી કોઈ વાત હાથ આવવાની નથી. વસ્તુ આદિ અમુક દિગ્વિભાગથી પરિમિત છે, અમુક કાલવિભાગથી વિભક્ત છે, ને અમુક જડનો સમૂહ છે, એટલું તો આપણે સર્વે સ્વીકારીશું. દિક્ અને કાલ એ બે તો કેવલ માનસિક છે એમ કહીશું તો તે પણ સર્વ કોઈ સહજે સ્વીકારશે. *

પણ જડને માનસિક સ્વીકારતાં સર્વ અટકશે. પરંતુ જડ શું છે તે વિચારો. પદાર્થથી અમુક લાગણીઓ થાય છે. કઠિનતા, ગુરુત્વ આદિ પ્રત્યક્ષ થઈ આવે છે. એથી જ આપણે જડ એવું નામ ઉચ્ચારી તેવાં

---

* જડવાદાનુસાર વિવેક કરનારા કહે છે કે બાલકને ધીમે ધીમે ભૌતિક પદાર્થોના અનુભવ થતે થતે, દૂરત્વ નિકટત્વ, ઇત્યાદિ ભાવનાનુ જ્ઞાન આવતું જાય છે અને દિક્ તથા કાલ કેવલ માનસિક ન હોતાં માત્ર વ્યાવહારિક અનુભવજન્ય જ છે. આ કહેવુ યોગ્ય નથી કેમકે પદાર્થાદિની સત્તાનુ જે જ્ઞાન તે દિક્ અને કાલને પ્રથમથી માનીએ તો થઈ શકે છે, નહી તો તેવુ જ્ઞાન જ સભવતુ નથી, એટલે જ્ઞાનથી ભિન્ન એવા વ્યવહારનો જેના ઉપર આધાર છે તેને જ તે વ્યવહારમાથી ઉપજાવવા યત્ન કરવો વ્યર્થ છે એની એ જ વાત કારણતા પરત્વે પણ જાણવી.

તેવા પ્રત્યક્ષોના એકત્ર કારણોનો તે નામથી બોધ કરીએ છીએ જડ એ કારણ છે, અમુક અમુક પ્રત્યક્ષો એ કાર્ય છે, ત્યારે એક કે એકથી અધિક એવી કાર્યકારણની પરંપરાના એકત્ર સમૂહને જ જડ કહીએ છીએ, એ સ્તા અન્ય કોઈ નથી તો દિક્ અને કાલની પેઠે કાર્ય કારણભાવનો વિચાર તે પણ માનસિક જ છે દિક્, કાલ, કારણતા એ ત્રણ વિના જ્ઞાનના વિવર્ત જ થવા અશક્ય છે જ્યા સુધી જ્ઞાન, અવાચ્ય, અનિર્વચનીય, અશબ્દ, મનોવાગગોચર રહે છે ત્યા સુધી વિવર્ત નથી જ્ઞાન એટલો શબ્દ ઉચ્ચારતાની સાથે જ દિક્, કાલ, કારણતા એ ત્રણે ભેગા જ ઉચ્ચારાય છે જેને જ્ઞાન એમ કહ્યુ તે અમુક દેશ પરિચ્છેદવાળુ, અમુક કાલ પરિચ્છેદવાળુ, અને અમુક કાર્યકારણની પરંપરારૂપ છે આ પરિચ્છેદને જ, અદ્વૈત પરિભાષામા, કાલપરિચ્છેદ અને વસ્તુપરિચ્છેદ એવા નામ આપેલા છે અને પરિચ્છેદાતીત, અપરિચ્છિન્ન, એવુ સ્વરૂપ જ્ઞાનને આપેલુ છે પરિચ્છેદ દ્વારા જ્ઞાન, અનંત સૃષ્ટિઓ વિસ્તારે છે, અનેક વિવર્ત પામે છે, ને એમ સમગ્ર બ્રહ્માડ જ્ઞાન છે

ત્યારે હવે 'આપણે' શબ્દવાચ્ય જે જ્ઞાન, તૃપ્તિ અથવા આનંદમાત્રનુ નિદાન છે, તે જેમ પરિચ્છેદથી વિમુક્ત હોય, વસ્તુ પરિચ્છેદરહિત થઈ કાલપરિચ્છેદ અને દેશપરિચ્છેદ સહિત હોય, વસ્તુ અને કાલપરિચ્છેદથી રહિત થઈ દેશપરિચ્છેદ સહિત હોય ને છેવટ દેશપરિચ્છેદરહિત થઈ અપરિચ્છિન્ન હોય તેમ આનંદ અધિકાધિક અનુભવાય એ સ્પષ્ટ છે આ પ્રકારે જ્ઞાન પોતે પોતાને અનુભવે એ જ નિસીમ આનંદની દશા છે વિવર્તમાત્રનો અનુભવ કરવામા જ્યા જ્યા પરિચ્છેદાભાવ થઈ જ્ઞાન પોતે પોતાને અધિકાધિક અનુભવે છે ત્યા ત્યા આનંદ અધિકાધિક નિ સીમ અનુભવાય છે 'આપણે'—શબ્દવાચ્ય જે જ્ઞાન તે જ ત્યારે આનંદનુ સ્વરૂપ છે, તે જ ખરુ સ્વસવેદ્ય છે એ સ્વસંવેદ્ય જ્ઞાન પોતે પોતાને જ અનુભવતુ જાય

તેમ તેમ સ્વરૂપલાભ થતો જાય છે વ્યવહારનો અનુભવ પરિચ્છેદ ત્યજવાનો જ માર્ગ છે સ્વરૂપલાભ એ જ પરમ, નિ સીમ, અબાધિત, અખડ, આનદ છે એને સ્વરૂપાનુસધાન પણ કહે છે

સ્વરૂપલાભ વિના આનદ નથી જેવુ માણસના પોતાના આત્માનુ, પોતાના જ્ઞાનનુ સ્વરૂપ, તેનો જ તેનો આનદ, એ નિર્વિવાદ અનુભવ છે પોતાની જે સુખભાવના તે જ્યા પ્રાપ્ત થાય ત્યા જ સુખ, અર્થાત્ પોતાના સ્વરૂપનો જ્યા લાભ થાય ત્યા જ આનદ મનુષ્યમાત્ર, વસ્તુમાત્ર પોતે પોતાનુ પ્રતિબિબ પ્રાપ્ત કરીને જ ખુશી થાય છે વ્યવહારમા સામાન્ય કહેવતો समानशीलव्यसनेषु सख्यम એ પણ એવા જ તાત્ત્વિક નિશ્ચયની સાક્ષી પૂરે છે સ્વરૂપ તો જ્ઞાન છે એમ જ્યારે સમજાય અને અનુભવાય ત્યારે પરમસુખ જેને મોક્ષ કહે છે, તે અનુભવાય છે સ્વરૂપ ન જાણવાથી જે ક્લેશાદિ બધ જણાય છે, તે જતા રહે છે, વિવર્તનો અધિષ્ઠાનમા વિલય થઈ રહે છે, ને જ્યા જ્યા દૃષ્ટિ પડે ત્યા ત્યા સ્વરૂપ સ્વરૂપને અનુભવે છે આ સ્વરૂપલાભનો આનદ, દેશ કાલ વસ્તુ ત્રણે પરિચ્છેદથી વિમુક્ત એવા અપરિચ્છિન્ન જ્ઞાનનો અનુભવ, કોઈ વાર પણ થાય છે ? કે આ મ્હેતુ એકવચનમાત્ર જ છે ? કલ્પનામાત્ર જ છે ? ઉત્તમ ભાવનાનો વિલાસ છે ? એવુ પ્રશ્ન સહેજે થશે. એનુ ઉત્તર પુન અનુભવથી જ મળી શકશે દેશ કાલ વસ્તુ ત્રણે પરિચ્છેદવાળા જે જે સ્થૂલપ્રાપ્તિ આદિના આનદ છે ત્યાથી આરભીને તે દેશકાલમાત્રથી પરિચ્છિન્ન એવા કાવ્યરસાદિ આનદ, કે દેશમાત્રથી પરિચ્છિન્ન એવા અનત આકાશ અનત જીવન, અનત શક્તિવાળા ઈશ્વર, ઇત્યાદિ ભાવનાના આનદ તેમને વિવેકી તો સમજશે કે ત્રણ પરિચ્છેદવાળા આનદ દ્રષ્ટા દર્શન દૃશ્ય ત્રણેની અપેક્ષા કરે છે, દેશમાત્રથી પરિચ્છિન્ન આનદમા દર્શન–તે આનદ ઉપજાવનાર સાધન જે કાવ્યાદિ તેનુ ભાન ઓછુ થતુ જાય છે, દેશમાત્રથી પરિચ્છિન્ન આનદમા દૃશ્ય દ્રષ્ટાને પણ ઢાંકી દેતુ

અનુભવાય છે, પણ ત્રણે પરિચ્છેદથી નિર્મુક્ત જે અપરિચ્છિન્ન જ્ઞાન તેના આનંદમાં દ્રષ્ટા માત્ર જ સમગ્ર બ્રહ્માંડ ઢાંકી દે છે, પોતામાં સમાવી લે છે, સ્વરૂપાનસધાન સધાન પામે છે એ ચાર અવસ્થાને જાગ્રત, સ્વપ્ન સુષુપ્તિ તુર્યા એમ કહીએ તો પણ ચાને તુર્યામાં જ અપરિચ્છિન્નજ્ઞાનાનંદઅનુભવાય છે, જાગતે સતે સુષુપ્તિનું પ્રત્યક્ષ થાય છે એ આનંદ અનાખ્ય અવર્ણ્ય છે એ સમયે જે આનંદ અનુભવાય છે તેનું વર્ણન કરી શકાતું નથી કેવળ "શિતનમેક રોમ રોમમાં અનેક" એટલું જ અસ્પષ્ટ રીતે કહી શકાય છે જ્ઞાનીઓની એક તાનતામાં, મસ્ત લોકોના ધ્યાનમાં યોગીઓની સમાધિમાં, કવિઓના રસમાં, સંગીતાનુભવીઓની લયમાં ભક્તોના ભજનમાં, સર્વત્ર એ અપરિચ્છિન્ન આનંદનો અનુભવ થાય છે તમે ગ્રીષ્મ ઋતુની સાયાહ્ન શોભા નિલોકતા કોઈ પર્વતના શાન્ત શિખર ઉપર ઊભા છો, સૂર્યના કિરણો ધીમે ધીમે પશ્ચિમમાં સમાતા જાય છે, તેને નિનોદી એ દિશાના મુખ ઉપર વિસ્તરતા વિવિધ રંગને આશ્ચર્ય અને આનંદથી અનુભવો છો પોતપોતાના સ્થાન શોધતા પશુપક્ષીના ધ્વનિથી મોહ પામો છો શિખરે શિખરે પ્રસરતી રાત્રીની મંદ શ્યામતા, નદીઓના પ્રવાહમાં ધીમે ધીમે પ્રતિબિંબતા તારા ચંદ્રપ્રકાશનો મધુર વિસ્તાર, એ બધાનું મનન કરતા અનેક વિચારના તરંગે ઊછળતા તમે સ્થિર થઈ કરી રહ્યા છો વિક્ષેપ થાય તો મહાસ માનો છો એ આનંદને પ્રસંગે તમે એના અનુભવમાં જતા નથી ? કે તમારા ભાનમાંથી પ્રથમે એ આનંદ પ્રાપ્ત કરનાર સાધન પછી એ આનંદ ઉપજાવનાર પદાર્થો ને છેવટ એ આનંદના અનુભવનાર તમે પોતે, બધું ની ગી જાય છે, ને અવર્ણ્ય, અવાચ્ય, એવો કોઈ અપરિચ્છિન્ન જ્ઞાનરૂપ આનંદ જ અનુભવાતો રહે છે કોઈ કાવ્યના રસમાં તન્મય થવાત, કોઈ ગાનની લયમાં વિલીન થવાતા પણ આવો અનુભવ થતો નથી ? તમારા મનમાં તમને કોઈ વાર ઘણી અમુઝણ થતી હોય છે, તે પ્રસંગે એકાગ્રતા થઈ જતા તે અમુઝણનો નિકાલ સૂચવનાર પ્રકાશ તમારા

મનમા એકાએક પડતો નથી? ને તમે તેવે સમયે પરિચ્છેદ માત્રને વીસરી ગયા હોતા નથી? આવી જે અપરિચ્છિન્ન આનદની દશા છે તે જ જ્ઞાન છે, એનુ વર્ણન થવુ અશક્ય છે આપણે કોઈ વિચાર ચલાવતા હોઈએ, અને તે વિચારના અનેક ક્રમે ચાલતા એક વિચારથી બીજા વિચાર ઉપર જઈએ, તે બે વિચાર વચ્ચેની જે અતિસૂક્ષ્મ નિર્વિચારાવસ્થા થાય છે, તેના જેવી અપરિચ્છિન્ન પણ તે કરતા અધિક રસમય – શીતલ–એવી આ આનદની દશા કહી શકાય

પરિચ્છેદની પાર જવાય ત્યારે જ એ આનદ અનુભવાય છે; એ આનદ અનુભવવાનો માર્ગ પ્રેમ છે જેને જે સ્થાને પોતાના સ્વરૂપનો લાભ થાય ત્યા તેને પ્રેમ આવે છે, પણ તે પ્રેમ પરિચ્છેદ રહિત થાય ત્યારે જ યથાર્થ સ્વરૂપાનુસધાન અનુભવાય છે વિશ્વલીલાને વિલોકવામા પ્રેમ ધરનાર વિશ્વના પદાર્થોને જ પ્રેમવિષય માન્યા કરે, કાવ્યના રસમા વિલીન થનાર શબ્દ અને અર્થને જ રસવિષય સમજ્યા કરે, સગીતમા લય પામનાર રાગ અને ચીજને જ પ્રેમવિષય ગણ્યા કરે, વેદાન્તાદિ ઉપર ભાવ રાખનાર શાસ્ત્રપરિભાષામા જ કૃતાર્થતા લીધા કરે, વ્યાવહારિક દપતીપ્રેમ આદિમા આસક્ત થનાર પ્રેમસ્થાનના શરીર કે મનને પ્રેમવિષય ધાર્યા કરે, તો તેમાના કોઇને તે તે વિષયના પોતાના "પ્રેમ"થી સ્વરૂપલાભ થતો નથી તે તે વિષય ઉપર જે પ્રેમ હોય તેને એટલા ઉત્કર્ષ પર્યંત લઈ જાય કે પરિચ્છેદ માત્રની પાર તે પ્રેમની ભાવના પહોચે, તો જ સ્વરૂપાનુસંધાનનો છેવટનો અનુભવ આવે, તો જ પ્રેમ સર્વત્ર એકનો એક છે, વિશ્વમાત્ર તેના વિવર્ત છે, એમ સાક્ષાત્કાર થાય, તો જ જ્યા દૃષ્ટિ કર ત્યા સ્વરૂપને અનુભવી શકે એવી સ્થિતિ ઊપજે એમ ન થાય ત્યા સુધી 'પ્રેમ' એટલા શબ્દથી છેતરાઈ, જે લોકો અપરિચ્છિન્ન પ્રેમને પ્રેમ ઠરાવી તેમા ઉચ્છૃખલ બન્યા રહે છે, તે તો અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ, અનાચારી, અને ઉન્માર્ગગામી જ છે કોઈ તત્ત્વજ્ઞે ખરા

પ્રેમનું લક્ષણ આપ્યું છે કે "પ્રેમસ્થાનના અભાવને સમયે જે પ્રેમ ખરે સ્વરૂપે અનુભવાય છે તે ખરો પ્રેમ છે." અર્થાત્ પરિચ્છેદ રહિત પ્રેમ તે જ પ્રેમ છે. આ કારણથી જ સ્ત્રીના પ્રેમ કરતાં મિત્રનો પ્રેમ અધિક કહેવાય છે; સ્થૂલ સ્પર્શનો પ્રથમમાં જે ભાવ છે તે કરતાં દ્વિતીયમાં અત્યંત અભાવ હોવાનો સંભવ છે. આ લેખમાં તેમ "પ્રેમજીવન" માં જે 'પ્રેમ'ને અવલંબીને લખવામાં આવે છે તે આ પ્રેમ છે. એ જ અભેદ છે, અભેદનું બીજ અને ફલ છે; કેમ કે ભેદમાં જ દુઃખ ક્લેશાદિની ઉત્પત્તિ છે.

એ સ્થાને એમ પ્રશ્ન થવાનો સહજ સંભવ છે કે વેદાન્ત પ્રતિપાદ્ય બ્રહ્મ, જ્ઞાન ઇત્યાદિને પ્રેમ અને અભેદ એવાં નામ આપવાનું શું પ્રયોજન છે? એ પ્રયોજન જણાવવાને અર્થે આપણે ધર્મ શબ્દના અર્થ ઉપર કાંઈક લક્ષ કરવાની અપેક્ષા છે. ગમે તેટલું તત્ત્વજ્ઞાન, સામર્થ્ય, આશ્ચર્ય, આપણી ધર્મભાવનામાં હોય પણ જ્યાં સુધી તેમાં ભવ્ય પ્રેમભાવ, એકભાવ, અભેદનો રસ, સ્પષ્ટ રીતે જણાય નહિ, ત્યાં સુધી તે આપણા હૃદયને આકર્ષક, ભક્તિ કે પ્રેમ ઉપજાવે તેવી, અથવા પૂજ્ય, અને આપણે તે રૂપ થઈએ એવી ઇચ્છા પર્યંત ઇષ્ટ, લાગશે નહિ. વેદાન્ત પ્રતિપાદ્ય બ્રહ્મ તે જો શુષ્ક તર્કમાત્ર હોત, કેવલ જ્ઞાનમાત્ર હોત, તો તેનો અપરોક્ષાનુભવ કશા અર્થનો રહત નહિ, બ્રહ્મભૂત મહાત્માઓના જીવનમાંથી કોઈ એવો સુવાસ વિસ્તરત નહિ કે જેથી તે આનંદ અને પ્રેમના સ્થાન થઈ રહે. બ્રહ્મ જેમ તર્ક–પ્રતિપાદ્ય નથી, ગ્રાહ્ય વસ્તુ નથી, તેમ જ્ઞાનમાત્ર પણ નથી, તે તો કેવલ પ્રેમમય છે, પ્રેમ છે, ને પ્રેમનો સાર અભેદ છે બ્રહ્માનંદ બુદ્ધિમાં નથી, હૃદયમાં છે, એમ જણાવવા ઉપનિષદોમાં ઠેકાણે ઠેકાણે બ્રહ્મનું સ્થાન "હૃદય"-માં બતાવેલું છે, બુદ્ધિ આદિથી તે પ્રાપ્ય નથી એમ કહેલું છે. પ્રેમનો જે રસ મનુષ્યહૃદયમાંથી ઝરે છે તે અવર્ણ્ય, અતર્ક્ય, અસીમ છે એમાં વાદવિવાદ, મંડનખંડન, પ્રતિપાદન પ્રતિપાદ્ય, કશું નથી,

એ રસમા ઝીલનાર કદાપિ સ્પર્ધાનો ગંધ પણ સમજતા નથી બ્રહ્મ એટલે સર્વમયતા, અભેદ, એનુ ગ્રહણ જ્યારે પ્રેમરૂપે થશે, અને વ્યક્તિ વ્યક્તિના હૃદયમા પ્રત્યક્ષ રહેલુ આ રસનુ સિદ્ધ પ્રેમસમુદ્રમા ભળી સર્વત્ર એના એ જ એક પ્રેમને ઓળખશે, ત્યારે જ્ઞાનની પણ સીમા આવી જાતા જ્ઞેય જ્ઞાન એક થયુ અનુભવાશે. બુદ્ધે ફલમનાગ્રહ બુદ્ધિની પરાકાષ્ઠા આગ્રહના ત્યાગમા કરી હોય તો તે આવો પ્રેમભાવ અનુભવ્યા વિના સિદ્ધ થવાની નથી એમને અદ્વૈત બ્રહ્મને જ્ઞાનરૂપ કે પ્રેમરૂપ કે અભેદરૂપ કહો પણ તેનુ તત્ત્વ આ પ્રકારના અર્થથી જ અનુભવાય છે, બુદ્ધિવિનાસોથી નહિ પણ હૃદયવિસ્તારથી વિનોકાય છે ત્યારે ધર્મ અથવા તત્ત્વવિચારથી આપણને પૂર્ણ પૂજ્યત્વની ભાવના પ્રાપ્ત થવાનો જે ઉદ્દેશ છે, તે બ્રહ્મના આ સ્વરૂપને બ્રહ્મ પ્રેમમય છે એમ બનાવી સ્પષ્ટ કરી આપવાથી સહજે સિદ્ધ થાય છે, અને એટલા જ હેતુને અર્થે, અન્યથા સિદ્ધ થતો ભિન્ન એવો જે તટસ્થેશ્વર વાદ છે તેનો આશ્રય કરવાની આવશ્યકતા રહેતી નથી વળી આવા પ્રેમની પ્રતીતિ પ્રત્યેક મનુષ્યના હૃદયમા પ્રત્યક્ષ સિદ્ધ છે છેક બાલ્યકાલથી તે વૃદ્ધાવસ્થા પર્યંત જોતા પણ પ્રાણીમાત્રને પોતાના ઉપર જેવો પ્રેમ છે તેવો કદી પણ નથી માણસ ગમે તેટલો અનાચાર કરે, ગમે તેવે કુમાર્ગે જાય, પણ પોતે પોતાનુ અનિષ્ટ સાધતુ નથી, પોતાના સ્વરૂપાનુસંધાનમા જ તે પોતાનુ કર્તવ્ય સમજે છે, 'અમુક કર્તવ્ય છે' એમ માનવાની જે અનિવાર્ય ભાવના તે પણ સ્વરૂપાનુસંધાનનો જ બનિષ્ઠ વ્યાપાર છે જ્યા સુધી આ "સ્વ"–નો વિચાર કેવલ એક દેહમાત્ર જેટલા પજર પૂરતો જ છે, ત્યા સુધી શાસ્ત્ર, ગુરુ, લોક, ઇત્યાદિની મર્યાદાનુ ઉલ્લંઘન થતુ નથી, તેમા જે જે માર્ગ કહ્યા છે તેનો આશ્રય કરવાથી જ ' સ્વ '–નો આવો ક્ષુદ્ર વિચાર વિશાલતા ગ્રહે છે, ને છેવટે અનંતકોટિ બ્રહ્માડને સ્થાને એ "સ્વ"–ને સ્થાપી, હુ સર્વ છુ, સર્વ હુ છે अहं ब्रह्मास्मि— એવા અનુભવમા શાસ્ત્ર, ગુરુ, લોકાદિને મિથ્યા ઠરાવનાર પ્રેમરૂપે પરિણામ પામે છે એ જ મનુષ્ય-

કર્તવ્યની પરાકાષ્ઠા છે એવા પ્રેમના તત્ત્વ આપણા સ્વભાવમા જ છે, આપણી કર્તવ્યબુદ્ધિને તે પ્રેમ જ — સ્વરૂપાનુસધાન દ્વારા – પોષે છે, ને વૃદ્ધિ પામતે પામતે સર્વ પ્રેમમયતામા આપણને લઈ જઈ, અભેદાનુભવ કરાવે છે વ્યક્તિ અને બ્રહ્મ એ અતિ વિરુદ્ધ ભાસતા અનુભવને એક કરી આપનાર પ્રેમ છે વ્યક્તિમા જ વિદ્યમાન પરિચ્છિન્ન પ્રેમ અપરિચ્છિન્ન પ્રેમને અનુભવાવે છે આ પ્રેમની બહાર ઈશ્વરને ઓળખવો, બ્રહ્મને વિચારવુ ઉપનિષદોએ કહ્યા છતા હૃદયની બહાર બ્રહ્મને જાણવુ એ ભુલ છે તે, એ પ્રેમને અમુક વ્યક્તિ કે અમુ પરિચ્છેદ કે અમુક લાભહાનિ સાથે જોડવાની ભુલના સરખી છે એ પ્રેમ અનત અવર્ણ્ય, અસીમ છે એ પ્રેમના પરિપાકને અર્થે જ આ આખુ જીવન તેના અનુભવ અને તેની વિટબનાઓ છે પુનર્જન્માદિની પણ તે જ અર્થે વ્યવસ્થા છે બ્રહ્મને પ્રેમ એ નામે ઓળખવાથી જેમ આપણને જ્ઞાનમય ભક્તિ પ્રેરનાર ભાવના હાથ આવી શકે છે તેમ પુન બ્રહ્મને પ્રેમ કહેવાથી આપણી નીતિપ્રકૃતિ આપણુ ચારિત્ર, તેની પરમોન્નતિનો માર્ગ સમજાય છે એવા પ્રેમ વિનાનો ધર્મ ધર્મ નથી ચારિત્ર ચારિત્ર નથી ચારિત્ર એ તો આવા સર્વમય અભેદ પ્રેમની ભાવનાનો વ્યક્તિ દ્વારા આવિર્ભાવ માત્ર જ છે વેદાન્તની વાતો ન કરતા જેને ખરો રસ અનુભવવો છે, ખરા ચારિત્રમા વર્તવુ છે, તેને તો આ પ્રેમ વિના અન્ય માર્ગ જ નથી

પ્રેમ એ શબ્દને વ્યાવહારિક સબધોથી એવો કોઈ રગ લાગ્યો છે કે ગમે તેટલા વિવેચનરૂપી જલથી તે ધોવાવો કઠિન છે અને એથી જ કદાચિત્ બ્રહ્મને પ્રેમમય ન કહેતા જ્ઞાનમય કહ્યુ હશે કે મનુષ્યો પ્રેમમા જે જ્ઞાનમયતા છે તેને ત્યજી તેની સ્થૂલમયતાને વળગી પડી અનેક અનાચારને બ્રહ્મતાનુ નામ આપી છેતરે કે છેતરાય નહિ પરતુ જ્ઞાન એ શબ્દને વળગીને પણ પડિતોએ બ્રહ્મને નીરસ બનાવવા મા ન્યૂનતા રાખી નથી જ્ઞાન એટલે "જાણપણુ માત્ર એટલો

જ અર્થ અતિ ઉચિત છે, અને અપરિચ્છિન્ન પ્રેમ તથા અપરિચ્છિન્ન જ્ઞાન ઉભયે એક જ છે, જ્ઞાનમાત્ર પ્રેમ છે, એવો અનુભવ થઈ શકે છે પણ જ્ઞાનને શુષ્ક બનાવી દઈ પરિચ્છેદ માત્રનો અભાવ થાય તો જ જ્ઞાન સમજાય એ નિશ્ચય જ્ઞાનીઓએ ઉપજાવી કાઢ્યો એ નિશ્ચયને અનુસરતા વૈરાગ, ત્યાગ, એ વાત, અતિ આવશ્યક થઈ પડી, અને પ્રેમના સ્વરૂપનો અનુભવ પણ વૈરાગ્ય અને ત્યાગ વિના નથી થતો એ વાતના અજાણ સાધકોને ભ્રમણા ન થાય તે હેતુથી કેવલ ત્યાગ માત્રને જ આગળ કરવામા આવ્યો પણ વિચારો કે ત્યાગ એ'ને અભાવ, સાધતે સાધતે છેવટ તમે બ્રહ્મના પણ અભાવમા જઈ પડશો, અને શૂન્યવાદ ઉપસ્થિત થતા અટકશે તો પણ એવી શુષ્ક જ્ઞાનમયતાવાળા બ્રહ્મમા તમને નિર્વેદ ઉદાસીનતા અને ગ્લાનિ વિના બીજુ ઉપાસ્ય પ્રાપ્ત થશે નહિ પણ ત્યાગ અથવા વૈરાગ્યમા આવી જે અભાવભાવના છે તે ભાવાશ્રિત છે, ને તે ભાવ પાછો પ્રેમ છે જે અપરિચ્છિન્ન પ્રેમ આપણે મ્હીએ છીએ તે પ્રેમ છે જે 'હુ'-નો આશ્રય કરી કર્તવ્યમાત્ર થાય છે, આખો સસાર અને વ્યવહાર જે 'હુ' ઉપર ટકે છે, તે 'હુ' 'સર્વ' છે એવો પ્રેમ એ જ શુદ્ધ ત્યાગ છે કર્તવ્યમાત્રને અવિશ્રાન્તિ હૃદયે, અભિસધિ વિના, સાધવા એ જ ચારિત્ર છે, યત્ર તત્ર સ્વરૂપાનુસધાન પામતા જવુ એ જ પરમોપાસના કે પરમ યોગ છે વેદાન્તના ઉત્તમોત્તમ લેખોનો આ જ સાર છે

ત્યારે બ્રહ્મને પ્રેમ અથવા અભેદ રૂપે કહેવામા ત્રણ પ્રયોજન છે (૧) જ્ઞાન અને ભક્તિનુ ઐક્ય કરે તેવી તત્ત્વભાવના આપવી (૨) જનસ્વભાવમા સિદ્ધ એવી ચરિત્રભાવનાનો C[illegible] સર્વત્ર સ્વરૂપાનુસધાન થવામા છે એ જણાવવુ, (૩) ત્યાગનો અભાવરૂપ અર્થ છે તેને સ્થાને ભાવરૂપ અર્થ આપી જીવનની અને વ્યવહારની સાર્થકતા કરી આપતા પ્રવૃત્તિમાર્ગને સ્થિર કરવો શરીર, મન, ચારિત્ર્ય ધર્મ,

દેશ, કે રાજ્ય, સર્વની ઉન્નતિ વેદાન્તભાવનાના આ ગૂઢતત્ત્વનો અનુભવ થવામા જ રહેલી છે એમ મારુ માનવુ છે અને પ્રાચીન આર્યાવર્તની ભવ્ય મહત્તા એ વેદાન્તભાવનાના આશ્રયથી જ ઉદ્ભવેલી છે એવી ઇતિહાસની સાક્ષી છે આધુનિક સુધારકો, રાજકીય સુધારકો પણ, આ ભાવનાનો આશ્રય કરશે તો જ તેઓ પોતાની વાઞ્છના સિદ્ધ કરવામા સહેજે વિજયી થશે જે વેદાન્તે આપણને નિસ્તેજ, નિર્માલ્ય, ઉદાસીન, કર્તવ્યવિમુખ, શોકમોહાદિ કલેશ વેઠનારા બનાવ્યા છે તે વેદાન્ત છે જે જે પદાર્થ, દર્શન, અનુભવ આદિ છે તેનુ એકત્ર નામ માત્ર જ બ્રહ્મ છે, એ જેમ તત્ત્વભાવનાનો સાર છે, તેમ જે જે કર્તવ્ય, વ્યવહાર, આદિ પ્રાપ્ત થાય છે તે સર્વ ચારિત્રના અભેદોત્કર્ષને અર્થે છે એ બ્રહ્મશબ્દગત પ્રેમની ભાવનાનો સાર છે, જ્ઞાનમયતા એકલી જેમ શુષ્કતામા દોરે છે, તેમ પ્રેમમયતા એકલી પાઠી બાનિશતામા પાડે છે, એકથી હૃદય બૂઠુ થઈ જાય છે તો બીજાથી તે અનાચારી બને છે ઉભયનુ એટલે જ્ઞાન અને પ્રેમનુ મિશ્રણ થતા અભેદનો અનુભવ આવે છે, અમર્યાદામા મર્યાદા દેખાય છે, ભેદમા અભેદ અનુભવાય છે ને ચારિત્રનો પરમ પ્રકર્ષ ઉદ્દીપ્ત થાય છે

પ્રેમ, બ્રહ્મ આત્મા, અથવા જનસ્વભાવમા જે કાઈ તે ભાવનાને અનુરૂપ છે, તે સર્વદા સ્વતત્ર છે, પુરુષાર્થનો અવકાશ તેનો અનુભવ પામવામા સ્પષ્ટ જ છે જ્ઞાનમાત્રને મોક્ષ બ્રહ્મ ઇત્યાદિ નામ આપ્યા છે, પ્રેમ ભાવનાનો અનુભવ, એવા અપરોક્ષ જ્ઞાન દ્વારા જ થઈ શકે છે પ્રેમનુ જ્ઞાન બીજા જ્ઞાન જેવુ નથી, પ્રેમને જાણ્યો કે તુરત તે અનુભવાયો જ, પ્રેમરૂપ થવાયુ જ, પ્રેમરૂપ થવા વિના, પ્રેમ અનુભવ્યા વિના, પ્રેમ કદાપિ જણાતો નથી એટલે જ્ઞાનમાત્ર જ મોક્ષ છે, બ્રહ્મ છે, એ ઉક્તિ યથાર્થ છે, જો પ્રેમને કાઈ ઉપજાવવાનુ, લાવવાનુ, સુધારવાનુ, હોય તો જ્ઞાનમાત્રથી તે સિદ્ધ ન થાત પણ તેને તો માત્ર પોતાનુ સ્વરૂપ જ સ્પષ્ટ કરવાનુ છે, પોતે પોતને સર્વત્ર અનુભવવો

છે, એને જ્ઞાનમાત્રથી જ તે સાધ્ય છે, ને તેથી પુરુષાર્થનો એ માટે સંપૂર્ણ અવકાશ છે આમ સ્વતંત્ર જ્ઞાન, બ્રહ્મ અથવા આત્માના સ્વરૂપાનુસંધાનની જે સ્વતંત્રતા છે તે પ્રેમના રસ વિના સૂની છે, અભેદના રસાયન વિના સ્વચ્છંદતાની પરતંત્રતા જ છે અભેદ મંત્ર એ સ્વતંત્રતાનો મંત્ર છે – સર્વ પ્રાણીની સ્વતંત્રતાનો મંત્ર છે

આના હેતુ ઉપર લક્ષ રાખી, અદ્વૈતવેદાન્તને તેના શુદ્ધ રૂપે સ્પષ્ટ કરવાને અર્થે, મેં પ્રેમજીવન એ લેખ યોજ્યો હતો આ અભેદોર્મિં પણ તે જ પ્રેમભાવને અનેક પ્રકારે અનુભવતા યોજાયો છે પ્રેમ એ જ જીવન છે' એમ સમજાયા પછી અભેદાનુભવમાં પરમાનંદ અનુભવાયો છે અને અકસ્માત જ આ અભેદોર્મિંનાં અગિયારે પદો પ્રેમજીવનના અગિયાર પદોના પ્રત્યેકનો પરમોત્કર્ષ જ હોય તેવાં થઈ રહ્યાં છે આમ પ્રેમથી અભેદ પર્યંત પહોંચવાના આનંદનો વિનાસ કોઈ અવર્ણ્ય રસાગે અને ચમત્કારિક થઈ આવ્યો છે (૧) પ્રેમજીવનમાં પ્રેમસ્વરૂપનું પ્રથમ પદ છે, અને સર્વત્ર – જીવનમાત્ર – પ્રેમ છે એવો તેનો નિર્દેશ છે અપરિચ્છિન્ન પ્રેમ તે જ વૈરાગ્ય છે, પરમ–જ્ઞાન પ્રથનું સાધન છે, એમ અભેદોર્મિંના પ્રથમ પદમાં– 'વૈરાગ્યોર્મિં' માં કહ્યું છે એમાં જનની જીવનમાત્રને પ્રેમ માનવાની ભાવના તેના પરમોત્કર્ષ પર્યંત પહોંચી છે, ને અભાવરૂપ જે વૈરાગ્ય તેનો પણ ભાવરૂપ પ્રેમમાં પ્રવિલાપ કરી લઈ પ્રેમભાવનાએ અભેદસામાન્ય સાધ્યું છે (૨) દ્વિતીય પદમાં માયા અને પ્રેમનો વિરોધ કહ્યો છે, પરિચ્છેદમયનામાં અપરિચ્છેદમય આનંદ ન સંભવે એમ કહ્યું છે માયામાં પ્રેમ માનવાનું કામવાસના–ને મિથ્યા ઠરાવી અભેદમાં વિલીન કરવી એ ઉદ્દેશ છે, (૩–૪) પ્રેમજીવનમાં તૃતીય અને ચતુર્થ પદને 'માયાનો ખેલ' એટલા જ મથાળા નીચે ભેગાં રાખેલાં છે માયામાં તાણી જનાર જે નિયનારી વાસનાથી 'રંગબેરંગી જાળ' પસરી છે તે જ વાસના વિક્ષેપભાવનું કારણ છે ને તેનો અભેદમાં પ્રવિલાપ થતાં આનંદ–નું

ભવાય છે. એ ઉત્કર્ષ 'વિક્ષેપોર્મિ' નામના આ લેખમાંના કાવ્યમાં પ્રત્યક્ષ જણાય છે. એમ જ 'જવા દો સંતો' એ માયાવિલાસને વર્ણવતાં જે તિરસ્કાર સાથે 'સમજો એને એ જ લહો મન' એ માર્ગનું સૂચન કર્યું છે, તે માર્ગનું સ્પષ્ટ અભેદરૂપે વર્ણન આ પુસ્તકમાંના 'આસ્વાદોર્મિ' એ નામના કાવ્યમાં સમજાશે. (૫-૬) પ્રેમજીવનમાં માયાનો તિરસ્કાર એ મથાળા નીચે બે પદ્ય છે. એક તામસ ત્યાગ છે, બીજો સાત્ત્વિક ત્યાગ છે. રસ નથી તે વિરસ છે. રસરૂપ શું બતાવાય, એ પ્રથમ ત્યાગનું બીજ છે; બાલભાવરૂપ મસ્તી ધારણ કરતાં 'પાપપુણ્ય અડે નહિ' એ દ્વિતીય ત્યાગનું બીજ છે. રસરૂપ સમજવાને પ્રેમપાન બતાવનાર 'સાધનોર્મિ', અને મસ્તીનો માર્ગ બતાવનાર 'જામય ઇશ્ક'નું ભાન કરાવનાર 'સિદ્ધાન્તોર્મિ' એવાં આ લેખમાં યોજેલાં જે બે પદ્યો છે તે સ્પષ્ટ રીતે પ્રેમબીજને અભેદ પર્યંત પહોંચાડતી ભાવનાનાં જ ફલ છે. (૭) 'હું તું સર્વે એક' એવો ગર્ભ બતાવી પ્રેમજીવનમાં માયાનો પ્રેમરૂપે બ્રહ્મભાવ કહ્યો છે, તે જ 'જગાડ્યું મેં શું આજે' એવા 'અનુભવોર્મિ'માં પરિણામ પામ્યો છે. (૮) શુદ્ધ પ્રેમનો વૈરાગ્ય એ મથાળા નીચે 'જનમના વૈરાગી' એવું જે પદ્ય છે તેનો વાસ્તવિક અભેદ પર્યવસાયી ઉત્કર્ષ સ્વરૂપાનુસંધાનમાં જ છે, 'સ્વરૂપોર્મિ' એ પદ્યમાં જ છે. (૯-૧૦) પ્રેમસ્થાન ક્યાં? એ પ્રશ્નનું ઉત્તર પ્રેમજીવનમાં અવર્ણ્યતામાં જ રહેવા દીધું છે. અભેદાનંદ તેને 'આનંદોર્મિ'ની મસ્તીમાં, 'અભેદોર્મિ'ના ઐક્યમાં અનુભવે છે. (૧૧) ઉપાસ્ય બ્રહ્મને પ્રેમજીવન પૂજે એ સ્વાભાવિક છે, પણ બ્રહ્મના અભેદમાં તો ઉપાસ્ય, ઉપાસક ઉપાસના ત્રિપુટીમાત્રનું એવું ઐક્ય છે કે તેને મન વાણી પણ પહોંચતાં નથી, અર્થાત્ એ પદ્યનો પરમોત્કર્ષ આ લેખના 'અભાનોર્મિ'માં જ આવે એ અતિ ઉચિત છે. આવી સાહજિક યોજના આવી ગઈ છે તે આ પ્રકારે સ્પષ્ટ કરી આપવામાંથી પ્રેમસ્વરૂપના અભેદનું તત્ત્વ જ્ઞાનીઓને અધિકાધિક ઉદ્દીપિત થઈ શકશે, અને બ્રહ્મને અભેદ એ નામ આપવાનો હેતુ અધિક સ્પષ્ટ થશે.

પ્રેમ, અભેદ, જ્ઞાન, અથવા બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં જ ચિન્મય બ્રહ્મમાત્ર જ અનુભવાશે જગત, માયા, અવિદ્યા, જડ, અજ્ઞાન, વ્યવહાર, કાંઈ રહેશે જ નહિ ભૂત, ભવિષ્ય કે વર્તમાનમાં બ્રહ્મ વિના કાંઈ છે જ નહિ, બ્રહ્મ એ શબ્દ પણ અખંડ સમષ્ટિને જણાવવાને પ્રયોજેલા અનેક મિથ્યા શબ્દમાંનો એક શબ્દ જ છે, અવાચ્ય અભેદાનંદ જ અનાદિ અનંત તત્ત્વ છે, એમાં જગતનો એક આરોપ મૂક્યો છે, એટલે કે એ બ્રહ્મમયતાનો અનુભવ કરાવવા, વિવાદની ખાતર, જગત્ જડ ઇત્યાદિ ગણી લઈને, પછીથી તેમનો પણ બ્રહ્મમયતામાં વિલય સાધી બતાવ્યો છે ગમે તે વસ્તુ લ્યો, પણ તેનું પૃથક્કરણ કરો કરો બ્રહ્મમયતામાં જ તે વિલીન થશે, બ્રહ્મના જ વિવર્તરૂપે સર્વ અનુભવના સ્વરૂપાનુસંધાનની સમાપ્તિ થશે. બ્રહ્માનુભવ થતાં વિવાદ જ રહેતો નથી, એકાકાર એકતા જ સુલભ છે તાત્પર્ય એ નથી કે વિદ્યમાન એવા ચરાચર ભેદવાળું આ વિશ્વ નિર્મૂલ થઈ જશે, કાર્યકારણની પરંપરા છિન્નભિન્ન થઈ જશે, કે પદાર્થોના સંબંધમાત્ર વિપરીત થઈ જશે, તત્ત્વ એટલું જ છે કે પ્રેમમય આત્માનો જ, જ્ઞાનમાત્ર, સત્તામાત્ર, વિલાસ છે, જેવો રસ અને વિો છે તેવો સર્વત્ર છે, અને એક એક વ્યક્તિ જેમ એ વસ્તુ પ્રતિબિંબ છે, તેમ એક એક અનુભવ એ વસ્તુને વ્યષ્ટિથી અનંત અવર્ણ્ય સમષ્ટિ પર્યંત વિસ્તારનાર સાધન છે તત્ત્વજ્ઞાન કોઈ કાળે પણ વસ્તુસ્થિતિમાં ફેરફાર કરી શકતું નથી, કરવાનો દાવો રાખતું નથી વસ્તુસ્થિતિને યથાર્થ રીતે સમજાવી આપે છે જેવી સ્થિતિ છે તેને બરાબર પચાવી આપી તેમાંથી પરમ ઉત્કર્ષનો માર્ગ શોધી આપે છે, વસ્તુસ્થિતિ વિલોકવાના નવા ચશ્માં પહેરાવે છે, દુઃખ ક્લેશ અને વિટંબનાને પ્રસંગે આશ્વાસન લેવાનો આશ્રય બનાવે છે, સુખ સંપત્તિ હર્ષ આદિને પ્રસંગે વિનીત થતાં શીખવે છે મનુષ્યને પ્રાણાન્તે પણ ડગવા ન દે તેવી દૃઢતા અર્પે છે, અને વ્યક્તિ વ્યક્તિને પોતાનું અને સ્થાનનું ભાન કરાવી તેને સમષ્ટિ સાથે એક કરી આપે છે પદાર્થવિજ્ઞાન ધર્મ

શાસ્ત્ર, રાજ્યતંત્ર, ઇત્યાદિ અનેક વિદ્યાશાસ્ત્રાદિનો રહસ્યમાર્ગ તત્ત્વ-જ્ઞાનથી સુતર અને સફલ થાય છે, એ સર્વ તત્ત્વનું તત્ત્વ પ્રેમ છે; અભેદ છે. પ્રેમરૂપી કિનારાની ઊંચામાં ઊંચી ટોચે ચઢો, તમારી આંખે અંધારાં આવી જાય, તમને આખી પૃથ્વી તમારા પગ નીચેથી નીકળી જતી લાગે, તેવી ટોચે પહોંચો, ને ત્યાંથી આ અભેદસાગરના ઊર્મિમાં પ્રપાત કરો. ભૂસકો મારો, તો જ પૂર્ણ અભેદાનંદ અનુભવાશે, જેટલે ઊંચેથી એ સાગરમાં પ્રપાત કરશો તેટલા પ્રમાણથી જ એના તળ સુધી પહોંચી શકશો.

चिदिहास्ति हि चिन्मात्रमिद चिन्मयमेव च ।
चित्त्वं चिदहमेते च लोकाश्चिदिति सङ्ग्रहः ॥

योगवासिष्ठम

# જવનિકોદ્‌ભેદ

વ્યવહારના અનેક અનુભવ થાય છે, તેમાં કહીં પણ પર્યાપ્ત અનુભવાતી નથી. કોઈ એક વિષયમા પૂર્ણ આનંદ આવે છે, તે વિષય સાથે તન્મયતા થતાં ક્ષણવાર પરિપૂર્ણ પર્યાપ્તિ થાય છે, પણ તે 'ક્ષણવાર' જ; સુખની પછવાડે દુ:ખ, આનંદની પછવાડે નિર્વેદ, સંપત્તિની પછવાડે વિપત્તિ એ પરંપરાનો કોઈ પ્રકારે અટકાવ થતો નથી. માણસને સમજાતું નથી કે બાહ્યાંતર સુખવૃત્તિમાં વ્યામૂઢ રહેવું કે તેનો તિરસ્કાર કરી પરમ ત્યાગના ક્લેશમાં મોક્ષ શોધવા માટે ઉતરવું; પણ વાસ્તવિક રીતે સુખવૃત્તિમાં રહેવું કે ત્યાગ ક્લેશમા પડવું એ માણસના હાથમાં જ નથી, એના પોતાના સ્વભાવમાં એવાં બીજ રહેલાં છે કે જે એને સુખમાં પણ દુ:ખ દેખાડે છે, ક્ષણે ક્ષણે દ્રષ્ટા દૃશ્ય દર્શન ત્રણેનો વિલય થાય તેવા અભેદાનંદની ઝાખી કરાવે છે. ને નિરંતર એમ સિદ્ધ કરી બતાવે છે કે વ્યાવહારિક અનુભવમાત્રમાં સુખ કે આનંદ નથી, વ્યવહારનો પરમાર્થમાં—આત્મામાં–સ્વરૂપમાં–પ્રવિલાપ થતા સુધી અભેદાનદનો અવકાશ જ નથી. આવી સ્વાભાવિક 'આત્મપ્રેરણા' પ્રત્યેક વિચારશીલ મનુષ્યને સ્વરૂપનું ભાન કરાવે છે, અને અનેક આશાઓમાં, અનેક સંબધોમાં વિચરતા જીવને છેવટ એવો પ્રશ્ન કરવાના પ્રસંગ ઉપર લાવે છે કે "હરી ક્યાં સત્ય દેખાડો; હવે શુ સત્ય સમજાવો." જે આત્મસ્વભાવની પ્રેરણાને લઈ આવા પ્રશ્નનો અવકાશ થાય છે, જે પ્રેરણાનું અધિકાધિક અંતરવલોકન કરતાં એ પ્રશ્નનું ઉત્તર પ્રાપ્ત થાય છે, અભેદાનુભવ ઉદય પામે છે, તે આત્મસ્વરૂપની સ્વાભાવિક પ્રેરણાને જ, એવી સહજોપલબ્ધિને જ, એવી પ્રતિભાને જ, આ ગ્રંથને આરંભે સ્મરણમા આણવી ઉચિત છે. સહજ ઉપલબ્ધિ જ જ્ઞાનીઓનો જ્ઞાનાનુભવ છે, યોગીઓનો સમાધિયોગ છે, તત્ત્વવેત્તાઓનું તત્ત્વ છે, કવિઓનો રસ છે, વ્યવહારનું

અજવાળુ છે એનુ આ લેખને આરભે ભાન કરાવવુ અતીવ યોગ્ય છે, કેમકે એ ઉપલબ્ધિ બિદુમાથી અભેદસાગર અને તેના ઊર્મિ ઉદ્‌ભવ્યા છે

પણ આ સ્થાને આણુતાર એક બીજી ભાવના પણ છે, આત્મ પ્રતિભાના પ્રકાશનો કિરણ ધીમે ધીમે વિસ્તાર પામતે પામતે સૂર્યવત્ તેજ પુજ થઈ રહે છે, સર્વમય થઈ રહે છે, સર્વત્ર એ પ્રકાશ જ પ્રમાતા અનુભવે છે, સ્વરૂપનાભ પામે છે, તે કરી આપનાર કોણ છે? અધ્યસ્ત અથવા આરોપિત એવી જે માયા છે, જ્યા પ્રારબ્ધનો પ્રદેશ છે, જ્યા વિવિધ વિરોધીભાવનાને સુમાગને આત્મભાવના અધિક દીપ્ત થવાનો પ્રસગ છે, માયાને પણ આ સહજ પ્રતિભાના પ્રકાશથી નિનોકનાર અને પરમાનદ—અભેદ—અનુભવે છે પ્રતિક્ષણે અનુભૂત વ્યવહારની પ્રવૃત્તિનુ ફલ જો વ્યવહાર ને વ્યવહાર જ હોત તો મનુષ્યને તેના આત્માનુ ભાન કદાપિ થાત નહિ, પરમાનદનો અનુભવ આવત નહિ પણ સ્વાભાવિક રીતે જ મનુષ્યના આત્મામા અભેદવાસનાનુ અન એવુ ઉત્કટ છે કે તેને વ્યાવહારિક એવા કોઈ અનુભવમા પર્યાપ્તિ થતી નથી એક એમ અનુભવ કરી, તે તે વિષયને પૂર્ણ રીતે અનુભવી, મનુષ્ય આનદની અવધિ આવી માનતુ નથી, એથી અધિક કાઈક છે એમ જ માની પુન અસતુષ્ટ થવા માડે છે એમ થવાનુ કારણ એજ છે કે દૃશ્ય એવા વિષયમાત્રનો જ્યા સુધી સર્વમયતામા, આત્મામા પ્રવિલાપ થતો નથી ત્યા સુધી અસતોષ ટળતો નથી ત્યા સુધી આનદ આવતો નથી, દ્રષ્ટા પોતે જ દૃષ્ટિ છે એમ અનુભવી સ્વરૂપાનુસધાન પામે છે ત્યારે અવાચ્ય અભેદાનદ વિલસે છે આ પ્રકારે વિચારતા જેને વ્યાવહારિક અનુભવ થાય છે, એ સર્વનુ તાત્પર્ય એ છે કે આત્માએ, અભેદસ્વરૂપની પર્યાપ્તિએ પહોચવા માટે એક અનુભવથી વિરક્ત થઈ અન્ય અન્ય અનુભવ ઉપર જતે જતે, સ્વરૂપનાભ પામવો આવી પ્રવૃત્તિ અનિષ્ટ, મિથ્યા, અવસ્તુરૂપ

છે, એમ વેદાન્ત સિદ્ધાન્તમા વારવાર કહ્યુ છે, પણ તેનુ તત્ત્વ આપણે આ વિચારપદ્ધતિમાથીજ અનુભવી શકીએ છીએ વ્યવહાર, પણ ત્યારે અતીવ ઉપયોગી છે, સફલ છે એમાથી જ અભેદાનુભવનો માર્ગ સિદ્ધ થાય છે એ વ્યવહારના નાનાવિધ સુખ દુખ કલેશમોહાદિ અનુભવાવનાર જે 'પ્રારબ્ધ' સામાન્ય રીતે મનાય છે, તેનો પણ આ ફલ લાવવામા ભાગ છે, કેમકે તેણે આપેલા પોષણથી જ મૂલનુ બીજ અભેદાનુભવ ફલ પર્યંત પાકયુ છે એ અનુભવોમાથી જ છેવટ "મત્યો માલીક વેચાયો" એમ કહેવાનો સમય આવ્યો છે

ત્યારે અભેદાર્ણવનુ દર્શન જે પટને લીધે આપણા ચક્ષુથી અતિ વિદૂર લાગે છે, અને જે પટ એકલો જ એ અર્ણવ અને આપણી વચ્ચે હવે બાકી છે, તે પટ ઉપાડતા પૂર્વે અભેદોર્મિમા ઝીલતા પૂર્વે, જવનિકા બહાર ઊભેલો હુ જે આત્મપ્રેરણાએ મને અભેદાર્ણવની શોધ કરાવી તેનુ અને જે પ્રારબ્ધે એ પ્રેરણાને વશવર્તી એ અર્ણવને તટે આણી છેવટ એના ઊર્મિ ઊતર્યો તેનુ, સ્મરણ કરુ છુ, એ પ્રકારે જેમને મારા જેવો અનુભવ હોય તેજ આ અર્ણવના ઊર્મિમા આનદશે, અન્ય નહિ, એમ પણ સૂચવી લેઉ છુ



૧ જેને આત્મ સ્વરૂપ ઉપર લક્ષ થયો છે, તેને કશામા રસ આવતો નથી. વિષયમાત્ર નિર્વેદ આપે છે માટે જ તે 'એકલો' છે, દુનીયાને આત્મશૂન્ય, 'બીવામા' – જગત જેવી જ તે માને છે જે આત્મભાન થયા કરે છે, જેની ઝાખી વીજળીના ચમકારાની પેઠે કદાચિત્ અનુભવાઈ જાય છે, તેની પૂર્ણશોધમાં હુ એકલો ભટકુ છુ, છતા 'સૂનો' ભટકુ છુ, કોઈ સિદ્ધમાર્ગને આધારે જતો નથી, અત્ર તત્ર તે સ્વભાવસિદ્ધ પ્રેરણાની પરિતૃપ્તિ કરી જોવા પ્રયત્ન કરુ છુ એ આત્મભાનનુ તત્ત્વ પ્રેમ છે એવો નિશ્ચય તો મને થયો છે, તેથી

દુનીયાંરૂપી જગતમા મને કોઈ પણ માર્ગ હોય તો તે ઇસ્કનો માર્ગ છે, તે ઉપર હુ ચાલતો ચાલતો, આ સ્થાને પેલે સ્થાને, એ પ્રેમની પરિતૃપ્તિનો અવકાશ લાગે ત્યા, અટકુ છુ, થોભુ છુ, પણ એવા કોઈ સ્થાનમા તૃપ્તિ આવતી નથી સ્થૂલ વાસનાથી પ્રેરાઈ અપવિત્ર થયેલો જણાય છે, એટલે એ અટકવુ વ્યર્થ જ ભુલ છે, એમ જણાવવા 'આંધળો' અટકુ એવુ કહેલુ છે

૨-૬. પ્રેમ એ જ આત્મસ્વરૂપ છે, વ્યવહારમા જે જે પ્રકાર બને છે — સ્થૂલ સૂક્ષ્મ જે જે પ્રકાર બને છે — તે એ પ્રેમના આવિર્ભાવના જ પ્રકાર છે, પ્રેમ પોતે સ્વરૂપાનુસધાન પામે તે શ્રેણિના પગથીયા છે માણસ દુનીયામા અવતરે ત્યારથી જ એ પ્રેમનો સ્થૂલ અનુભવ પામતુ આવે છે માતા પિતા ભાઈભાડુ સર્વથી પ્રેમ અનુભવે છે, મિત્ર, કલત્ર, પુત્રાદિ સાથે પ્રેમ-વ્યવહાર કરે છે, સ્થૂલ પ્રેમથી આરભી અપરિચ્છિન્ન પ્રેમ અનુભવે છે તેથી લખ્યુ છે કે એવા જે જે સબધીએ, સ્થૂલ રીતે પણ, પ્રેમની જે આ રાહ — આ માર્ગ — મને બતાવી, તે આજ ગયા ! 'જતા રહ્યા' એમ કહેવામા ખરેખર જતા જ રહ્યા એમ કહેવાનુ તાત્પર્ય નથી, તેમના સ્થૂલ પ્રેમ સાથે મારા મનના અતિ પવિત્ર, વ્યક્તિ સબદ્ધ નહિ એવા અવિશિષ્ટ પ્રેમનો એકભાવ ન થયો, માટે તે જુદા થયા છે તેથી જ દગો દેઈને તે ગયા એમ કહેવામા 'શુ' એવી ઉત્પ્રેક્ષાનો અવકાશ છે, એ ઉત્પ્રેક્ષામા જ આ ધ્વનિ છે એવી રીતની જુદાઈ 'દગો' હોવાનો સભવ એથી છે કે જે પ્રેમ મારે જોઈએ છીએ તે તેમનાથી મળતો નથી છતા, એટલે હુ તે પ્રેમની શોધમા રીબાઉ છુ, રોઉ છુ, ને છેવટે મરી જાઉ છુ, બળીને ખાક પણ થાઉ છુ, તથાપિ, મને જે પ્રેમ સમજાયો છે તે સમજીને એ માર્ગ બતાવનારા મારી સાથે અભેદ પામતા નથી. તેથી જ કહ્યુ છે કે શુ મારી ખાક સાથે હવે પ્રેમ કરશો? હુ પ્રેમ અનુભવથી અનુભવવા તત્પર છુ પણ તમને તે રગ લાગતો નથી, તમે તો મને

માર્ગ બતાવીને જ જતાં રહ્યાં. તો એવો દગો શા માટે કરો છો ? શું તમારા પ્રેમની તૃપ્તિ મારી ખાકથી કરશો ? આ પ્રકારે પ્રથમ સંબંધોના સ્થૂલ આનંદ તે પ્રેમ નથી એવું સૂચવતે સતે પણ એ આનંદોના સ્મરણથી આંખમાં અશ્રુ આવે છે, વિવેકજ્ઞાને અટકાવતાં પણ એ ધાર ઝાલી રહેતી નથી, હૃદય ઉછળી ઉછળીને રમવા મંડે છે, પૂર્વનાં પ્રેમસ્થાનોને વિલોકવા ઉત્સુક બને છે, ને જાણે આજ આટલે વર્ષે પુનઃ યૌવન પ્રાપ્ત થયું હોય એવું લાગે છે.* અર્થાત્ પ્રેમનું જે સ્વાતંત્ર્ય, જે ઉચ્છૃંખલત્વ, જે દિવ્યત્વ, અમાનુષત્વ, જે તન્મયત્વ, યુવાવસ્થામાં અનુભવાય છે તે જ પુનઃ અનુભવાય છે; તેના સ્થૂલભાવ — પારતંત્ર્ય, ઔદ્ધત્ય, મર્ત્યત્વ, વ્યક્તિનિષ્ઠત્વ, અન્યમયત્વ, એ આદિથી વિમુક્ત હોઈ, પરમરૂપે યુવાવસ્થાના જેટલા જ બલથી અનુભવાય છે. અત્ર 'શું' ફરી આવી એની ઉત્પ્રેક્ષામાં આ ધ્વનિ છે. એવાં અનુભવ પ્રેમસ્થાનોના સ્મરણમાત્રથી થાય છે તો એ આત્મબલની જ ખુબી છે, એવા આત્મબલનું આ 'અભેદોર્મિ'ની કવિતારૂપી ગાન જે કોઈ સાંભળે, મને માર્ગ બતાવનારાં જે ગયાં લાગે છે તે પણ સાંભળે, તો અવશ્ય તેમના આત્મામાં પણ એનું એ જ બલ આવે, એનો એ જ પ્રેમ વ્યાપે; તો મારા આત્માની પ્રેરણાનુસાર પ્રેમ ન પ્રાપ્ત થવાથી મરતો પડેલો, નિરાશ થયેલો, હું, ઊઠું, અને જીવું —પવિત્ર પ્રેમભાવનાની પરિતૃપ્તિથી અભેદાનંદ પ્રત્યક્ષ અનુભવું. આવાં પ્રેમસ્થાનો કોણ હતાં, જેમના સ્મરણમાત્રથી પણ આવો આનંદ

---

* સરખાવો –

My pulses thrill, tears flow without control,
*A tender mood my steadfast heart o' ersways;*
What I possess as from afar I see,
Those I have lost become realities to me.

—FAUST (Dedication)

ઉભરાય છે, તો તેનો નિર્દેશ કર્યો છે કે જ્યારે રાગ દ્વેષ, અહં મમત્વ મારુ તારુ, કંઈ ન હતુ ત્યારે જે સ્નેહીઓ થતા હતા, કેવળ નિષ્કપટ નિસ્વાર્થ, સૂક્ષ્મ પ્રેમના સાચા સ્નેહી હતા તે ક્યા ગયા? બાલ્ય પછી યૌવનમા આવતા જેને પ્રાણતુલ્ય પ્રિય માની પ્યારી ગણી તે પણ ક્યા ગઈ? એનુ સ્વાર્પણ કરનાર કરાવનાર પ્રેમ પણ જગતમા હવે જણાતો નથી માત્ર ભમકીને પ્રેમની શોધ કરવી જ મારે ભાગ રહી છે, ને સાભળવા જેવુ એ એક ઠેકાણુ જગતમા રહ્યુ નથી, શુદ્ધ પ્રેમના સ્વરૂપને અનુભવનાર કોઈ પ્રેમી રહ્યા નથી, જે અનુકપા ધારે કે માર્ગ બતાવી અભેદાનદનો પલ્લો પકડાવે એવા પ્રેમની દુનિયાને કદર નથી દુનિયા તો આશક–માશુક, ધણી–ધણીઆણી, મિત્ર મિત્ર, ગુરુશિષ્ય આદિ પ્રેમને જ ઓળખે છે, શરીર સબધો, પશુબુદ્ધિ, સ્વાર્થ, તેને પ્રેમ કહે છે એવી એકદર છે, એવા શુદ્ધ પ્રેમનો ઉદ્ગાર નીકળી અભેદાનદ ઉપજાવે એ આશા વ્યર્થ જ છે એવી શુદ્ધ પ્રેમની વાણી સાભળીને પણ દુનિયા તો ગાંડો કહેશે, મુર્ખ કહેશે, ગમે તેમ કહેશે એક પ્રેમની વાણી સાભળીને આમ કહેશે એમ નથી પણ 'જતા લા' ગમે તે વાત લો, પણ તેમા જો સ્થૂલતાને મૂકી તે વાતના અતરાત્મા પર્યત તમે તન્મય થતા, તો દુનીયા જે કેવલ સ્થૂલતા જ દેખી શકે છે તે તુરત વગોવવાની જ છે એ દુનીયામા આવી પ્રેમ વાચા પણ ક્યા સભળાવુ?

૭–૮ દુનીયા જે કેવળ સ્થૂલને જ સમજી શકે છે તેને કહેવાનુ જ ત્યારે પ્રાપ્ત થાય છે કે તમે હસો છો, રમો છો, મોજ કરો છો, તમારા હૃદયને કશો ધક્કો લાગેલો જણાતો નથી આત્માનુ તમને ભાન પણ નથી, ને તમે આનદ ર્યા કરો છો એવી તમારી અતિ પ્રાચીન, અનાદિ, રીતિ છે તે તમને આજ ને આજ ભણાવી દો, એટલે તમને મારામા વખોડવા જેવુ કાઈ લાગશે નહિ હુ પણ તમારામાંનો એક થઈશ, અને ચિત્તમા દાગ લાગ્યા વિના, હૃદયમા

ઊંડી વેદના પામ્યા વિના પણ, મને ઝીંદગી, જીવન સૂનું લાગશે નહિ. મને હમણાં તો ઝીંદગી સૂની લાગે છે, આત્માની પ્રેરણા એવા કોઈ આનંદ ઉપર દોરે છે કે તે આ જીવનક્રમમાં જણાતો નથી: એટલે ઝીંદગી સૂની લાગે છે, તેથી તેને સુધારવા, સૂની મટાડવા, જે જે પ્રયત્ન કરું છું તેથી હૃદયને અનેક વેદના વેઠવી પડે છે, નિર્વેદ અધિકાધિક વૃદ્ધિ પામતો જાય છે. તમે દુનિયાંદારીવાળાં એવી કોઈ વિદ્યા જાણો છો કે તમને ઝીંદગી-સૂની લાગતી નથી, માટે તમારી વિદ્યા મને ભણાવી દો. હૃદયમાં કશો ભાવ ન હોય છતાં તમે હસી શકો છો; જે ભાવ દેખાડવો છે, તે તમારા હૃદયમાં ન છતાં પણ તમે હસી કે રડી શકો છો, એટલું જ નહીં પણ વાણીમાં પ્રેમ બતાવો છો, ને તેજ ક્ષણે, જેને પ્રેમી કહો છો તેના દિલને શી રીતે ઝટકો મારવો એ પણ તમે સાધી શકો છો. એ તમારી વિદ્યાની શક્તિ છે, તે વિદ્યા મને બતાવો, કે આપણો વિરોધ મટી જાય.

૯–૧૦ દુનીયાંની રીતિમાં આનંદ આવતો નથી, જે ઇષ્ટ છે તે પ્રાપ્ત થતું નથી, તો આનંદ અથવા પ્રેમનું જેણે આવું ઊંચું સ્વરૂપ મારા મગજમાં ઘાલ્યું તેવા મારા આત્મારૂપી ઉસ્તાદને ઠપકો દેવાનો છે, મને આવા પ્રેમનો પ્યાલો કયાં પાયો ? આ દુનીયાંમાં તો એ પ્રેમ નથી, એ પ્યાલો તેં કયાંથી ભરી આણ્યો હતો ? એ પીવાથી મારે તો આખો સંસાર સૂનો થઈ ગયો: હું સૂનો ભટકતો થયો: કેમકે મને એ પ્રેમ સંસારમાં કહીં મળતો નથી, આવું દુઃખ તેં ઉપજાવ્યું છતાં જો એમ કહેતો હોય કે એમાં દુઃખ નથી, પરમાનંદ જ છે, તો હું કહું છું કે હજી તારે જ્યાં લેઈ જવો હોય ત્યાં લેઈ ચાલ, પણ મને સત્ય કહે, સત્ય દેખાડ. તું કહેશે કે ધર્મ પંથ સંપ્રદાયાદિ જે જે ચાલે છે, તેમાંથી એની સમજણ પડશે: શાસ્ત્રો, અનેક દર્શન, તત્ત્વશાસ્ત્ર, ફીલસૂફી વેદાન્ત, ઇત્યાદિ શ્રવણમનનમાંથી અનુભવાશે; તો તે બધાં ફાંફાં છે; મેં ધર્મોને ઉથામ્યા, શાસ્ત્રો જોયાં,

જ્ઞાની, પંડિત કહેવાયો ત્યાં સુધી જોયાં; * પણ અખંડ પ્રેમની પદ્ધતિ કહીં દીઠી નહિ, या निशा सर्वभूतानाम् એ ગીતાવચનમાં કહ્યા પ્રમાણે આખી દુનીયાં જે નેત્રથી જુવે છે, તે મારાં નેત્ર ફૂટી ગયાં છે દુનીયાં જેને અજવાળું કહે છે તે મારે મન ઊંડું અંધારું થઈ રહ્યું છે. આવી સ્થિતિ હે આત્મપ્રેરણા ! તેં કરી છે, તુંજ માર્ગ બતાવ.

૧૩. મારા મનથી મેં જે માર્ગ છેવટ માન્યો છે તે એ છે કે આમ તેમ ભટકવામાં શાન્તિની આશા નથી. હે સિતમગર ! જુલમ કરનાર, આવી વાસના મનમાં ઉપજાવીને સંસારમાં સુખ ન લેવા દેનાર અભેદાનંદ પર દોરનાર, આત્મપ્રેરણા !—આત્મા !—લે, તારે જે કરવું હોય તે કર, તારા આગળ જ ગરદન ધરી છે, મને હવે એને સાચવવાની, જીવવાની, ભોગવવાની, કશાની આશા નથી, ઇચ્છા નથી—કેમકે સર્વત્રથી કેવલ નિરાશ થઈ નિરાશામા જ રહેવું, એ મારી પરમ આશા છે, વ્યક્તિનિષ્ઠતા, પરિચ્છેદ, ત્યજી સર્વમય થવું એ જ આત્માએ આત્માને આત્મામા ઊતાર્યાં સરખું છે.

आशाया परम दुःख नैराश्य परम सुखम् ॥

---

आत्मैव ह्यात्मनो बधुरात्मैव रिपुरात्मन ॥

આ આખા પદનો આ પ્રકારનો ભાવાર્થ છે; એમાં વ્યવહાર,

*સરખાવો :—

Magister, doctor styled, indeed,
Already these ten years I lead,
Up, down, across, and to and fro,
My pupils by the nose-and learn,
That we in truth can nothing know;
This in my heart like fire doth burn.
FAU

પરમાર્થ, નીતિ, ધર્મ, આદિ અનેક વાતોનાં, તેમ મારા પોતાના અનેક ભાવનાં, તત્ત્વો ઠામ ઠામ સમાયલાં છે. આ પદ્યની પ્રથમ કડીનો અર્થ જ્ઞાની — આત્માનુભવી – ને લગાડી જુઓ. તે દુનીયાને બીયાંમાં જ માને છે, ઇશ્કને રસ્તે ગમે ત્યાં રઝળે છે, ગમે ત્યાં અટકે છે, ભટકે છે, તેને કશો બાધ નથી, તે તો સર્વમાં સર્વમય છે, ગમે ત્યાં ફરતો સતો પણ આંધળો જેમ પોતાની ગતિ માટે દોષિત નથી તેમ તે પણ જ્ઞાનને લીધે દોષિત નથી. એમ પ્રથમ કડીમાં — આખા ગ્રંથનો ઉદ્દેશ સંગ્રહ્યો છે. બીજી કડીમાં પ્રેમની શોધમાં અનેક અનુભવ, વ્યાવહારિક અનુભવ કરાવનારનો આક્ષેપ છે, ને તે તો પ્રારબ્ધ છે, એટલે એ કડીમાં "કહીં તું જાય છે દોરી" એવું આ જીવનિકાનું જે બીજું પદ્ય છે તેની સૂચના કરી છે. ત્રીજી કડીમાં જુવાની ફરી આવ્યા જેવો પ્રેમ લાગે છે એ અર્થ બતાવીને 'વૈરાગ્યોર્મિ' એ પદ્યનું સૂચન કર્યું છે. ચોથી કડીમાં 'હૃદય હૃદયે મિલાવો તો' એ શબ્દોમાં કાંઈક ઉપભોગ વાસનાનું બીજ સૂચવી, 'કપાયોર્મિ' એ પદ્યાર્થનું બીજ રોપ્યું છે. 'ગઈ કયાં પ્રાણ પ્યારી તે' એમ પાંચમી કડીમાં સ્પષ્ટ શબ્દોથી જ 'જવા દે પ્યારી કસી કસી કસી' એ પદ્યનું સૂચન કરી 'વિક્ષેપોર્મિ' ના જલનો સંચાર કરી મૂકયો છે. છઠ્ઠી કડીમાં 'દુનીયામાં પ્રેમ નથી' એ અર્થના ભાનથી 'એવું બતાવે કોઈ આજ' એ 'આસ્વાદોર્મિ'નું સૂચન છે. સાતમી કડીનો પણ પાછો પરમાર્થ વિચારો, દિલ દાગ ન લાગનાં ઝીંદગી સુધી ન લાગે તેવા અભેદમાર્ગ ઉપર લક્ષ કરો, એટલે 'પ્રેમનો પ્યાલો' એ 'સાધનોર્મિ'ની શીતલતા સમજાશે. આઠમી કડીનો પરમાર્થ વિચારો એટલે 'સિદ્ધાન્તોર્મિ'ના મર્મનું સૂચન થશે. નવમી કડીને વિચારો એટલે 'પ્રેમના પ્યાલા'થી સંસાર સુનો છે, તે 'જપીને પ્રેમ મંત્રોથી' એ પદ્ય વડે ઉત્પન્ન કરેલી પ્રેમસૃષ્ટિથી સુનો નહિ રહે: અને 'અનુભવોર્મિ'નું બીજ જડશે. દશમી કડીમાં ધર્મશાસ્ત્રાદિમાં તત્ત્વ નથી, તો તત્ત્વ કયાં હશે ? એના ઉત્તરરૂપ 'સ્વરૂપોર્મિ'નું પૂરરૂપ બાંધ્યું

છે. અગીઆરમી કડીમાં સત્યની પૃચ્છા કરવાથી 'આનંદોમિં' એ પદગત આનંદને તત્ત્વરૂપે કહેવાનું તથા મસ્ત જ્ઞાની જ તે સત્ય બતાવી શકે એમ કહેવાનું તાત્પર્ય છે. બારમી કડીમાં યા નિશા સર્વભૂતાનામ્ એ ગીતાવચનનો પરમોપદેશ સૂચવી 'અભેદોમિં' એ પદનું સૂચન કર્યું છે. અને તેરમી કડીમાં નિરાશાને આશારૂપે બતાવી 'અભાનોમિં' એ પદ જેવી ગ્રંથસમાપ્તિ છે તેનું સ્પષ્ટ ભાન આપેલુ છે.

---

૨.

"And great is the gain when some large lot of pain that would else torture our sympathies by its aspects of indifference or cruelty, comes to be thus touched with new and ideal meanings which left it at once into a higher plane, as an instrument of the sublimest end"*

—Dr. MARTINEAN.

(આ ગજલ સોયણીમાં પણ સારી લાગે છે.)

૧. જવનિકાનો ઉદ્‌ભેદ પૂર્ણ રીતે થતા પૂર્વે વ્યવહાર ઉપર આત્મપ્રેરણાનુસાર દષ્ટિ કરાવી, અત્ર તત્ર સર્વત્ર આત્મલાભ છે એટલા અનુભવ સુધી લાવનાર જે પ્રારબ્ધ તેનું પણ સ્મરણ કરવું ઉચિત છે, જતા 'નિરાશા એ જ છે આશા' એ નિશ્ચય થયા પછી પ્રારબ્ધ ગમે તે કરે કરાવે તેનાથી કાંઈ થવાનું નથી, આત્માનંદમા વિક્ષેપ આવવાનો નથી, હે કીસ્મત તેં આજ સુધી બહુ દગાબાજી કરી છે.

---

*ઉદાસીનતા કે ક્રૂરતાથી જે દુઃખની વાત આપણા હૃદયને તીવ્ર વેદનામા રીબાવત તે જ મહાવ્યાઘાત આ પ્રકારે નવા અને ભાવનામય અર્થને ગ્રહણ કરે છે અને ઉત્તમોત્તમ ભાવને સિદ્ધ થવાના એક સાધનરૂપે સગજાય છે, અતિગાનુથી સત્તા રૂપે સમજાય છે, ત્યારે ખરેખર અતુલ લાભ થાય છે.

અમુકમાં પરિપૂર્ણ સુખ છે એમ દેખાડી, પરિણામે તેમાંથી મહાકષ્ટ નીપજાવી આપ્યું છે, એટલે હવે તું મને ક્યાં દોરી જાય છે? શા માટે હું તો હવે અભેદાર્ણવને તટે આવી ચૂક્યો છું. તેં ભરોસે લેઈને શા માટે મારી હરરાજી કરી? તું મારો છે એમ સમજાવીને તેં મને તારે ભરોસે લીધા છતાં, જેને આને લેવાની મરજી હોય તે લઈ જાઓ એવી મારી હરરાજી તેં કરી એ જ તારી દગાબાજી છે, હવે તારો વિશ્વાસ નકામો છે, તારાથી દોરાવું એ ભુલ છે. અભેદના પ્રદેશમાં પ્રારબ્ધનો અવકાશ જ નથી.

૨. આટલેથી જ તે છેક બારમી કડી સુધીમાં પ્રારબ્ધ — કીસ્મત — કેવી કેવી દગાબાજી કરે છે તેનાં દૃષ્ટાન્તો આપીને એના ઉપર વિશ્વાસ કરવા જેવું નથી એ વાત સિદ્ધ કરવા યત્ન કર્યો છે. એમ માનવું જ યોગ્ય છે કે પ્રારબ્ધ પ્રત્યેક માણસને એવા જ અનુભવ કરાવે છે, ને પોતાની દગાબાજી નિત્ય દેખાડે છે; સર્વથી મ્હોટી દગાબાજી તો એ જ છે કે આ દુનીયાંમાં અવતરવાનો હેતુ જે છે તે જ કીસ્મતે વ્યર્થ કરી નાંખ્યો છે. નિજરૂપ થવું, આત્મલાભ પામવો, અભેદ અનુભવવો, એ અર્થે જગતના અનુભવની યોજના છે, તો તે દૃષ્ટિથી વ્યવહારને ન ભોગવવા દેતાં કીસ્મતે તો આપણને પોતાના જેવાં કરી લીધાં, કીસ્મત જે ખરું ખોટું બતાવે તે જ ખરું ખોટું માનતાં આપણે થયાં. તેણે એમ કરી કરીને આપણને રંજાડવા માંડયાં, પ્રત્યેક અનુભવમાં એણે વિસ્તારેલી વિશ્વાસની મોહિની એવી કે જેમ જેમ એવી રંજમાં પડતાં ગયાં તેમ તેમ પણ આપણે કીસ્મતને ને કીસ્મતને જ વળગતાં ગયાં, કીસ્મતે પણ આપણને પોતાની ગોદમાં વધારે વધારે લપેટી લેવા માંડયાં, એમ લપેટીને પણ છેવટ હરરાજી કરી — છુપી રીતે ઘા કર્યો; નિરંતર માર્મિક વેદનારૂપ ક્લેશ આપ્યો.

૩. કહીં કહીં અતિરમણીય તેજોમય બાહ્યાકાર બતાવીને પણ અંદરથી તો મહા આપત્તિરૂપ પરિણામ ઉપજાવી આપ્યું. પુષ્પમાળાથી છાયલા રસ્તા ઉપર ચલાવી સુખી કરવાનું ડોળ દેખાડયું પણ એ પુષ્પો

નીચે જ મહાવિષધરો ભરી રાખી તે ઉપર અમને તે ચલાવ્યા ખગ સુખને પણ મરણ વિયોગ આદિ ભયના ત્રાસથી સુખરૂપે ભોગવવા ન દીધું, સનમ – માશુક – સાંસારિક દારાદિ સમજો, કે પારમાર્થિક આત્મમયતા" સમજો પણ તે સનમના દીદારનુ જે પરમ સુખ તેમાએ તે જુદાઈ પાડવાની યોજના સ્વભાવસિદ્ધ જ જડી રાખી વ્યાવહારિક માશુકના દર્શનમા પલક, આંખોનુ નિમિષોન્મેષ પામવુ તેમા જુદાઈ પાડવાની યોજના કરી રાખી છે પારમાર્થિક માશુક આત્મમયતા તેમા પણ વ્યવહારના વિક્ષેપરૂપી પલક — ક્ષણ — તે સ્વાભાવિક રીતે જ ઘાલી દીધી છે. તારી દગાબાજી ઝટ પકડાય કે સમજાય તેમ નથી, વસ્તુગતિથી સ્વભાવસિદ્ધ પદાર્થોમા પણ તારી દગાબાજીની રચના તેં ઘાલી દીધી છે, એવુ જે તુ તેનો વિશ્વાસ વ્યર્થ છે

૪–૫ અમુક કાર્ય સાધવુ છે, તેના આટલા આટલા કારણો — સાધનો — છે, એ સર્વનો યોગ્ય હીસાબ કરીને સામે સાકળ ગોઠવીએ છીએ ને એ સાકળને છેડે ફલ — કાર્ય — મળશે જ એમ આશા રાખીએ છીએ, પણ એ સાકળના આકડા તુ કેટલાક એવા ઉલટા ભરવી દે છે, કે એ સાકળને છેડે પહોચવાને બદલે વખતે પેલા ઉલટા આકડાથી દોરાઈ અમે જ્યાથી નીકળ્યા હતા ત્યા જ પાછા આવીએ છીએ, કે વખતે ઇષ્ટ ફલને જ પ્રાપ્ત ન કરતા કોઈ વિપરીત ફલને પ્રાપ્ત કરીએ છીએ અમે સ્પષ્ટ જાણતા હોઈએ છીએ કે બે અને બેનો સરવાળો ચાર જ થાય છે, નહિ ત્રણ નહિ પાચ, છતા બે અને બેનો સરવાળો તુ ઘણી વખત ચારને બદલે ત્રણ જ લખાવી દે છે! તુ દગાબાજ ન હોય તો આવુ શા માટે કરે? પાપ સમજ્યા છતા પાપ કરાવે! ખોટુ સમજ્યા છતા ખોટુ કરાવે! તારો વિશ્વાસ વ્યર્થ છે. આ કડીમા કાર્યકારણ તથા સરવાળા પરત્વે જે કહ્યુ તેમા આખા વ્યવહારમા પ્રવર્તતી સ્થિતિમાત્ર, આખા વ્યવહારમા અપાતા ન્યાયમાત્ર, આખા વ્યવહારમા મળતા વિચારમાત્ર,–નો સમાસ છે.

કરે છે, હતુ ન હતુ કરે છે, ન હતુ હતુ કરે છે એક વિશ્વાસ આપી અન્ય ઉપજાવે છે, એમ તેનુ સ્વરૂપ જ અચિરર પણ દગાબાજી મર છે, જે જે દગાબાજી કીસ્મત મારી સાથે રમ્યુ છે તેમા સર્વત્ર અને તેની દગાબાજી કરતા મારો જે માલીક છે, મારો જે ગુરુ છે, મારો જે તારનાર છે, તેના સર્વમય આત્માના જ ભણકારા મને પથ્યા ગયા છે જે જે સુખ સપત્તિ પ્રેમ ભોગ ઇત્યાદિમા મને તૃપ્તિ થઈ નથી, ત્યા બધે મને સર્વ સુખ, સપત્તિ, પ્રેમ, વિશ્વાસ વ્યવહાર, સ્થૂલની પાર છતા તે સર્વમય અને તે સનરૂપ, એવા આત્મારૂપી માલિકના જ અનુભવો અધિક દઢ થતા ગયા છે પ્રારબ્ધનો તેને સ્પર્શ નથી તે જ પરમ તત્ત્વ છે, તેનાથી જ સર્વ પ્રકારે સમાધાન અને આનદ છે, એમ અનુભવ થયો છે આમ છે માટે જ કીસ્મતની દગાબાજીથી શુ ? એમ કહેવાનો સમય આવ્યો છે કીસ્મતનો પામર ગુલામ ન થતા હુ ઉલટો તેનો મોટો ઉપકાર માનનાર થયો છુ કે તેણે આવા અનુભવો કરાવી આત્મપ્રેરણાના બળને ઉદ્દીપિત કરી, યોગ્ય સ્થાને મને લવી મૂક્યો, એથી જ આ દગાબાજીમા તે રમાડયા છતા હુ બહુ ખુશી છુ કેમકે રમતે રમતે મને છેવટે મારો માલીક મળી ગયો, મને અભ્યમનાભ થયો તે તો હરરાજી કરવા માગે હતી કોઈ ને એમ મને વેચવા માડ્યો હતો પણ જે મારો ખરો માલીક હતો તે જ મને એ હરરાજીમાથી મળી ગયો છે હવે હે કીસ્મત ! તુ તારે ફાવે તે કરી લે ગમે તે અનુભવ કરાવ પણ તેથી મને શું થનાર નથી, એવી એ મારા માલીની મને ફફ છે તુ જે વ્યર્થ છે તે વ્યર્થ જ છે

આ પ્રકારે જ્વનિકાનો ઉદ્ભેદ થઈ જાય છે આત્મ-પ્રેરણાથી અભેદાણુંવનુ ભાન થાય છે પ્રારબ્ધયોગે પ્રાપ્ત થતા વ્યવહારનો આત્મદષ્ટિથી અનુભવ કરતા મુમુક્ષુ અભેદાણુંવને તટે આવે છે સ્વરૂપ લક્ષ, તત્ત્વમસિ એટના વચન માત્ર ઉપર વૃત્તિનો દઢ આરોહ, એનો

જ એ તટ ઉપર ઊભે ઊભે, અભેદાર્ણવ ન જણાવા દેનાર જવનિકાને ફોડી નાખવા રૂપ આયાસ કરવાનો છે, તે થતાં જ અભેદાર્ણવમાં તણાવાય છે, અભેદોર્મિમાં રમતે રમતે અનેક ઊર્મિવિલાસ અનુભવાય છે.

Who ever  
Strives forward with unswerving will,  
Him can we aye deliver,  
And if with him celestial love,  
'Hath taken part,—to meet him,  
Come down the angels from above,  
With cordial hail they greet him *

FAUST.



*અસ્ખલિત નિશ્ચયથી જે આગળ ને આગળ વધતો ચાલે તેને અમે અવશ્ય મુક્તિ આપીએ છીએ પણ વળી એનામાં દિવ્યપ્રેમનું બળ હોય તો તો એને ભેટવાને માટે દેવતાઓ પણ સ્વર્ગમાંથી હેઠા ઊતરે છે, હૃદય રસના તાનમાં તે તેનો સત્કાર કરે છે

૬–૭–૮ જે જે પદાર્થો, મનુષ્યો, આદિને મારા, મારા, એમ ગણીને જેમનુ અને મારુ હૃદય મે પ્રેમથી ભરપુર ભર્યું, છતા તેમના હૃદયોમા તે ઝેર ભરી દીધુ ! પ્રેમમા પણ અપ્રેમ દાખલ કરી દીધો ! લાખો આશાઓ રૂપી પાયો ચણીને તૈયાર તે કરી આપ્યો, તે તે પાયો ધર્યો, ને તે ઉપર અમને મ્હોટી મ્હોટી ઇમારતો ચણાવી સસાર પરમાર્થ, લાભ અલાભ ઇત્યાદિમા અનેક લ્હાવા લેવાના અભિલાષની ઇમારતો બંધાવી, છતા ઇમારત તૈયાર થતા થતામા તો તે તારો આપેલો જ પાયો તાણી લીધો, ઇમારત બરબાદ કરી નાખી, કોઈ સ્થાને કોઈના ખોળામા તે આમારુ માથુ મૂકાવ્યુ, તે ખોળાને ભીંસે, બનાવ્યો, ઘણા વિશ્વાસથી ત્યા માથુ મૂકાવ્યુ, છતા કોણ જાણે કેવી રીતે એવા મનુષ્યની જ પાસે પાછુ તે અમારુ માથુ કપાવ્યુ, ને તેમાએ એવી ચતુરાઈ રાખી કે લોહી સુધાત નીકળે નહિ સસાર, પ્રેમમા ઝેર, આશાના પાયાની ઈમારતનુ બરબાદ થવુ વિશ્વાસમા વિશ્વાસ ઘાત એથી જ ભરેલો છે, આ રીતે સમજી ન શકીએ તેવી રીતે કીસ્મત લાખો અનુભવ કરાવે છે, એ જ તેની દગાબાજી છે એનો વિશ્વાસ વ્યર્થ છે

૮–૧૦–૧૧ અસ્તિ એટલે 'છે' એવી પ્રતીતિ જે જે વિષય માટે થાય છે તે સર્વ — માથી ચિત્તને ઉઠાવી લીધુ, અને 'નાસ્તિ' મા ઠરાવ્યુ, અને અસ્તિને મૂકી નાસ્તિમા પડવાથી જે કલેશ, થાય, ચિત્તમા દર્દ થાય, તેથી માત્ર રોઈને જ સતોષ માનવો ધાર્યો એવા રોવામા દુનીયા વગોણુ, મિથ્યા આરોપ, અનેક નિંદા દ્વેષ ઈર્ષ્યા આદિના પ્રતાપ, અમારે માટે તે તૈયાર કર્યો છે એવુ રોવુ શા માટે પડે છે ? અસ્તિથી નાસ્તિમા જતા શુ દર્દ થાય છે ? એમ પ્રશ્ન કરવાનુ કારણ નથી કેમકે અમે જે દર્દ – ચિત્ત રોઈએ છીએ તેનો મર્મ જુદો જ છે અમારી આંખો જ આ દર્દના પરિતાપથી ઓગળીને અશ્રુ – ધારરૂપે વહે છે, કનેર પીડા આદિથી વહે છે, એમ નથી, એ તો ચિત્તમા જે ઊંડો તીવ્ર ઘા રૂપી ડાઘ પડેલો છે, તેને ધોવા માટે ચાલતી જલધારા છે તે જ ખરા

પશ્ચાત્તાપરૂપ છે, તેથી માણસનુ અંતઃકરણ સુપરિશુદ્ધ થતા તેને આત્મસાક્ષાત્કાર થાય છે, એ અશ્રુધારામા ગળી જતી આંખો દિલદાગ જેનો સાક્ષી પોતાનો આત્મા તે વિના અન્ય કાઈ જોતી નથી પરમ પ્રેમમા વિલીન છે, જે એ જ આવા અશ્રુની ખુદાઈ છે, મીઠાઈ છે, છતાં આવી દિવ્ય મીઠાઈમા પણ કીસ્મતનો દગો વિદ્યમાન છે, એ મિષ્ટ અશ્રુપાનને ખારી બનાવી મૂકી છે! એવી રીતે પરિતાપ પામવા કરતા ત્યાગ કરવો તેજ સારો છે, અસ્તિથી ઉઠીને ખરી રીતે નાસ્તિમા જવું એ તેનુ જ નામ છે પણ ત્યા એ કીસ્મતની દગાબાજી ઊભી છે આવા પરિતાપના મારથી કોઈને મુડાવ્યુ, કોઈને લગના કરાવ્યા અને ત્યાગ કરાવ્યો તો જે અસ્તિમાથી તેમને કાઢ્યા તે કરતા બમણી અસ્તિ તેમને વળગાડી, એક ઘર મૂકાવ્યુ ને સો ઘર કરાવ્યા, એષણા ઉપાધિ, લોકૈષણાથી વળગાડી તારો વિશ્વાસ કરાય જ કેમ ?

૧૨ અસ્તિમા, નાસ્તિમા સર્વત્ર કીસ્મતની દગાબાજીની જાળ પ્રસરી રહી છે એવો અનુભવ થાય તો તેનુ કારણ એક જ હોવુ જોઈએ કે અનુભવ પામનારને આત્મપ્રેરણાનુ ઉચ્ચ તાન લાગેલુ છે, તેથી જ તેને કીસ્મતમા તૃપ્તિ આવતી નથી, ન જેથી દાગદિલ લાગે ન લાગે ત્યાંગી સુધી એ વ્યાવહારિક ઉપભોગ ભોગવતા આવડતો નથી, તેને છેવટ આત્માનુભવ થાય છે જ, પ્રારબ્ધનો જ્યા અવકાશ નથી તે સર્વમતતાનો સ્વાદ જડે છે જ એ જ અદ્વૈત પણ જાણવા છતા મોઢે અદ્વૈત બોલતા છતા, મનમા તેનો પરિપૂર્ણ સાક્ષાત્કાર છતા, આવા કાવ્યો, આવા પુસ્તકો, બકવાનુ, જે દ્વૈત તે પણ કોણ જાણે શા માટે કીસ્મત કરાવે છે એવી સૂક્ષ્મ એ કીસ્મતની દગાબાજીની જાલ છે. એનો વિશ્વાસ શો ?

૧૩-૧૪ આવી આવી દગાબાજી ક્યા ક્યા કહીએ ? કીસ્મત તો એમ્વે સુધી દગાબાજીમા જ રમે છે કે 'હા' ની 'ના' કરે છે ને 'ના' ની 'હા' કરે છે, અસ્તિની નાસ્તિ કરે છે, નાસ્તિની અસ્તિ

# ઊર્મિપ્રલાપ ૧

૧

સર્વત્ર એકાકાર, એકરસ, અનન્ત, અનાદિ, એવુ બ્રહ્મ જ સત્ય છે, નાના નામરૂપનુ અવિકૃત એક તત્ત્વ છે, જે જે કાંઈ છે એ પ્રત્યયનો વિષય છે તે બ્રહ્મ જ છે, બ્રહ્મ—ના જ વિવર્ત છે ત્યારે એવો અનુભવ એ જ આનદ જે જે દુખ કલેશાદિ વિડબના સમજાય છે તે તો એ સર્વમયના ન જાણવાથી, ભેદબુદ્ધિથી જ સમજાય છે 'પ્રેમજીવન' મા "દગ રસભર મેરે દિલ છાઈ રહી" એ અતિમ ઉદ્ગારથી દ્રષ્ટાનુ દર્શન થયુ છે જે દ્રષ્ટાની દૃષ્ટિ જ આખુ બ્રહ્માડ, તે તે ભાન, તે તે વિભાગ, સર્વ છે, તેનુ ભાન થયુ છે હવે તેનો અનુભવ જે અભેદ તે પામવો છે, यत्र यत्र मनो याति तत्र तत्र समाधय જ્યા જ્યા મન જાય અર્થાત્ મનની વૃત્તિ જે જે ઉદ્દેશથી ઉઠે દ્રષ્ટાની દૃષ્ટિ જે જે વિકલ્પે ચઢે, તે સર્વ સમાધિરૂપ જ થાય, સર્વત્ર દ્રષ્ટા પોત પોતાને જ ભાળે, એ અનુભવની આકાક્ષા છે અધિષ્ઠાનનો અપરોક્ષ અનુભવ થતા આવુ સહેજે થશે, અને પ્રપચમાત્ર સ્વપ્ન અસ્ત પામશે, અસ્ત પામશે એટલે નાશ પામશે, એમ નહિ, એ બ્રહ્મ એવા નામનિર્દેશથી એ વિવિધ ભેદજાલ અત્યત અભિન્ન છે, એમ સાક્ષાદનુભવ ઉદય થશે વેદાન્ત જ્ઞાનનો મહિમા એ છે કે तत् त्वम् असि—તું (જીવાદિપદવાચ્ય જે ઈદતા) તે (સર્વમયત્વાદિપદવાચ્ય તત્તા—બ્રહ્મ) છે, એવો મહાવાકયજન્ય અભેદ બોધ તે બોધ ઉપર આરૂઢ થઈ કે એ સાક્ષાત્કાર થયો જ, અને પ્રેમજીવનમા "મણિમય મોદ મચાવી રહી" એ છેલ્લી પક્તિથી એવી અહ ब्रह्म—વૃત્તિનો ભાવ પણ કથ્યો હતો છતા જેમ ચક્ર ઉપર ચઢીને ઉતર્યા પછી પણ કાંઈક ભ્રમણ મટતુ નથી, તેમ તત્ત્વજ્ઞાન—અનુભવ—શબ્દબોધારોહ—થયા છતા કાંઈક દ્વૈતભ્રમ રહે છે, એમ માનીને જ આ ઉપક્રમ ચાલે છે

૧. હે મન ! આ પ્રકારના મિથ્યા દ્વૈતભ્રમના અધિષ્ઠાન ! ફકીરી કર અખ્તીઆર; સાધ, વૈરાગ્યનો અધિકાર સંપૂર્ણ રીતે પોતા ઉપર સ્થાપવો, વૈરાગ્ય રાખ, જ્ઞાન થયે સતે એવો વિરાગ કેમ નથી થતો ? વિત્તૈષણા, પુત્રૈષણા, દારૈષણા, લોકૈષણા, શાસ્ત્રૈષણા, ઇત્યાદિ એષણા છૂટતી નથી, તેમા પણ વિત્ત, પુત્ર, દારા, એ તો બહુ જ્ઞાનપરિશીલનથી નિવૃત્ત થાય, પણ લોકૈષણા, શાસ્ત્રૈષણા મહાબલવતી છે, એ જ ખરો વિરાગ આવવા દેતી નથી. માટે હે મન ! લોક એ વાત જ ભુલી જા; કેવલ નિર્ભય થા. आनन्द ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन બ્રહ્માનંદને જાણનાર કહીથી પણ ભય પામતો નથી માટે કહે છે છે કે 'બન મૂરખ, મગત, ગૅવાર' પંડિત, જ્ઞાની, આદિનું ડોળ ત્યજી મૂર્ખ થા; શાસ્ત્રપરિભાષાના વચનોમા ગુંચવાયલો મટી-મસ્ત, ગાડો થા, વિચારવાન્, બુદ્ધિવાન્, ગૅવાર, જડ, થા. લોકપ્રીતીના લોકલાજના વિષય ત્યજ, લોકાભિરુચિનું વ્યસન લાગ્યુ છે તે મૂકવા માટે લોકતિરસ્કારનો અનુભવ કરતો ચાલ, ઉભયે નિવૃત્ત થઈ, પરમાનંદ સાક્ષાત્કાર થશે, માટે વાસ્તવિક વાત એ છે કે લોકાભિરુચિ તેમ લોકનિંદા ઉભયની ઉપેક્ષા કર એ જ તત્ત્વ છેવટ ગૅવાર શબ્દ મૂકી બતાવ્યુ છે શ્રી ગૌડપાદાચાર્યે કહ્યુ છે તેમ जडवल्लोकमाचरेत् જડની પેઠે લોકનિર્વાહ કરવો; જડને જેમ રાગદ્વેષ, પ્રીતિ અપ્રીતિ, કશું નથી, તેમ એકરસતા ગ્રહી, દૃઢ વૈરાગ્ય બાંધ, મૂર્ખ થા, પાડિત્યાદિ લોકોક્તિનો રાગ ત્યજી મૂર્ખ થા, સ્તુતિનિંદા ઉભયની ઉપેક્ષા કર, છતા પણ "મસ્ત છુ" એવી વૃત્તિ એ વિક્ષેપ છે. એટલે એ પણ ત્યજી ગૅવાર–જડ–વૃત્તિ રહિત અપરોક્ષાનુભૂતિ અનુસાર વૃત્તિવિસ્મરણ વાળો થઈ જા.

૨. વિરાગનો રાજયોગાનુસાર એ જ અર્થ છે કે રાગ એટલે જે એષણા તેનો ત્યાગ, નાશ. અમુકત્વ વિશિષ્ટ, ભેદમય જે રાગ, તે ત્યજી સર્વમયતા પામવી, નિષ્કામ થઈ પ્રાપ્તાપ્રાપ્તમા નિર્વાહ કરવો; એ વિરાગનું ગૂઢ સ્વરૂપ છે. એવા વિરાગનું જીવન પ્રેમ છે. રાખ

શરીરે ચોળી, અથવા દંડકમંડલુ ધારણ કરી, જે એષણા અને ભેદમયતાવાળાં મન, વિરાગી કહેવરાવવા ઇચ્છે તે મિથ્યા છે. માટે જ ખરી ભભૂત તો ઇશ્ક–પ્રેમરૂપી ચોળવાની છે. એવા પ્રેમરૂપી ભભૂત ચોપાસાઉરાડ કે દેશકાલ વસ્તુ એ ત્રણે પરિચ્છેદ–એવી પ્રેમરૂપ પવિત્ર વિભૂતિના સ્પર્શે અસન થઈ રહે, તે સર્વત્ર એકાકાર એકરસ અભેદ અનુભવાય. વેદાંતની શુષ્ક વાર્તા માત્ર જ કરવાની છે ત્યાં સુધી આ અભેદ અનિવિદૂર છે, પ્રેમસહિત જ્ઞાનનો અનુભવ થતાં વેદાંતોક્ત બ્રહ્મસાક્ષાત્કાર હસ્તામલકવત્ છે. વેદાન્તને બુદ્ધિનું કામ થોડું છે; હૃદયનું કામ વધારે છે. રસ, પ્રેમ, આર્દ્રતા એ જ તેનું જીવન છે, પણ તે વિશૃંખલ ન થઈ જાય એટલો જ તેમાં બુદ્ધિના અધિષ્ઠાતૃત્વનો અવકાશ છે. પછી દરકાર માત્ર એક પ્રેમની, અભેદ પ્રેમની, અન્યની હોય જ નહિ. અભેદ દૃષ્ટિ કરવા ઉપર લક્ષ રાખ. એ દૃષ્ટિનાં ફકીરી, વિરાગ, અને ઇશ્કભભૂત એ જ ખરાં સાધન છે. સંકોચવૃત્તિની વિરોધિની આવા ઉગ્ર પ્રેમની ભાવના વિના, પરજીવનમાં સ્વજીવન અનુભવ્યા વિના કદાપિ રાખનાર નથી; અને શુદ્ધ અકાર્પણ્ય પ્રાપ્ત થનાર નથી.

૩. એવા અભેદપ્રેમમાં તો આચારવિચાર, લોકસ્થિતિ, અધિકાર, કુલ, જાતિ, પંક્તિ કશાનો વિચાર રહેશે નહિ લાજ — મને સારું દેખાશે, ખોટું કહેવાશે, એવી જે લાજ, યદ્યપિ શુદ્ધં 'લોકવિરુદ્ધં નાચરણીયં નાચરણીયમ્ એવી વ્યવહારકુશલ લોકની ઉક્તિ; સમાજ-માનવામાંથી તે ઉદ્ભવે છે, મિથ્યા પ્રપંચને આત્માનો નિયામક ઠરાવવામાંથી એ ઉદ્ભવે છે; સર્વદા એકરસ પરિશુદ્ધ અને પરમ સ્વાતંત્ર્યમય આત્મા તેનો નિયામક આવો પરતંત્ર અને અનાત્મરૂપ પ્રપંચ ! કેવી વિલક્ષણતા ! પણ તેનું જ નામ 'લાજ' કહેવાય છે. જે જ્ઞાની છે, તેને તો એવી લાજ અને એવા સમાજ તેથી કશું કામ નથી હજી અપક્વકષાય હોય તો ઉપાય એ છે કે 'હું' એવો જે 'આપ વિચાર' તે ભુલી જવો, પ્રવૃત્તિ અને તેમાં શુભાશુભ

સંકલના કરાવી રાગદ્વેષ પેદા કરનાર "અહંભાવ" જ છે, તે કાઢી નાખ, હું કાંઈક છું, હું ડાહ્યો છું, હું જ્ઞાની છું, હું લોકપ્રિય છું, હું ખોટો છું, હું લાજ પામું છું, ઇત્યાદિ જે જે વૃત્તિ ઉપર અહંભાવ આરૂઢ થાય તે તે વૃત્તિ ઉપરથી તેને ઉથલાવી પાડ અને વૃત્તિમાત્રનો વિલય અનુભવી, પરમ અભેદમાં જ કરતો રહે.

૪. કેવલ "આપ વિચાર" ભુલી જવો એ તો જડવત્ સ્થિતિ થઈ, એટલે વાસ્તવિક રીતે જડ થઈ જા એમ નથી, પણ અહંપ્રત્યયનો જે અતિઅલ્પ પ્રદેશ છે તેને વિસ્તારીને સમગ્ર બ્રહ્માંડને અહંપ્રત્યયનો વિષય કરી લે. આનંદનું તત્ત્વ જ એ છે. મનનો ઉલ્લાસ તે આનંદ એ ઉલ્લાસ, મનોવિકાસમાંથી ઉદ્ભવે છે, જેનું જગત નાનું, તેનો આનંદ પણ તેવડો જ હોય છે; જેમ પોતે માનેલું જગત નાનું તેમ વિક્ષેપનાં કારણ ઘણાં, અને આનંદનો પ્રતિબંધ વારંવાર; જેમ માનેલું જગત મ્હોટું તેમ વિક્ષેપ ન્યૂન અને આનંદને પ્રતિબંધ પણ ન્યૂન. જે સંકુચિત વ્યવહારબિંદુને, હુંપણાને, આખું જગત માની રહ્યો છે તે મૂકી ને બ્રહ્માંડમાત્ર–સમષ્ટિરૂપ અહં – ને જગત અનુભવ, એટલે "આપ ભુલી પર આપ થકી સહુ" એ અનુભવ કર, 'હું' માત્ર જ જે અત્યારે "સર્વ" છે તેને સ્થાને "સર્વ" માત્ર જ "હું" છે એમ કર. અભેદ પ્રેમમય માશુકનાં દર્શન નિરંતર ભોગવાશે. જેની દૃષ્ટિ અભેદમયી થઈ સર્વત્ર "હુ" ને "હુ" અનુભવાયું, તેને વિષયોપભોગમાત્ર પ્રત્યક્ષ જ છે; પરફત એવો પણ જે જે ઉપભોગ થાય છે તે સર્વરૂપે પોતે જ અનુભવે છે, ઉપભોગનું તત્ત્વ માનસિક ભાવનાના પરિતોષ ઉપરાંત કાંઈ નથી તો જે સર્વમય છે, તેને "સનમ" અસ્થિમાંસત્વચારૂપી પૂતળી પણ ભાવમાત્ર થતાં પ્રત્યક્ષ જ છે. એવા જ્ઞાનીને તૃષ્ણાના વિક્ષેપનો સંભવ જ નથી. વિરાગ પામી 'ઇશ્ક ભભૂત' ઉડાવવાથી 'કૂચય્ જાનાની દરકાર' હતી, પણ હવે તો 'દીદાર ભોગવવા'નું જ થયું. જ્યારે બ્રહ્માંડ પર્યંત અહંભાવ વ્યાપ્યો,

અહં રહ્યું જ નહિ, ત્યારે અભેદ સાક્ષાત્કાર સ્પષ્ટ જ છે; તેનો વિવિધ પ્રકારે આનંદ કર્યા જા. જો આટલી નાની સરખી વાત થાય, તો પછી કહીં જવું નથી કે આવવું નથી; શોધવું નથી કે શીખવું નથી, કેવલ સનમનાં જ દીદાર ભોગવ્યાં જવાનાં છે. क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः રમણીયતા, આનંદ, તે એ જ કે જે ક્ષણે ક્ષણે નવીન થાય, માટે જ "ભોગવ" એમ કહી, પછી આનંદની સીમા નથી એમ સૂચવ્યું છે.

૫. જાગ્રદવસ્થાનો અભિમાની જે અહંકાર તે જ વ્યવહારનો નિર્વાહક છે, 'આપ' જ્યારે ગયો, ત્યારે સુષુપ્તિ જેવી દશા થઈ રહી. या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी. પ્રાણિમાત્ર જેને મરણ માને છે, તે જ જ્ઞાનીનું જીવન છે. આ પ્રકારનું જે મરણ તે જ ખરું જીવન છે—'એમ મરી જીવ્યું તે જ જીવ્યું છે.' એમ મરવામાં જ જીવવારૂપી જેનું જીવન નથી તેવાં તો અનેક છે, અનંત છે. નરજન્મ પામ્યા છતાં, આવા મરણને અનુભવી જે જીવતાં નથી તે મનુષ્યરૂપી યંત્ર જેવાં જ છે, ખરેખરાં મનુષ્ય નથી; ખરાં મનુષ્ય 'એમ મરી જીવ્યું છે' એનો અનુભવ કરનારાં છે, તે જ છે. રાજયોગની પદ્ધતિ જ એ છે કે જ્ઞાનીઓ ધીમે ધીમે અહંભાવનો ત્યાગ અથવા વિસ્તાર કરતે કરતે મરતા જાય છે ને એમ અમિત અભેદમય જીવન પ્રાપ્ત કરી જીવતા જાય છે. જે જે વસ્તુ 'અહં'પ્રત્યયની પ્રીતિના વિષયરૂપ છે, તે તે ઉપરથી પ્રીતિ એવી ઉઠાવતા જાય છે કે તેટલે અંશે તે વસ્તુ પરત્વે, મરી જ જાય છે; પણ એ રીતે પરિચ્છેદ તૂટતાં જ અભેદ અનુભવી અનંત જીવનનો સાક્ષાત્કાર પામે છે.

૬. ત્યારે આવો મરણરૂપ વૈરાગ્ય તે જ ગ્રહણ કરવાથી સાક્ષાત્કાર થાય છે એમ સમજી કેવલ મૂઢ થઈ જવાની વાત નથી? એવું પરિચ્છેદરહિત થઈને પણ પરપ્રેમરૂપ થઈ જવું એ તત્ત્વ છે. આખા બ્રહ્માંડના વ્યાપારમાત્ર પ્રેમની લહરરૂપ, જ્ઞાનના આનંદના તરંગરૂપ

અનુભવાવા જોઈએ, સહજે જ તેમ થાય છે, માટે કહે છે કે એવા પરિચ્છેદરહિત થઈ ઇશ્ક — પરમ – પ્રેમ — અભેદ તેની જ કથા કરો, કદાપિ વાણી ઉચ્ચરો તો તે અભેદની જ ઉચ્ચરો, હાથથી બજાવવાની પ્રવૃત્તિ કરો તો તે પણ અભેદની જ કરો અને તાને ચઢીને ઇશ્કનો જ — અભેદ પ્રેમનો જ પુકાર ગાઓ, કે સર્વ કોઈ તમારા ઉપદેશને સુણી તેનો લાભ લેવો હોય તો લે. तच्चिन्तन तत्कथनमन्योन्यं तत्प्रबोधन તેનું જ ચિંતન, તેનું જ કથન, અન્યોન્યને તેનું જ પ્રબોધન એ પરમ આનંદની દશામાં જ રહો.

૭. એમ કરતાં સનમ, માશુક–ઇશ્કનું સ્થાન — જે બ્રહ્મ — તે તું થઈ જા. એ જ ખરું નિદિધ્યાસન છે. એ જ અપરોક્ષ છે જે જાણવું તે જ થવું, ને તે થવાયાની વૃત્તિ પણ વિસ્મરવી. બ્રહ્માકાર વૃત્તિ કરી, તે વૃત્તિનું વિસ્મરણ એ જ પરમાનુભવ. પણ તે એકલું જાતે બ્રહ્મરૂપ થવાથી ન થાય, એમાં તો અહંભાવ જ વૃદ્ધિ પામે; પણ પોતે બ્રહ્મરૂપ થઈ પોતે જ જે સર્વ બ્રહ્માંડ છે એમ અનુભવ લેવાથી ખરો સાક્ષાત્કાર થાય; બાહ્ય દૃષ્ટિને અંતર કરવાથી સાક્ષાત્કાર થાય અને ભેદમાત્ર વિલય પામી જાય, એમ કર. તે સારુ સનમ બ્રહ્મરૂપી જે મણિ છે તેનો સ્પર્શ કર. સ્પર્શમણિથી પણ આ સનમરૂપી સ્પર્શમણિ ઉત્તમ છે, 'સાર' છે, કેમકે સ્પર્શમણિ તો લોહને સુવર્ણ કરે છે; પણ આ તો પોતાને સ્પર્શનારને પોતારૂપ જ કરી દે છે; માટે તેનો સ્પર્શ કર, તેનો જે તે પ્રકારે અનુભવ કર: પરિચ્છેદ માત્ર ટાળી એકાકાર એકરસ અભેદ પામ. એ માટે પ્રથમ અને મુખ્ય સાધન એષણાત્યાગ અને તદ્દીન જે પ્રેમમયતા અથવા વૈરાગ્ય છે.

૨.

(કાલિંગડામાં પણ આ ગઝલ સારી થાય છે.) વિરાગને મુખ્ય અંતરાય તો ઘણા છે, પણ ગૂઢ અને સહજ લક્ષમાં ન આવે એવો અંતરાય અંતરની અતિ સૂક્ષ્મ વાસના છે. અમુક મારું છે એમ

માનવાથી તેમા રુચિ થાય છે, અને રાગ બધાય છે, ઠેઠ ક્ષુદ્ર વ્યવહારમાથી તે સમાધિ પર્યંત પણ મમત્વમૂલક જ કામ અને રાગ છે, ને તેથી વાસનાનો જન્મ છે વાસનાની બે પ્રકારની શક્તિ છે, એક તો અનાત્મભાવનામા ચિત્તને મસ્ત કરી સ્વરૂપનુ અત્યત આવરણ કરવાની આવરણ શક્તિ, અને બીજી સ્વરૂપ ઉપર આવ્યા છતાં પણ ત્યાથી વિદૂર તાણી જઈ અન્યત્ર દોરનારી વિક્ષેપશક્તિ અત્ર જે કષાયવાસના કહેવાની છે તે વાસનાની આવરણશક્તિ છે એમ જાણવુ એને રાજયોગમા "કષાય" કહે છે અને લય, વિક્ષેપ, કષાય, રસાસ્વાદ, એ ચાર સમાધિના વિઘ્ન છે, તેમાના કષાયનો આ પદ્યમા વિવેક છે सकषाय विज्ञानीयात् समप्राप्त न चालयेत् ચિત્તવૃત્તિ એકાગ્ર કરવામા શૂન્યતારૂપ નિદ્રાદિલય થાય તો પ્રબોધ પામતા જવુ, અને એમ પ્રબુદ્ધચિત્ત વિક્ષેપ પામે – વિષયાસક્તિથી દૂર નહિ, તો ધીમે ધીમે શાન્ત પાડવુ, ને શાન્ત પડ્યા છતા ગૂઢ વાસના–કષાય–થી ચચળ રહે તો વાસના માત્રનુ મિથ્યાત્વ વિચારી, જ્ઞાનપરાયણ થઈ, ચિત્તને સમતા ઉપર લાવવુ, આવો નિયમ છે

૧ દર્દદિલ એટલે હૃદયદર્દ, દુખ – ગૂઢ રાગરૂપી વાસના અય દર્દદિન ! અરે ઓ ગૂઢવાસના તુ ખતમ થઈ જા, જતી રહે, કારણ કે અહીંઆ, આ જગત્મા તારુ કોઈ નથી બધુ અત્યત મિથ્યા છે ત્રિકાલમા છે જ નહિ, તો તુ ભ્રમરૂપ જ છે, હવે તારી મેળે જતી રહે આત્મામા જ વિલીન થા 'તારુ કોઈ નથી" કેમકે આ સસારમા કોઈ ખરો દિલભર – પ્રેમી – નથી જો હોત તો કોઈ પણ પ્રકારની હિકમત કરી તને તુપ્ત કરત તારામાથી "તુંપણુ" ઉડાવી દેત, અને સર્વત્ર એકાકાર 'હુ પણ"જ, આત્મભાવ અભેદ અનુભવાવત તુ જતી રહે, તો બધુ આનદમય થશે. વાસનાના બે પ્રકાર છે, શુદ્ધ અને મલિન મલિન વાસના તો અધિકારી થયો ત્યારથી માણસ મૂકે છે જ, પણ શુદ્ધ વાસના અધિકારની વૃદ્ધિને અર્થે

અત્યંત ઉપયોગી છે, તેનો પણ હવે ત્યાગ થવો જોઈએ એમ તત્ત્વ છે. સર્વમયતા અનુભવાવે એવા પ્રેમી — ગુરુ — આ સંસારમાં ક્યાંથી મળે? મળે, ઘણાએ નવું નામ ધારણ કરે છે, પણ "ખરો" દિલભર તે નહિ; उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः તેવા તત્ત્વદર્શી નહિ. અર્થાત્ તું પોતે જ તારાં રૂપને જાણ, તું જ તારો ગુરુ થા, અને પોતે પોતામાં શમી જ आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥

૨. ઇશ્કના રસ્તા ઝીણા બારીક છે; ઘણા સૂક્ષ્મ છે, એ રસ્તે જવું વિકટ છે, એ રસ્તે ટકવું મહા વિષમ છે, ને એની પાર પડવું એક આશ્ચર્ય છે. તેમાં પણ "અહીંઆં" આ દુનીયાંમાં, આ મિથ્યા પ્રપંચમાં, તો, એ માર્ગ અધિકાધિક વિકટ છે; એટલે તે માર્ગ ઉપર ચઢીને કોઈ પણ ઠેકાણે તેં તારા દિલની ખરી કદર થયેલી કદાપિ પણ દીઠી છે? — નથી જ દીઠી. એમ છે ત્યારે રાગ શા માટે રહે છે? શાના ઉપર રહે છે? કેવલ આત્મ — અભેદ — માં જ રાગ કર, તે જ સર્વ છે, તેના સ્વરૂપને આવા આવા આસપાસના મલથી મલિન કરી, ઢાંકી નાખ નહિ.

૩. વાસનાને વાસ્તવિક રીતે પરિતોષ મળે એવું સાંસારિક વિષયોમાં, કોઈ સ્થાન નથી. પરિતૃપ્તિથી પાછળ અસંતોષ, પુનઃ તૃષ્ણા, પુનઃ પ્રવૃત્તિ એ ચક્ર ચાલ્યાં જાય છે, અને અધિષ્ઠાનરૂપ આત્માથી વિદૂર વિદૂર જવાય છે. પરિતૃપ્તિથી માત્ર મનનો કોઈક વેગ શાન્ત થાય છે. ક્ષણવાર શાન્તિ મળે છે. પણ તે શાન્તિમાંથી જ પુનઃ વાસના ઉદ્દભવે છે, ને વળી આવરણની ઘનતા ઉપચિત થાય છે, એમ અંતરમાં રહેલો એ વિષયવાસનાનો જે અતિગૂઢ રાગ છે તે આત્મદર્શનથી તૃપ્ત થવા દેતો જ નથી. એ વાસનાને વિષયોમાં પ્રસરવા ન દેતાં; વિષયોના સંપર્કથી પ્રાપ્ત થતી તૃપ્તિ માત્રનો નિર્વાહ કેવલ ક્રીસ્મતથી — પ્રારબ્ધથી જે કાંઈ પ્રાપ્ત થાય તેટલામાં કરી લેવો: प्राप्तं प्राप्तमनुभवेद्हृदयेनापराजितः હૃદયથી પરાજય પામ્યા વિના જે

પ્રાપ્ત થાય તેને અનુભવવું; પરાજય, નિષ્ફલતા, ઇત્યાદિકમાં ક્લેશ ન પામવો, કે સુખ, વિજય, સફલતા ઇત્યાદિમાં રાગ ધરી અભિમાનમાં ન પડવું. અહં – હું પણાની કર્તૃબુદ્ધિને, ઇદં – આ (બાહ્ય વિષય) એ વૃત્તિ સાથે ન જોડવી, કેવલ ફલાભિસંધિ રહિત પ્રવૃત્તિ માત્ર જે પ્રારબ્ધથી પ્રાપ્ત થાય તેને અનુભવી, વાસનાએ પોતાના સ્થાનરૂપ અંતરાત્મામાં રહેવું. જગતના જે જે ઉપયોગ, જે જે અનુભવ, તે સર્વને એવે પ્રકારે કરવામાં આવે કે પ્રત્યેકમાં જે નિર્વેદનું બીજ છે તે સમજાઈ જાય, અને તેમાં જે ચિન્મયત્વ છે તે સાક્ષાત્ અનુભવાય, તો વાસના એની મેળે વિરમતી ચાલે, ને અધિષ્ઠાનને પ્રાપ્ત કરી અનુભવવા માંડે. જગતની સ્થિતિ એ જ રીતે સફલ છે, ને એટલા જ હેતુને અર્થે મનુષ્યને જન્મજન્માંતર તથા એક જન્મમાં અનેક અનુભવની અપેક્ષા છે. જે જે ભેદભાવમાં આનંદ આવે છે તેને સંપૂર્ણ અનુભવ કરતે કરતે તે, તે અનુભવમાંથી જ નિર્વેદ ઉપજે છે. એ નિર્વેદનું કારણ તે અનુભવોનો અતિપરિચય એ નથી પણ વાસનાની અંદર પણ જે નિગૂઢ ઉચ્ચતા, ઐશ્વર્ય આત્મમયતા, તન્મયતા છે, તે ભેદમાં તૃપ્તિ માનતી નથી, એ ખરું કારણ છે. ત્યારે ભેદમાત્રનો અનુભવ આવી દૃષ્ટિથી થતાં ભેદ મૂકાતે મૂકાતે અભેદ ઉપર જવાય, એ જ જગતમાં ભ્રમણ થયાનું સાર્થક છે એમ જ "જુદાઈમાં જિગર ધોવાય" છે. વાસના બે પ્રકારની છે અશુભ અને શુભ – અશુભ વાસના તે જ આસુરી સંપત્ છે. ગુરુ શાસ્ત્રાદિના ઉપદેશ ઉપર વૃત્તિ ઠરાવી તદનુસાર આગ્રહે વર્તવાની વૃત્તિ કરવી તે શુભ વાસના છે. શુભ વાસનાથી ભેદનિવૃત્તિ થવાનો માર્ગ સમજાય છે, પણ તે નિવૃત્ત થતાં શુભ વાસના પણ નિવૃત્ત થઈ જાય છે ને અભેદ અનુભવાય છે. શુભ વાસના સંસારમલસમેત નિવૃત્ત થઈ જાય છે, અને અભેદ-માત્ર જ નિર્મલ વિલસે છે. અંતર્મુખ વૃત્તિથી આત્મા ઉપરના આવરણનો ભંગ થઈ સાક્ષાત્કાર થવા લાગે છે એ સમજી જુદાઈમાં જિગર ધોઈ લે; એમ કરવામાં કશો બાધ નથી, એટલા જ માટે "સુખે" એમ કહ્યું છે.

૪. આવું થવા માંડશે, એ પ્રકારે તું આત્મભિમુખ થશે તો જ સુખનો સંભવ છે; બાકી અશુભ વાસનાથી તું સંસારના પ્રેમ ભોગ-વિલાસ આદિ ઇચ્છશે, કે શુભ વાસનાથી પાંડિત્ય પ્રતિષ્ઠાદિમાં લોભાશે, તો કદાપિ શાન્ત થવાની નથી. પરંતુ પ્રારબ્ધથી કોઈ આવી મળે, તો તે ગ્રહણ કરવાનું જ છે. તે આવી મળેલામાં પણ આસક્ત થવું એ જ વાસનાને શાન્ત ન થવા દેવાનું નિદાન છે, દિલમાંના દર્દને કાયમ રહેવાનું કારણ છે. એકતા થયા વિના અભેદ થતો નથી, અભેદ વિના આનંદ આવતો નથી, એટલે જે મળી આવે તે તો તે તે ક્ષણે તદાકારતાથી જ ભોગવવું, પણ તે નિવૃત્ત થયા પછી, તેમાં જ બંધાઈ જવું, એ રીતિ સારી નથી. એવી દરકાર હે દર્દદિલ ! તારે કરવાની રહી જ નથી; કેમકે કોઈ "તારું" હોય એમ નથી, સર્વ પોતપોતાનાં છે; સર્વે પોતપોતાને અર્થે આવી મળે છે, કોઈ "તારે" માટે આવી મળતું નથી; એમ તેં સર્વની સ્હગાઈ, સર્વની મિથ્યા વૃત્તિ, અનુભવી છે. છતાં હે વાસના ! શા માટે હજી આદુર્ભાવ પામે છે, તું વિરામ જ પામી જા, ખતમ્ થઈ જા. રહસ્યમાર્ગ જાણનારાં નિરંતર કેવલ વર્તમાનમાં જ વિહરે છે; એથી તેમને કશો વિક્ષેપ આવતો નથી, અને અભેદ બન્યો રહે છે. કેવલ દ્રષ્ટા થઈ રહેવાથી, અનુભવ ઉદય પામી વાસના–ક્ષય થાય છે. કેવલ વર્તમાનમાં જ રહે અને ભૂતભવિષ્યથી નિવૃત્ત થતાં તું જાતે પણ નિવૃત્ત થઈ આત્માનુભવમાં ઠરી રહે. વાસના રહેશે તો ભલે રહે, પણ તે અભેદની જ વાસના બની રહેશે એટલે પૂર્ણ છે.

૫. પદાર્થભોગાદિને રહેવા દે, તેમાં આસક્ત ન થા, ગમે તેવા વિષયોની પાછળ દોડવું વ્યર્થ છે, "ખાલી" છે, ને એ ખાલી છે માટે જ એમાં વાસના ભરાય છે. અને ગુંચવાઈ પડી વધારે વધારે વધતી ચાલે છે, – દોડાદોડ અને કલેશ એ રૂપ જ ફલ થાય છે. માટે એવું ખાલી દોડવાનું મૂકી દે. તું જે દર્દરૂપ છે તેની તબીબી, રોગની

પરીક્ષા કરી ઔષધ આપી મટાડવાની યુક્તિ, કોઈથી બનનાર નથી તું તારી પોતાની મેળે, સ્વવિચારથી, દૃશ્ય–માત્રનો પોતામાં વિલય કરી અભેદ અનુભવશે ત્યારે જ ગુરુ આદિ કે દેવાદિ કોઈના પ્રસાદથી કે તું શાસ્ત્રોના વચન ઉચ્ચારી તર્કજાલમાં વાતમાત્રનો પગાજય કરે તેનાથી, એ તબીબી કદાપિ થવાની નથી, તારા પોતાના પુરુષાર્થ ઉપર બધો આધાર છે

૬ શુભ કે અશુભ, પ્રગટ કે ગૂઢ, એકે વાસનાને રહેવાનો અવકાશ નથી, રહેવામાં સાર નથી, તેણે તો જવું જ જોઈએ એમ કહ્યું ત્યારે સર્વના મિથ્યાત્વની બુદ્ધિ થતાં અંતઃકરણ નિરાલંબ થઈ જઈ અત્યંત નિરાશ બનશે, ને પરમ કલેશ થશે તે ટાળવા માટે કહે છે આવા નિરાલંબતારૂપ ભાવનો શોક ન કર, હકને યાદ કર હક જે સત્ય, ઈશ્વર, તે હું છું, એમ જણાવી સર્વત્ર આત્મમયતા સૂચવી હતી, તે હકને યાદ કર, તું બ્રહ્મ છે, સર્વમય છે, સર્વ તું ને તું સર્વ એવી વસ્તુગતિ જ છે, તેના ઉપર હવે દૃઢતા કર, તેને જ અનુભવ, આવરણ માત્રનો ભંગ કરી સ્વપ્રમાણે સ્વરૂપને જો જેમ મનસૂરને ફાંસીએ ચઢાવતી વખતે પણ તેણે એ વચન કહ્યું હતું, તેમ હે વાસના ! તારા આધારમાત્ર વ્યર્થ કરવાથી તું મરવા પડી છે તો તે સ્થાને પણ મનસૂરની પેઠે હકને સંભાર ભેદદૃષ્ટિનો તો વ્યવહાર કેવો છે કે જેને જેટલી ગરજ હોય તેટલી યારી કરે છે ને તે ગરજ પતી ગઈ કે પેલી યારી પણ પતી જાય છે, ને વળી વધારામાં એ થાય છે કે એવી યારી કરનાર, પોતે જ વિના કારણ બદગોઈ, નિંદા, ખોટી વાતો, કરવા મંડી જાય છે ભેદદૃષ્ટિનો આશ્રય કરતાં તો આવો મહા અનર્થરૂપ કલેશ પ્રાપ્ત થાય છે અભેદદૃષ્ટિ — હક — સ્વરૂપ — અભેદ — નો આશ્રય કરતા કેવલ પરમાર્થરૂપ આનંદ થાય છે, માટે જ તું ખનમ્ થઈ જા, સર્વત્ર અભેદ અનુભવ

૭ એ જ નિર્ણય વધારે સ્પષ્ટતાથી કહે છે, આ સૃષ્ટિનું ત્યારે

મૂલજ આશા છે, તો હે વાસના! તું કાંઈ ન બને તો છેવટ એટલું જ કર કે નિરાશામાં બીજી શી આશા નહિ એવી થઈ જા, અને એમ થવામાં જ તું પોતે પણ ગાયબ, ગુમ થઈ જા, એટલે એમાંથી જ દૈવી સંપત્તિના પરમાનંદની, અમરત્વની નિર્ભયતાની અભેદ-સાક્ષાત્કારની, મઝા મળશે, અભેદ અનુભવાશે આ પ્રકારે કષાયરૂપ નિર્મુક્ત થવાનો માર્ગ કહ્યો છે એ વાસનારૂપ કષાય જતા અહીં આ ને અહીં આ જ મુક્તિ અનુભવાશે શ્રી યોગવાસિષ્ઠમાં કહ્યું છે यदि सर्वं परित्यज्य तिष्ठस्युत्क्रान्तवासन अमुनैव निमेषेण तन्मुक्तोऽसि न संशय સર્વનો પરિત્યાગ કરી વાસનારહિત થઈ જાય, તો તું આ નિમેષમાં જ મુક્ત છે એમાં સંશય નથી

૩.

વાસના એ જ અભેદાનુભવમાં વિક્ષેપનું મુખ્ય અને અતિગૂઢ તથા સૂક્ષ્મ કારણ છે વાસના વિલય થાય તો આખી સૃષ્ટિ વિસ્તારનાર જે મન તેનો નાશ સહજ છે અર્જુને શ્રીકૃષ્ણને યથાર્થ કહ્યું છે चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् મન ચંચલ છે, મથી નાખનાર છે, બલવાન છે, એનો નિગ્રહ એવો તે વાયુને રોકવાના જેવું દુષ્કર કાર્ય છે પણ એનો નિગ્રહ બને છે તે તે અભ્યાસ અને વૈરાગ્ય બેથી પુનઃ પુનઃ ચિત્તને ઠેકાણે લાવવાનો જે પ્રયાસ તે અભ્યાસ અને ચિત્તને વિક્ષેપ પમાડનાર જે વાસના તેની અસારતા સમજી વિક્ષેપકારણનો જ વિનાશ સાધવો તે વિરાગ अभ्यास वैराग्याभ्यां तन्निरोधः એમ યોગસૂત્રની પણ આજ્ઞા છે यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरं ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ચંચળ અને અસ્થિર એવું મન જ્યાં જ્યાં ખસી જાય, બહિર્ભાવ પામે ત્યાં ત્યાંથી પાછું તેને ખેંચી આણી આત્માને વશ રોપવું શ્રીમદ્ ગૌડપાદાચાર્યે પણ કહ્યું છે કે विक्षिप्तं शमयेच्चित्तं विक્ષેપ પામે તો પાછું શમાવવું એ પ્રકારે અભ્યાસ તો ચાને છે જ, તેવો

અભ્યાસ ચાલવાને લીધે જ આગળના પદ્યમાં "ખતમ અય દર્દ દિલ થઈ જા" એમ વિક્ષેપના કારણરૂપ કષાયવાસનાને નિર્મૂલ કરવા સંસારની અનિત્યતા આદિ કહી આવ્યા. પણ વાસના એવી વિચક્ષણ શક્તિ છે કે તે ગમે ત્યાંથી પણ આખી સૃષ્ટિ રચી કાઢે છે; વગર ભીંતે આખું ચિત્ર દેખાડે છે, ને એમ ચિત્રને વિક્ષેપ ઉપજાવ્યાં કરે છે, જેથી અભેદાનુભવમા વિઘ્ન આવે છે. વિરાગ ભાવના દૃઢ થવી જોઈએ, તો વાસનાનો પરિત્યાગ સંભવે છે. પદાર્થોદિની અનિત્યતા સમજવાથી જેમ વિરાગભાવના થાય છે, તેમ પદાર્થોની આત્મીયતા સમજવાથી પણ વિરાગભાવના થાય છે. વાસના અહંપ્રત્યય દ્વારે પ્રવર્તે છે, એ અહં પ્રત્યયનો વિષય જે આ એક દેહાદિ છે, તેને સ્થાને સમષ્ટિ દેહાદિ હોય તો વિક્ષેપનું કારણ રહેતું નથી, અભેદ થઈ રહે છે, ને ગમે તે વાસના ઉઠે તો પણ ઉઠે તેવી શમે છે, વિક્ષેપ કરી શકતી નથી, કારણ કે અહંથી વિરુદ્ધ, જે ઇદં, તે, પછીથી રહેલું નથી, એટલે દ્વૈત વિના વિક્ષેપ ક્યાં થાય? આ પ્રકારના વિરાગ ઉપર હવે લક્ષ કરાવે છે. પદાર્થોની અનિત્યતાની ભાવના કરવારૂપ વિરાગ તો આગલા પદ્યમાં કહ્યો છે; ને કષાય નિર્મૂલ કરવાને અર્થે એ ભાવનાનો ઉપયોગ સમજાવ્યો છે. હવે વિક્ષેપ નિર્મૂલ કરવાને અર્થે વાસનાને સર્વમય, પ્રેમમય, અભેદરૂપ, થવાનો બોધ કરી, દ્વિતીય પ્રકારનો વિરાગ, જે રાજયોગનું અતિગૂઢ તત્ત્વ છે, તે સમજાવે છે. અભેદાનુભવની પરોક્ષ ઝાંખી પામેલો આત્મા બોલે છે.

૧. ઘણા સમયથી અનેક વિલાસો કરાવનારી ને તેથી છોડવી ન ગમે તેવી હે પ્યારી વાસના! તું હવે જવા દે, મને રમાડવાનું મૂકી દે, અને આજે અનેક સુખદુઃખ, આશાનિરાશા, રાગદ્વેષ, ઇત્યાદિ બંધનોરૂપી સૃષ્ટિ તેં મારી આગળ પાછળ રચી મૂકી છે, તેને ફરી ફરીને વધારે વધારે કસી કસીને બાંધ નહિ. હું એ બંધનોને તોડી નાંખું છું, તું તેમને ફરીથી, કસીને બાંધે છે; ને એવું એક એ

વાર નથી થતું, પણ ફરી ફરી થયાં જાય છે. સ્થૂલ વાસના મટે છે, તો પણ સૂક્ષ્મ વાસના મટતી નથી, અને એ જ સર્વ કરતાં બલવતી છે, ત્યારે એવાં બંધન ફરી ફરી ન બાંધતાં હવે તારે શું કરવું ? આતશય ઇંધક — પ્રેમાગ્નિ — અભેદ પ્રેમનો જે અગ્નિ છે તેનાથી એ બધાં બંધનને છાર કરી નાખવાં, બાળી નાખવાં અને એકતારથી તારી મારી સાથે, એકતાર થવું, અભેદ અનુભવ કરવો, વ્યષ્ટિ ઉપરથી દૃષ્ટિ કાઢી નાખી સમષ્ટિમય થવું. એમ શુભ વાસનાવિલય સાધવો ને નિર્વાસન થવું. જો તારે મારી આ વાત ન માનવી હોય, તો તું તારો ચરણ મારા ગળા ઉપર મૂકીને મારી નાખ, એમ મરતાં પણ આ બંધન છૂટી જાય, મરવાથી કાંઈ વાસનારૂપી બંધન છૂટતું નથી, પુનરપિ જનનં પુનરપિ મરણં એ જ વાસનાનું પરિણામ છે. જે તને આ પ્રકારે ઉપદેશ કરનારો, તારે આધીન રહેનારો, અહંકાર રૂપ આત્મા હું છું તેને માર, એટલે તે અહંકાર રૂપ આત્મા મરી જતાં તું પણ મરી જ જશે અને કેવલ સર્વ સાધારણ સર્વમય શુદ્ધ ચૈતન્ય — આત્મા — રહેશે, જેને બંધન ત્રિકાલમાં હતું એ નહિ, — છે પણ નહિ. એ રીતે અહંકાર મરવા માટે આવશ્યક છે કે શરણમાં શિર ઝુકાવવું જોઈએ, એટલે પ્રેમભાવ ઉદય પામવો જોઈએ, સર્વમયતાની આર્દ્રતા આવવી જોઈએ. એ પ્રકારે વાસનાને, પોતાને મારવાની વિનતિ કરી, જે અત્ર સમજાવ્યું તે જ કહે છે કે હે રસીલિ ! હે વાસના ! તમારી રાજી હશે તેમાં હું પણ રાજી છું, કેમકે મારે કાંઈ બંધ નથી, હું સ્વતંત્ર, સર્વમય, આત્મા છું, અને તારા વિલાસોથી કાંઈ વિક્ષેપ હવે થવાનો નથી. તું તો રસીલી છે, વિવિધ વિલાસ કરવાને નવાનવા સર્ગ રચવા એમાં જ તને રસ છે, તો ભલે જેવી તારી ઇચ્છા થાય તેવી પ્રવૃત્તિ કર, એથી હું પણ રાજી છું, હું તે બધાને અભેદાનંદની જ લહર રૂપે અનુભવું છું, અને એમ મારા પરમ સ્વાતંત્ર્યમાં વિલસું છું.

૨. મારા દિલમાં પ્રેમથી કરીને વિકરાલ, કદાપિ કશાથી ડરે

નહિ, શમે નહિ, 'એવી ઝાળ ઊઠી છે, અભેદ ભાવનાનું મનન નિદિધ્યાસન કરતાં કરતાં એ પ્રેમરૂપ અગ્નિ પ્રકટ થયો છે. એ પ્રેમની જ્વાલા શું કરે છે ? જે જે વસ્તુ એમાં આવે છે, જ્યાં જ્યાં એનો પ્રકાશ પણ પહોંચે છે, તે વસ્તુમાં અને ત્યાં, તે બીજી તેવી જ જ્વાલા ઉપજાવે છે. અમે એમ સર્વત્ર પોતે પોતાને જ જોતાં પ્રેમમયતા —અભેદ— વિસ્તારે છે. એવી આ પ્રેમઝાળ મારા દિલમાં ઉઠી રહી છે તેમાં, જો કોઈ પણ વસ્તુ — પદાર્થ — ગમે તે; — તું વાસના પોતે, ઇંધન થાય, એ ઝાળનું બળતણ થઈને અંદર આવી જાય, તો તે એકતાર થઈ જાય, એ જ્વાલારૂપ — પ્રેમરૂપ — અભેદ — થઈ જાય. એમાં આ શબ્દો કહેતાં લાગે છે તેટલી પણ વાર લાગે નહિ ને એમ થવાની સાથે જ વિશ્વ — ભેદમયતારૂપી નામવિસ્તાર — તેનો કશો સંબંધ રહે નહિ; વસ્તુ, દેશ, કાલ, એ ત્રણે પરિચ્છેદની પાર જે અપરિચ્છિન્ન અભેદ તેનો અનુભવ થાય; એ તાત્પર્ય છે કે વૃત્તિ જો અભેદાભિમુખ થઈ હોય તો ભાવનાના પરિપાકે કરીને એકતાર થવાય; અને જે વાસના શુભત્વ પામી છે તેને વિશે આભિમુખ્યની શંકા નથી જ. પ્રેમનો આવો અર્થ કયાંથી કર્યો ? જગતમાં ભેદ ન ભાળતાં અભેદ જ અનુભવવો એ પ્રેમ કેમ કહેવાય? પ્રેમ, પ્રેમ કરનાર, ને પ્રેમવિષય, એ ત્રણ વાતો ભેદ — વિના, પ્રેમ બને જ કેમ ? તે ઉપર કહે છે કે એવો પ્રેમ તે સાચો પ્રેમપ્રકાર નથી. ભેદનો સ્વીકાર કરીને જેટલો પ્રેમ થાય છે તે તો એક સ્વાર્થ જ, પોતાની કોઈ મતલબ, તેવા પ્રેમમાં કારણ હોય છે; જ્યાં કારણ છે ત્યાં ભેદ છે, સ્વાર્થ છે, માયા છે; ભેદ છે ને માયા છે ત્યાં અહંભાવ છે. અહંભાવમાં પ્રેમનો અવકાશ જ નથી. કેવલ અહંભાવ શૂન્ય જે પ્રેમ તે પ્રેમ છે. તો હવે તારે આ પ્રેમઝાળમાં હોમાઈ એકતાર થવું જોઈએ. અહંભાવ ગયો એટલું કહેવામાં જ વાસનાને અવકાશ નથી.

૩. શરણે આવી વાસનાને પોતાથી અભેદ પામવાનું કહેનારની

યોગ્યતા શી છે એવું પણ વાસના પૂછે જ! તું એમ પૂછે કે મારો હાલ કેવો છે? તો એટલું જ ઉત્તર છે કે હું તો બેહાલ છું, અદ્-ભાવગ્દિન હોવાથી મારે અમુક હાલ હોઈ શકતો નથી. મારો હાલ તારી નજરમાં, કાંઈ ન્યૂનાધિક જણાતો હોય તો તું તેટલો એ હાલને સુધાર, અને મને, તારી મરજી પ્રમાણે, નિહાલ કર;—તું એમ કરશે તેથી મારામાં કાંઈ પણ ફેરફાર થવાનો હોય તો એટલો જ કે અભેદ રૂપી ધન મને મળ્યું છે તેમાં તારો જેટલો નવો અનુભવ થશે, તેટલો વધારો થશે; મને તો જે અભેદ છે તેનો તે જ અધિક દીપિત થઈ અનુભવાશે, ને તું એ રીતે મારી સાથે ઐક્ય પામી વિક્ષેપથી વિરમશે, કદાપિ તારી મરજી હોય કે મારે તારા નામનું જ ભજન કરવું, બીજું કાંઈ ન કરવું, તો ત્યાં સુધી પણ મારી તૈયારી જ છે તું તું ને તું એ જ રાત દિવસ રટયાં કરું, કે રામ — સર્વત્ર અભેદ રૂપે રમી રહેલું જે નિજનામ — આત્મા ..અહં તેને રાત દિવસ રટયાં કરું તો તે ઉભયે મારે તો એકનું એક જ છે. અહં અને ઇદં—હું અને આ — હું અને તું — એવો ભેદ જ નથી, ત્યાં તારું નામ રટવાની તારી ઇચ્છા હોય-તો તેમ કરવામાં પણ હું મને ધન્ય ધન્ય માનીશ. આમ ગમે તે પ્રકારે તું રમાડશે, નચાવશે, તો રમવા, નાચવા, હું તત્પર છું, મને એમાં અભેદાનંદનો વિલાસ જ અનુભવાઈ આનંદ આવે છે, પરંતુ આવી રીતે હું તને વશ રહું છું તેમાં તું જો તારા મનમાં જુદઈ રાખીને રમાડતી હોય, તો, તો, કયામતનો દિવસ મારા ઉપર આવ્યો એમ જાણજે. તું જુદાઈ રાખીને વ્યવહાર કરે તેથી મરી જવાય તો ઠીક. પણ આ તો કયામત જ આવી પડે. ને તેમાં પણ મને કાંઈ સારું ન મળે, પણ શરીર-વેધન — શરીર વિંધાવા રૂપ મહા પરિતાપ જ મળે. માટે તું જુદાઈ રાખીને આ બધો ખેલ મને રમાડીશ નહિ, મને ગમે તે કર, ગમે તે કરાવ તેમા આનંદ ને આનંદ જ છે. શુભ વાસનાથી વિક્ષેપ થાય કે અશુભ વાસનાથી વિક્ષેપ થાય, પણ જ્યા સુધી તે વાસનામાં જ્ઞાનીને અભેદ નિરોધિની વૃત્તિનો ભાસ-

નથી ત્યાં સુધી વિક્ષેપ કેવલ અકિંચિત્કર છે, વિક્ષેપ નથી મિથ્યાચારઃ સ ઉચ્યતે એમ ગીતામાં તથા તેઽપ્યજ્ઞાનતયા નૂનં પુન યાન્તિ યાન્તિ ચ એમ અપરોક્ષાનુભૂતિમાં કહેલું જ છે. એવા અ જ્ઞાનીને ભેદવાસના મહા દુઃખકર થઈ પડે છે, અને વિષયોના ગમાગમથ અર્થાત્ ત્યાગ અને યોગથી, શોક હર્ષાદિ બહુ પરાભવ પમાડે છે. યોગવાસિષ્ઠમાં કહ્યું છે કે અર્ધપ્રાપ્ત વિવેકસ્ય ન પ્રાપ્તસ્યામલં૫દમ્ ચેતસસ્ત્યજતો ભોગાન્ પરિતાપો ભૃશં ભવેત્ અર્ધ જ વિવેક જેમને પ્રા થયો છે તેવાં ચિત્તને ભોગનો ત્યાગ કરતાં મહા પરિતાપ થાય છે.

૪. વાસનાને આવો ઉપાલંભ આપતાં તે કહે છે કે હું તો તમારી જ છું, શા માટે એવો વિતર્ક કરો છો? માટે વળી કહે છે કે જો એમ જ હોય તો, ફરીથી કદાપિ ફેરવવાનો વખત ન આવે એ પ્રકારે વિચાર કરીને એક વાર એમ કહે કે 'હું તન અને મનથી સર્વથા તારી છું' એવું કહેવામાં પણ તારા ખરા દિલથી ઇકરાર કર, કેમકે તું તો ઠગની છે, જોતા જોતામાં ચાર રમતો રમી લે ને રમાડી લે એવી, ઠગની છે, તેથી ખરી પ્રતિજ્ઞા કરીને કહે કે, મારું મન — ને — તારું મન — તે વચ્ચે એક તાર જેટલી, તાંતણા જેટલી પણ જુદાઈ નથી, અને એક જ છે, ભેદમાત્ર અભેદથી અભિન્ન છે એવી વાસના દૃઢ થઈ ગઈ છે; એમ નિર્ણય કર, હે પ્યારી! તું જો સાચો ઇકરાર કરતી હોય તો હવે ઘડી ઘડી તારી નજર બદલાવી દૃષ્ટિ દૃષ્ટિમાં નવી નવી સૃષ્ટિ વિસ્તારી, મને શા માટે નચાવે છે! પણ એમ નાચવામાં એ મને હરકત નથી; ક્ષણં બાલો ભૂત્વા ક્ષણમપિ યુવા કામરસિકઃ ક્ષણં વિત્તૈર્હીનઃ ક્ષણમપિ ચ સંપૂર્ણવિભવઃ એમ ક્ષણે ક્ષણે નટની પેઠે વિવિધ વેષે નાચવામાં મને હરકત નથી. તું જેમ નચાવશે તેમ નાચીશ; પણ તું માત્ર એટલું જ કહે કે હું ધન્ય ધન્ય થઈ છું; તારી આવી આ દીનતાથી કૃતાર્થ થઈ છું, અભેદમાં અભેદ થઈ છું. સૃષ્ટિમાત્ર અભેદના જ વિવર્ત છે. એમ અભેદાનુભવ થયા પછી વાસના પણ

અભેદની જ રહે છે. अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः । अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ એવું અનંત નિરવધિ, સાનંદાશ્ચર્ય જ વિલસે છે.

૫. જો તારાથી 'હું ધન્ય ધન્ય થાઉં છું;' પરમ સાક્ષાત્કાર પામી, ચૈતન્ય વિલાસની એકતા જ અનુભવું છું, એમ ન સમજી શકાતું હોય, અને જુદાઈનો ગંધ તારા મનમાંથી જતો ન હોય, તો તો ખ્યાલ માત્ર મૂકી દે; હું હવે તારા સંબંધમાં રહેનાર નથી. શુભ અને અશુભ શુભવાસના, પોતાની વૃદ્ધિથી જ ક્રમે ક્રમે પરમાર્થ સિદ્ધ કરે છે; ને બ્રહ્મકાર વૃત્તિ કરાવી, પોતે પણ નિવૃત્ત થાય છે. તથા અવિશેષમાં બ્રહ્મમયતા અનુભવાય છે. અશુભ વાસનાની નિવૃત્તિને અર્થે દૃઢ પુરુષાર્થ કરવો આવશ્યક છે. જો વાસનાને ભેદભાવના થતી હોય, તો તો હે વાસના ! તું મારો ખ્યાલ મૂકી દે, હું બલવત્તમ પુરુષાર્થથી તારો પરાજય કરીશ. શુભાશુભના મિશ્રણરૂપ તું હોઈશ અને ઘડીમાં ભેદ ઘડીમાં અભેદ એમ તારી "ઠગાઈ" નો ખેલ ચલાવીશ તો પણ પ્રબલ પ્રયત્ને હું તને નિવૃત્ત કરી શુભ રૂપ બનાવીશ. જો તું ભેદભાવથી અત્યંત રહિત થઈ કેવલ શુદ્ધ જ હોય તો 'બાલની પેઠે એકમન' બાજી બનાવ. બાલકો જે કોઈ રમત રમે છે તે એકમન થઈને રમે છે. વર્તમાનમાં જ વિહરે છે, એ પ્રકારે, બાલની પેઠે, એકમન રહી, હે વાસના ! તું આ આખા જગતની જે બાજી વિસ્તારી રહી છે. તેને ખેલ, સર્વત્ર બ્રહ્મનું જ દર્શન કર, આત્મમયતા જ જો, મેં ફકીરી કર્યાં છતાં જે આ તારી ઉપાસના કરવા રૂપ પરસ્તી તે કાંઈક ખર આવી કહેવાય, સર્વનો ત્યાગ કરી ફકીર થયો છું, છતાં તું મને મૂકતી નથી; ત્યાગદશામાં પણ હું ત્યાગી, હું પંડિત, હું જ્ઞાની, એવી અનેક જાલમાં ભમાવે છે, એટલે એમ તારી પૂજા મારે કરવી પડે છે, એ મ્હોટું અધમનું કામ છે, પણ તેનું તેજ સહજ સુધરી શકે એમ છે, ખર આવે એમ છે. તું જે મારી "બુત"—મૂર્તિ—છે તે બ્રહ્મધન—કેવલ

બ્રહ્મરૂપ થઈ જાય, જે જે કલ્પના ઉઠાવે તે બ્રહ્મ રૂપે જ દેખાડે, તો ફકીર થયા છતાં પરસ્તી કર્યાનું કાંઈ પાપ નથી બ્રહ્મસાક્ષાત્કાર થઈ અભેદાનુભવ થયા પછી વ્યવહાર ગમે તેવો હોય તેથી કશો બાધ નથી શ્રી યોગવાસિષ્ઠમાં કહ્યું છે.आगता ब्रह्मणो मुक्त्वा संसारमिहलीलया। पुनर्ब्रह्मत्व संस्मृत्य ब्रह्मण्येव विलीयते ॥ વાસના સંકલ્પ – બ્રહ્મથી જ ઉઠે છે, સંસારને લીલારૂપે ભોગવે છે, અને પુનઃ બ્રહ્માકાર થઈ, બ્રહ્મ થઈ રહે છે. ત્યારે આ રીતે 'બ્રહ્મધન' થઈ જવાનો પ્રકાર કહે છે કે હું તારો જ છું, આખું બ્રહ્માંડ છે તે તારું જ છે, હું અને તું, દ્રષ્ટા અને દશ્ય, અહં ને ઇદં, એ ભેદ આ તનમાં, આ મારા અંગમાં નથી. આ તન હું અને તું, તેનું, બનેલું નથી. કેવલ અભેદમય છે. તેને તું તારું માન, અને તું પણ અભેદમય થા. અભેદરૂપી સાગરની લહર રૂપે પ્રવૃત્ત થયાં કર, એમ થવાથી અભેદ રૂપી રંગ મચી રહેશે.

૬. એ પ્રકારે અભેદની શુભ વાસના થવાને અર્થે ઉત્તમોત્તમ પ્રેમભાવના જોઈએ, ત્યારે જ પ્રેમવિષય જે આત્મા, તેના રૂપ થવાના તેનો આખો સ્વભાવ પ્રત્યક્ષ થાય, ભાવનામાત્ર, વાસનામાત્ર તેના જ વિલાસ થઈ રહે. આ હું વક્તા તેનું જે મન છે, તેની જે જે વૃત્તિ છે, ઘડી ઘડી, અને પળે પળે, જે વૃત્તિના ઉર્મિ રમે છે, ને અભેદાનંદની લહરો અનુભવે છે, તે તું જો બરાબર સમજે, તે રૂપ જ તું પણ થાય, ભેદ એવી વાસના જ વચ્ચે કદાપિ ઉદય થવા ન દે, તો હું તારો પ્રેમ સાચો છે એમ માનું. એવી બ્રહ્મભાવના થવામાં વિક્ષેપ લોકલાજ. શું કહેશે ? પ્રતિષ્ઠા શામાં ગણાશે ? એ વિચારો તેમજ મર્યાદા સંબંધીના વિચારો છે. પણ વસ્તુતઃ તે જુઠી છે, જો એવી લાજ મરજાદથી થતી જે જુદાઈની જુદાઈ તેને તજીને, જો આ તારું મન, નિજથી જ રમે, પોતે પોતાને જ રમન, રમનાર, રમવાનું અનુભવે, સર્વત્ર આત્માભેદ પામે, તો ભેદનો વિક્ષેપ થાય નહિ, અને તેમ થાય ત્યારે જ શુભ વાસનાનો પરિપાક થયો કહેવાય. પ્રેમ સાચો

ગણાય, વિક્ષેપનો અવકાશ રહે નહિ. આવો અભેદ થાય, એ જ મારી સર્વદા તારી પાસે યાચના છે. તું કેવલ પ્રેમમય થઈ અભેદમય થા એ જ યાચના છે. શી રીતે થવું ? એ પ્રશ્ન કરીશ નહિ, મારા પોતાના મનમાં હૃદયમાં, વાણીથી વર્ણન કરી ન શકાય, તેવો અગાધ, પ્રેમ ભરપૂર જામેલો છે, તેમાં જ તું ડૂબી જો. વિક્ષેપાદિનો અવકાશ રહેશે નહિ, સર્વત્ર સમતાનો ઉદય થતાં, એટલે સમાનપ્રતિ મૈત્રી, અધિકપ્રતિ હર્ષ, કનિષ્ઠપ્રતિ દયા અને વિરોધી પ્રતિ ઉપેક્ષાનો પૂર્ણ અભ્યાસ થતાં, આવો પ્રસંગ સહજમાં થઈ રહેશે. હે સખિ ! હે વાસના ! એટલું જ તું સંભાર કે આ મારું વકતાનું મન, અને આ તારું પોતાનું મન, એવાં બે જુદાં મન જ નથી, ઉભયમાં જે વિજ્ઞાતા છે તે એકનો એક જ છે. एको देवः सर्वभुतेषु गूढः સર્વમાં સાક્ષી તેનો તે જ છે, તેનાથી જ તું, હું, સર્વ તે તે રૂપે છીએ; માટે એટલી જે તારી સ્વભાવસિદ્ધ સ્થિતિ તેને સંભાર, તારા સ્વરૂપને ઓળખ, એટલે તું તારી મેળે વિક્ષેપ પામતી અટકશે. તારી મેળે જ વિચાર કર, એટલે તું શાન્ત પડશે.

૭. આ રીતે વૃત્તિનો વિક્ષેપ રોકવાને મૃદુ માર્ગ અથવા રાજયોગની એવી યુક્તિ છે કે પ્રથમે તો વૃત્તિમાત્રને ‘ વૃત્તિ હું નથી, હું તો તેનો દ્રષ્ટા છું ’ એ ભાવના દૃઢ રાખીને નિરીક્ષણ કર્યા કરવું, પરંતુ એવી ભાવના દૃઢ ન થાય, તો જે ભાવના થાય તેનાથી વિરુદ્ધ ભાવનાઓ એ ભાવનામાં ભંગ કરાવે છે પુન. દ્રષ્ટારૂપ ભાવના અને દ્રષ્ટાનો જ બધો દૃશ્ય વિલાસ છે. એ ભાવના સુસ્થ રહે છે. એકંદર વૃત્તિ અને ભાવનાનું સ્વરૂપ જોતા આપણા અનુભવમાત્ર પણ એ જ નિયમને વશ વર્તે છે. આપણને કોઈ પદાર્થના અભાવથી મહાદુઃખ થાય છે જો તે એવી ને એવી પ્રબલ રહેતી હોત તો આપણે ક્ષણ પણ જીવી શકત નહિ. અભાવજન્ય દુઃખભાવના અભિભૂત થાય છે કે અસ્ત થાય છે, ત્રીજો માર્ગ રહેતો નથી. એ ભાવના કરતાં કોઈ અધિક બલવતી ભાવના ઉપજે, એ દુઃખ કરતાં વિષમ દુઃખ

આવી પડે, કે એ દુઃખને ઢાંકી નાખે તેવી કોઈ પ્રવૃત્તિ કે તેવો કોઈ કર્તવ્યનો કે આનંદનો પ્રસંગ આવી પડે તો અવશ્ય તે તે ભાવનાથી પ્રથમની ભાવનાનો અભિભવ થાય છે. પણ અભિભૂત વાસના ક્વચિત્ સહકારી મળતાં પુનઃ ઉદ્બોધ પામી ક્ષણભર કવેશ ચમકારી જાય છે. આવો અનુભવ સાર્વત્રિક છે. અજ્ઞાત રીતે થઈ જાય છે. આપણે તે અનુભવને જાણી ઉપજાવીને ઉપયોગમાં લેતાં નથી આવો જે અનુભવ તે જ્ઞાનીઓ જ્ઞાનપૂર્વક લે છે, અજ્ઞાની કાળે કરીને પ્રારબ્ધવશાત્ કરે છે; જ્ઞાનીઓ જ્યારે અતિ ઈષ્ટ એવો આ અભિભવ સાધી શકે છે, ત્યારે અજ્ઞાનીઓ તે અભિભવનો સમય આવતા સુધી એક બે દશ કે સો હજાર જન્મ પર્યંત પણ પીડાયાં કરે છે એ જ પુરુષાર્થનો અવકાશ છે કે આ અભિવાદિની યોજના જ્ઞાનથી સ્વતઃ કરી લેવી. જ્ઞાનીઓ તે યોજના એવી સરલ યુક્તિથી અને સહજ રીતે કરે છે કે જેથી ઉદાહરણમાં કહેલી અભાવજન્ય દુઃખભાવનાનો અભિભવ સાધવા કરતાં અસ્ત જ સાધી શકાય. દુઃખભાવનારૂપ વૃત્તિનો ઉપરાગ દ્રષ્ટાને લાગવાથી દુઃખાનુભવ થાય છે, પણ તે ઉપરાગ કે તે વૃત્તિ કે તે અનુભવ એ કાંઈ દ્રષ્ટાના ધર્મ નથી. એટલે દ્રષ્ટાના અવિકારત્વની ભાવનાને પૂર્વભાવનાના સામી અનુભવમાં આણે છે. એથી પણ આગળ જઈ વૃત્તિને ચલાવનાર વિષયમાત્ર મનઃકલ્પિત છે, મનોનાશ થતાં આખા જગતનો નાશ છે, એવી અનિત્યતાની, મિથ્યાત્વની, ભાવનાને પણ ઉભ્ભાવનાના સામી અનભવે છે. ઉપર એથી પણ આગળ વધી દ્રષ્ટા અને (મિથ્યા એવું પણ જે) દૃશ્ય તેનો ભેદ નથી, દ્રષ્ટા જ સર્વ વિવર્તી રહ્યો છે, એમ અભેદ ભાવનામાં ઉક્ત ભાવનાનો અત્યંતાભાવ અનુભવી લે છે. ભાવનામાત્ર ત્યારે જ સફલ થાય છે કે જ્યારે બલવત્તમ હોય, પોતાના ખરા હૃદયની હોય, આખા હૃદય પ્રદેશને આરપાર ભરીને છલકાય તેમ વ્યાપી રહેલી હોય, – પણ તેવી ભાવના વસ્તુસ્થિતિ યથાર્થ જાણ્યા વિના ઉપજતી નથી, માટે જ વેદાન્તમાં જ્ઞાનની શ્રેષ્ઠતા કહી છે. જ્ઞાનને જ મોક્ષ કહ્યો છે. આ બધો મૃદુ માર્ગ છે.

કઠિન માર્ગમા પ્રાણાયામ, સાધનક્રમ ગુરુસેવા, યજ્ઞ જપતપાદિ દેવદર્શનાદિ, અનેક કહેલા છે વાસનાને વિક્ષેપ ટાળવો ઇષ્ટ છે, પણ વાસના વિવિધ પ્રકારે પ્રવર્તી ભમાવ્યા વિના રહેતી નથી, તેને ઉદ્દેશીને કહે છે કે હે વાસના, તારી પ્રીતિ પામવી, તુ અમુક કરી આપે, અમુક સાધી આપે, એવી આશા રૂપે તુ પ્રવર્તે છે ત્યા તને તૃપ્ત કરવા તારો પૂર્ણ પ્રેમ પામવા, હુ આવીને તારે બારણે પડુ, આસુની ધાર વહેવુ, તો તેથી તુ તૃપ્ત થશે ? પ્રસન્ન થશે ? ઉત્તર કે ના, નહિ થાય કેમકે 'ન તોયે તુને દયામન' તુ તો એમ કર્યો પછી પણ ભમાવે છે, નચાવે છે, જ્યાવે છે — વિવિધ યાચનાઓ કરાવે છે, પણ આપતી નથી એટલી બધી કઠિન છે તુ મારો છેડો પકડ્યો છે તે મૂકીને ચાલી જા મારે તારો ખપ નથી ને હુ તને આધીન થવાનો નથી આશાની ભાવના સામે દીનતા ભાવના કશા કામની નથી, એનાથી પૂર્ણભાવનાનો અભિભવ ન થતા ઉલ્ટી તેની ઉદ્દીપ્તિ થવાની છે આશાની વાસનાના વિક્ષેપની વિપુલતા જ થવાની છે — એના સામે તો 'મૂકી દે દામન' એવી તિરસ્કારની ભાવના, કે ઉપેક્ષાની ભાવના, કરવી જોઈએ તેના વિના વિજયનો સભવ જ નથી હુ તો સર્વની પાર છુ, ને મારુ આ મન 'હવે શુ કરશે ! દુખી થઈ જશે ?' એમ જે તને લાગે છે તે ખોટુ કે એ મન સર્વદા સુખી ને સુખી જ છે ઉપેક્ષાની ભાવના પણ જ્ઞાનપૂર્વક છે સર્વની પાર એટલે વૃત્તિ અને ભાવનામાત્રના દ્રષ્ટા રૂપે પરમ અવિકૃત હુ નિર્લેપ છુ એટલે પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા ઉપભોગ અન્યને દુખ રૂપે ભાસતા હશે, પરતુ હુ તો અવિકૃત સર્વદા સુખ રૂપ આનદઘન છુ ! તને પણ છેક મારામય કરી લેઉ, તુ પણ એક મારો જ વિવર્ત છે એમ અનુભવી લેઉ ત્યા સુધીનુ મારુ સ્વરૂપ અને સામર્થ્ય છે પણ તારો વિનાશ સાધવા કરતા તુ જ એકતાર બની રહે, મારામય થઈ રહે તે જો તારા લક્ષ્યમા ન ઉતરતુ હોય, તો હવે જા, મને ત્યજ, અને મારુ શુ થશે એની ચિતા ન કરીશ ભાવનાથી ભાવનો વિનાશ સાધી

પોતે અવિકૃત દ્રષ્ટા રૂપ રહી એકતારમા રમવું એને જ અનુસરી વિક્ષેપ વાસનાનું શમન કરવાનું છે. પરતુ તત્ત્વ તો એ જ છે કે 'બની રહે છે એકતાર'. દ્રષ્ટાના વિવર્ત રૂપે જ વાસનામાત્ર પણ અનુભવવી.

⊙

૮. જ્ઞાન થાય છે, મિથ્યાત્વ સમજાય છે, સ્વરૂપ ઓળખાય છે. અનુભવના પણ ક્ષણિક ઝબકારા થઈને ચાલ્યા જાય છે, છતા મારું શું થશે? મારા કુટુબાદિ શુ કરશે? આ જ્ઞાનાનુભવમા શો લાભ થશે? — ઇત્યાદિ અનેક કલ્પનાઓ વિક્ષેપ પમાડ્યા જ કરે છે એ કલ્પનાના નિદાન રૂપ વાસનાને કહે છે કે હે સખિ! હુ દુખી જ રહેવા ઇચ્છું છુ એમ સમજીને તુ ત્યા ખાઈશ નહિ કેમકે એ પ્રેમ કેવો છે કે દિલને જરા જરા ચોરી રાખીને કરેલો પ્રેમ છે, આખા દિલથી કરેલો પ્રેમ નથી, ને જે આખા દિલથી કરેલું નથી તે કદાપિ પણ પરિતૃપ્તિ આપતુ નથી જ્ઞાનાનુભવ પ્રબલ થને થતે વાસના થોડી થોડી દબાય છે, કોઈ કોઈ વાર નષ્ટવત્ થઈ જઈ અનુભવને ઉદય થવા દે છે, પણ કેટલો? વીજળીનો ઝબકારા પણ વધારે વાર ટકે છે, પરંતુ એ અનુભવ વધારે વાર ટકતો નથી તુરત જ એક કે બીજી વાસના વચમા પેદા થઈને વિક્ષેપ ઉપજાવે છે આવો અપૂર્ણ વાસના-ક્ષય કામનો નથી, સંપૂર્ણ થશે તો જ આનદ આવશે અભેદ વિના બીજી વાતમા સુખ જ નથી તારી દયાની તો મને ગરજ પણ નથી. એ રીતે ક્ષણિક પ્રેમ જોવો એ તો માયા જ છે એમ જણાવવાને જ પ્રેમને બદલે "માયા" — માયા — જેને સામાન્ય રીતે લોકો પ્રેમના અર્થમાં વાપરે છે તે શબ્દ "ન ખાઈશ મયા" ત્યા વાપરેલો છે જે ક્ષણિક પ્રીતિ અને તે ઉપર નિત્ય વિક્ષેપનો વ્યવહાર છે, તે મયા નથી માયા જ છે એને એનાથી કદાપિ પાર પમાવાનો નથી, અભેદાનદ રૂપી જે સામો પાર તે આ મિથ્યા વિક્ષેપ રૂપ નદીમા તણાવાથી હાથ આવતો નથી પણ હવે બધી ચિંતાનો ઉપસંહાર એ છે કે અત્યત ઉપેક્ષાની ભાવના સાથે મિથ્યાત્વ ભાવના અનુભવના વાસનામાત્ર શાત

પડી જશે અને દ્રષ્ટાનો સર્વત્ર અભેદ અનુભવાશે. જે ક્ષણિક અનુભવો પણ થાય છે, તેથી એમ તો સમજાય છે કે એવો અભેદ સાક્ષાત્કાર છે, શક્ય છે, અનંત અસીમ આનંદ છે. માટે જ વાસનાને છેવટ કહે છે કે મારા મનનો આવો જે પ્રેમભાવ છે, તે તારાથી ઝીલી ન શકાતો હોય તો અત્યંત દૂર થઈ જા, તારા દૂર થઈ જવાથી કદાપિ મને 'મનમા આસુ આવશે' એમ ગૂઢ પીડા થશે, તો તે પણ ભલે થતી, એવાં આંસુ દિન અને રાત, ત્રણે કાલમાં ભલે વહેતાં, વાસનાને વિરોધી ભાવનાથી શાંત પાડતાં જે અભેદાનંદ અનુભવાય છે તેના હર્ષનાં એ અશ્રુ છે, તેથી તે નિરંતર રહે તે જ મારી પરમ અભેદાનુભવની ઉર્મિ છે, વાસનાને માટે મારામાં અવકાશ જ નથી.

૪

(આશાવરીમાં પણ ગવાય છે)

વૈરાગ્ય થયા છતાં, આવરણભંગ થયા છતાં, વિક્ષેપ શાંત થયા છતાં રસાસ્વાદરૂપ દોષ રહે છે. સ્વરૂપલાભનો જે આનંદ થાય છે તેમાં જ મન ઠરી જઈ 'આ મહાસુખ છે' એવી અભિમાન વૃત્તિ (અસ્મિતા) ધારે છે ને તેથી પુનઃ પાત થાય છે, એને રાજ્યોગમાં રસાસ્વાદ કહે છે એ રસાસ્વાદનું વર્ણન હવે પ્રકૃત છે.

૧. જે ભેદાનુભવી છે તેને 'હું અભેદાનુભવી છું' એ વૃત્તિ ન થવી જોઈએ એટલું જ નહિ, પણ જગતમાત્ર અભેદમય છે, સર્વત્ર મુક્તતા જ છે એવો સાક્ષાત્કાર પણ રહેવો જોઈએ. અપરોક્ષાનુભૂતિમાં શ્રી શંકરાચાર્યે કહ્યું છે : निर्विकारतया वृत्या ब्रह्माकारतया पुनः वृत्तिविस्मरणं सम्यक् समाधिरभिधीयते॥ પ્રથમે વૃત્તિ નિર્વિકાર થવી જોઈએ અને પછી તેનું પણ સારી રીતે વિસ્મરણ થવું જોઈએ સારે સમાધિ થાય. કઠોપનિષદમા પણ अविज्ञातं विजानतां विज्ञातमविजानतां ઇત્યાદિ કહેલું સુપ્રસિદ્ધ છે. ત્યારે 'મને અભેદ થયો છે' એ વૃત્તિનો આશ્રય કરીને કહે છે કે કોઈ, આ જગતમાં ગુરુ, આચાર્ય, સંત,

ઇત્યાદિ નામથી પ્રસિદ્ધ થયેલા કોઈ, મને આજ, આ ક્ષણે જ એવું બતાવે તો ઠીક; એવું કે જેથી સર્વત્ર અભેદનો અનુભવ થવા રૂપી સામ્રાજ્ય પ્રાપ્ત થાય. જે અભેદાનંદ મને અનુભવાયો છે તેનો કોઈને અનુભવ હોય તો તે મને બતાવે.

૨. હું નિરંતર 'અભેદ' એટલો જ મંત્ર જપું છું, કોઈ કોઈ મંત્રના જાપથી જે અનેક સિદ્ધિઓ થાય છે, તે બધી આ અભેદ મંત્રના જપથી મને થાય છે. એ અભેદ મંત્રને હું જપું છું; અને મારો ધર્મ, સંપ્રદાય, પંથ બીજો કોઈ નથી, પણ તે એ અભેદ જ છે. અભેદ–પંથ તો સાંભળ્યો નથી .તે ઉપર કહે છે કે બધા માર્ગ તો ભેદ 'થી બન્યા છે, એટલે ભેદમાત્ર આ અભેદને વિષે ગળી ગયા છે, ઓગળી ગયા છે, અભેદમાં સમાઈ ગયા છે, એ સર્વની પાર અને સર્વમાં અભેદ છે. આવો જે અભેદ તે જ મારો વેદ છે— જે ચાર વેદ પ્રસિદ્ધ છે તેમાંનો કોઈ વેદ મારો વેદ નથી—સર્વ વેદ તથા ઉપનિષદ્‌ના તત્ત્વરૂપ જે અભેદ તે મારો વેદ છે, અભેદમાં વેદ નથી જ, એ ઉપર બૃહદારણ્યક કે अत्र पिता अपिता भवति माता अमाता. भवति वेदा अवेदा भवन्ति।...અત્ર પિતા અપિતા થાય છે, માતા અમાતા થાય છે....., વેદ અવેદ થાય છે. આવો જે અભેદ તે કોઈ મને બતાવે છે?

૩. અભેદ વસ્તુ કેવી છે! એના વ્યાવહારિક ઉપર જે જે મળી શકે તેનું નિરાકરણ કરી આપે છે, અને પોતાના આનંદનું વર્ણન કરી વિશેષ આનંદ લે છે, કે તમે પ્રેમને, પુણ્યને, પરમાર્થને અભેદ કહો છો, પણ તે કોઈ અભેદ નથી, એ તો નામમાત્રનો વિસ્તાર છે. પ્રેમમાં બે ભિન્ન વ્યક્તિનાં હૃદયનું ઐક્ય થાય છે એટલે તે અભેદ છે, પુણ્યમાં પોતાના ભેગું પારકાનું ઇષ્ટ કરવાની વૃત્તિ રહે છે એટલે તે અભેદ છે, પરમાર્થ જે મોટા તે અર્થે કરેલું યજ્ઞયાગાદિ કર્માનુષ્ઠાન તેમાં તે તે અનુષ્ઠાનના ફળ સાથે વૃત્તિનું ઐક્ય છે એટલે પણ અભેદ

છે; અર્થાત્ દેવતા ગુરુ આચાર્યાદિ ઉપર પ્રેમ, દીન, દરિદ્રી આદિ ઉપરે ઉપકાર દ્વારે પુણ્ય, અને ધર્મ કર્માદિ ફલ રૂપ પરમાર્થ, એવી જે વ્યાવહારિક વ્યવસ્થા છે, તેને તમે 'અભેદ'ને સ્થાને બતાવી શકશો. તો તે ઠીક છે; પણ એ બધાં 'અભેદ' નથી, એ તો અભેદનો અર્થ જેમાંથી ભાસે એવાં નામ માત્રનો વિસ્તાર છે, બાકી એ બધાંનો તાત્ત્વિક અર્થ તો 'સ્વાર્થ' એટલો જ છે, 'ભેદ' એટલો જ છે, પ્રેમમાં હૃદયનું ઐક્ય છતાં પરસ્પરના સ્વાર્થની દૃષ્ટિ નિરંતર વિદ્યમાન રહે છે, તેમાં સહજ વિક્ષેપ પડતાં પણ હૃદયનું ઐક્ય તૂટવાનો પ્રસંગ આવી જાય છે; પુણ્યની પ્રેરણામાં પણ પરલોકપ્રાપ્તિ પ્રતિષ્ઠા ઇત્યાદિ ભાવો સ્વાર્થનાં જ રૂપાન્તર છે; પરમાર્થમાં તો મને મોક્ષ મળે, મને સ્વર્ગ મળે, એ સ્વાર્થબુદ્ધિ પ્રકટ જ છે; બૃહદારણ્યકાદિમાં સ્પષ્ટ કહ્યું છે, आत्मनः कामाय वै सर्वं प्रियं भवति જે જે કાંઈ પ્રિય લાગે છે, તે આત્માને અર્થે પોતાને અર્થે પ્રિય લાગે છે, તે તે વસ્તુને અર્થે પ્રિય લાગતું નથી. અભેદ તો એક 'વિચાર' જ છે. એ કાંઈ વસ્તુ નથી, દૃશ્ય પદાર્થ નથી, ભાવનામાત્ર છે, ને તે 'અનામી' છે, એને અમુક નામ આપીને વર્ણવી શકાય એમ નથી, 'અભેદ' એવું નામ આપવું પણ ઉચિત નથી. 'ભેદ નહિ તે' એવું નામ જ આપી શકાય છે; એટલે એને 'અભેદ' એવા ભેદના નિષેધવાચક નામથી કહીએ છીએ પણ ભેદનો નિષેધ તે શું? એ કહી શકાય તેમ નથી. મન અને વાણીની પાર એવો જે આ અભેદ તેઆજ ને આજ કોઈ મને બતાવે?

૪–૫. પ્રેમ ઇત્યાદિ તો, અભેદરૂપી જે મ્હોટો પટ વિસ્તરેલો છે, તેમા પૂરેલા ચળકતા રંગ છે, ભેદ તો વિદ્યમાન જ છે, હું તું મરી જતાં જ નથી, પણ તેમાં ભાત ભાતના ને ઓછી વધતી ચમકવાળા રંગો પૂરેલા જણાય છે, તેથી ક્ષણવાર વૃત્તિ અત્રતત્ર ઠરે છે, ને આ અભેદ હશે, એમ માને છે. આખું વિશ્વ, હું અને તું,

દ્રષ્ટા અને દશ્ય, એમાં સમાઈ રહે છે, ને એ આખા વિશ્વમાં વિવિધ રંગો ચળકી રહે છે, પણ જ્યાં સુધી દ્રષ્ટા પોતે જ દશ્ય થતો નથી, પોતે જ દશ્ય છે એમ અનુભવતો નથી, ત્યાં સુધી એ બધા ચળકતા રંગ, કોઈ વાર પણ અભેદ થવા દેતા નથી. ઉલટા ભેદને વધારે છે. એવો રંગનો મને ઘણોએ અનુભવ છે ને તેથી જ હું આ પ્રકારે તેમનું વર્ણન કરી, તેમને અભેદમાંથી બાતલ કરું છું. ત્યારે એ પ્રેમ પુણ્યાદિ પારનો જે અભંગ અભેદ તે કોઈ મને બતાવશે? હા, બતાવશે; અનેક ધર્મો વિદ્યમાન છે, અનેક ગુરૂ વિદ્યમાન છે, કહે છે કે એમને શરણે જવાથી પણ અભેદ ક્યાં મળવાનો છે? એમનો તો વિચાર જ કરવા જેવો નથી, કેમકે એ બધા તો પોતપોતાની દુકાનો કહાડીને બેઠેલા છે, પોતાનો નિર્વાહ કરી રહ્યા છે, તો તેમની પાસેથી અભેદની આશા પણ રાખવી વ્યર્થ છે એટલે જે 'અભેદ'ના આનંદમાં હું આ ગાઉં છું, તે અભેદનું તાન મારી સાથે કોઈ લેનાર હોય તો આવો. એ અભેદ મને બતાવો.

૬-૭. એમ ધારવામાં આવે છે કે અનેક શાસ્ત્રોનું અવલોકન કરવાથી, ઘણીક વાદવિવાદ સામગ્રી પ્રાપ્ત કરવાથી, વેદાંતાદિની પરિભાષાઓને સમજી સ્મરણમાં રાખવાથી, અભેદ જ્ઞાન થાય છે, પણ તેવું કાંઈ નથી, અભેદ જો લાગનાર હોય તો એક ઘડીમાં એક ક્ષણમાં, એક પલમાં, નિમિષ માત્રમાં, લાગી જાય છે, એ રીતે લાગવામાં પણ એમ નથી કે એવી ક્ષણ આવે ત્યારે થશે, એ તો અત્યારે, આજ ને આજ, પણ લાગી શકે એમ છે કોઈ પણ સ્થાને, કોઈ પણ પ્રકારે, જેને અભેદનો અનુભવ છે, તેને અભેદ સમજાતાં કે અનુભવાતાં કશી વાર નથી, જેણે હું અને તું એ બેને ભૂલી જવા જેવો 'પ્રેમ' અનુભવ્યો હશે, તેને કરવાનું એટલું જ બાકી છે કે એ આનંદના સ્થૂલ અધિષ્ઠાનને અત્યંત વીસરી જઈ સર્વત્ર તેનો તે આનંદ અનુભવવાનો છે. આમ છે એટલે આજ ને આજ અભેદ થઈ

શકે છે એમ કહેવાના સાધનરૂપે "પ્રેમ પદારથ" પારખે તેને 'અભેદનું સામ્રાજ્ય સહજે પ્રાપ્ત કરે છે, એમ કહેવું અત્યંત ઉચિત જ છે. આવી જેની સરલ યુક્તિ છે એવો અભેદ કોઈએ અનુભવ્યો હોય તો વિચારી જુઓ. ત્યારે એ પ્રેમનું સ્વરૂપ જાણવું આવશ્યક છે, પ્રીતિ, મૈત્રી, પ્રેમ, સ્નેહ, દયા, રસ, રંગ, ઇત્યાદિ અનેક નામથી તેનો જગતમાં વ્યવહાર થાય છે. તેવા પ્રેમમાં 'અભેદ' નો આનંદ અનુભવાતો નથી, સ્થૂલથી વિમુક્ત થઈ જઈ, પ્રેમમાત્રના અભાવે પણ જે પોતાનું અને પ્રેમપાત્રનું ભિન્નત્વ ભુલી કેવલ પ્રેમ એવા ભાવમાં આત્મા વિલીન થઈ જાય છે, પરમ પ્રમોદની શાન્તિ અનુભવે છે, તેવો એ પ્રેમ નથી. તમે જે પ્રેમ દીઠો છે તે સ્થૂલની એક વેઠમાત્ર કરી છે, અભેદનો માર્ગ બતાવનાર પ્રેમ અનુભવ્યો નથી. માટે એવાં પ્રેમાદિ તે અભેદનું અંગ નથી. અભેદના આનંદમાં મોહ અનુભવીશું.

૮–૧૦. સ્થૂલથી રહિત એવું ભેદભાનરહિત જે પ્રેમસ્વરૂપ અને તેના અનુભવથી સમજાતો જે અભેદ, તે તો સર્વત્ર છે, અભેદ પામવાની શક્તિ સર્વમાં રહેલી છે, સ્થૂલની સાથે સંબંધ કરીને લોકો તે અભેદમાં વિક્ષેપ ઉપજાવી ભેદજન્ય દુઃખપરંપરામાં કૂટાય છે. માટે જ કહે છે કે, હું માં, તું માં, સર્વમાં, દ્રષ્ટા અને દૃશ્ય, સર્વમાં, એ અભેદનો અભેદ જ વિલસે છે, અભેદ સાગરના વિવિધ તરંગ માત્ર જ દ્રષ્ટા દૃશ્ય ભાસે છે, એમ અભેદ જ સર્વત્ર છે. અભેદથી જ સર્વ છે, સર્વને તે અભેદ અનુભવવાનું સામર્થ્ય છે, ને સર્વે અભેદના જ વિવર્ત છે. આવા અભેદના સ્થાનરૂપ કોઈએ વ્યક્તિનો પ્રેમ થયો હોય, ને એવા પ્રેમનો પણ અનુભવ હોય, તો એ પ્રેમ અભેદના અધિકાર રૂપે માની શકાય, માટે જ પુનઃ પ્રેમના આવા કેવલ ભાવમય, સ્વરૂપને જણાવવા કહે છે કે હુ જે દ્રષ્ટા તે તું જે દૃશ્ય તેમાં છું, અને તું જે દૃશ્ય તે હું જે દ્રષ્ટા તેમાં છે, એવો અભેદ અનુભવાય

નહિ, તો કેવળ એક હુ ને એક તુ એટલાને વળગી રહેનો સ્થૂલ પ્રેમ તે તો 'જુદો નેહ' છે, અભેદનો અધિકાર આપી શકે તેવો પ્રેમ નથી. 'હુમા' અને 'તુમા' એમ કહ્યુ, પણ એમ જ વસ્તુગતિ છે એમ ન જાણવુ, વસ્તુગતિ તો એ જ છે કે હુ તેજ તુ, અને તુ તેજ હુ —દ્રષ્ટા તે જ દૃશ્ય, અને દૃશ્ય તે જ દ્રષ્ટા, એવી અભેદની ઊડી ગુજ—ઊડી આટી છે એનો યથાર્થ અનુભવ શાન્ત વિચાર દ્વારે થશે તો જ પ્રેમનુ તત્ત્વ સમજાશે, વસ્તુમાત્રનુ તત્ત્વ સમજાશે, અભેદનો માર્ગ જડશે એવા અનુભવને લીધે જ હું આવુ કહેવા સમર્થ થાઉ છુ, મારા આનદના તાનમા આવુ ગાઈ બતાવી, ને એ આનદને અધિક અનુભવુ છુ, એમા જેના હૃદયને રસ લાગે તે આવો કે જે પ્રેમ કરનાર, દ્રષ્ટા, ને પ્રેમવિષય જે પ્રેમસ્થાન તુ દૃશ્ય તેની આસક્તિમા, તેના પ્રેમમા, હુપણુ જ ભુલી જાઉ, તોપણ પ્રેમ કૃતાર્થ છે, પ્રેમમાથી જે અભેદ જાણવો છે તે હાથ આવવાનો માર્ગ થતા પ્રેમની કૃતાર્થતા છે આવો અનુભવ સ્થૂલ પ્રેમમા ભટકનાર પામશે તો પણ વારવાર અભેદ સુલભ છે

૧૧ જગતમા તો મન, વાણી, અને કર્મ, એ ત્રણ થકી અનેકાનેક ખેલ પ્રવર્તે છે, પ્રેમનુ નામ દે છે, મનમા અપ્રેમ રાખે છે, અને કર્મ કૃતઘ્નીનુ કરે છે, વેદાતનુ નામ દેઈ મન, વાણી કર્મથી જુદા જુદા પ્રકાર દર્શાવનારા પણ તેવા અનેક છે, મનકર્મવાણી ત્રણુની એકતા રાખી, સ્થૂલનો ત્યાગ કરી, ભાવનામાત્રમા પ્રેમને અનુભવનાર જ પ્રેમી છે, એ સિદ્ધાત લક્ષમા રાખી એવા "ખેન" જે અનત છે તેમા ભ્રમણા પામવાનુ કાઈ કારણુ નથી એવા પ્રેમ ખેનને પ્રેમ કહીને આપવામા આવે તેથી સહૃદયોને, પ્રેમીઓને, તેમા પ્રેમનો સ્વાદ આવતો નથી વિષ જે સોમલ તે પણ ધોળો છે, શાકર પણ ધોળી છે, પણ શાકરનુ નામ દેઈને સોમલ પાવાથી તેમા શાકરનો સ્વાદ આવતો નથી જ, જ્યા અભેદાનદી આનદ દેખે ત્યા જ પ્રેમ છે, અન્યત્ર પ્રેમ નથી.

૧૨. અભેદાનંદીઓના અનુભવને જ પૂછે છે કે તમે એ અભેદ-વો છે તે જાણો છો એટલે મારા કહેવાનું તત્ત્વ સમજી તમે આવો, મને ભેટો. જે પરમ સત્ય છે, सत्यमेव जयते नानृत सत्येन पन्था विततो देवयानः ઇત્યાદિ, શ્રુતિ છે, તેમાં જે સત્યને સર્વાધાર, સર્વમય, અભેદ કહ્યું તે સત્યરૂપ તમે છો; સુખ કે આનંદ એકલા અનુભવવા કરતાં પોતાના હૃદય જેવા હૃદયવાળાની સાથે અનુભવતાં અનંતગણુ-વૃદ્ધિ પામે છે, માટે અભેદાનંદમાં ઝીલવા તમે અભેદાનંદીઓ આવો તમે જ સાચાં છો, સત્યરૂપ છો, હું તમારો છું, તમારો દાસનો દાસ-છું, તમે પોતે જ છું, તમે કશો ભેદ જાણશો નહિ. 'અવાજ' એવો કાવ્યમાધુનીની ભાષાને અનનુકૂલ, કઠોર, શબ્દ વાપરવામાં પણ આ નામમાત્રનાનું અધિક મિથ્યાત્વ જણાવવાનો જ ધ્વનિ છે.

૫

( કાફીની ધૂનમાં ગવાય છે.)

૧ 'પ્રેમ' એ વાત જે સમજવામાં આવી છે તે યથાર્થ છે-એ પ્રેમનો પ્યાલો પીધાં કરવો, એને પીતાં કોણ ધરાયું છે? કોને દ્વ થયો છે? મેં અભેદ પ્રાપ્ત કર્યો, કહેનાર તો પ્રેમને પરિમિત-બનાવી દે છે, પરિછિન્ન કરે છે, કેમકે કહેનાર કહેવાનું ને સાંભળનાર એવો પરિચ્છેદ અથવા ભેદ વિના પ્રેમ કહેવાનું બને તેમ નથી. અભેદ અનુભવનારે તો તે કહેવામાં એમ છે જ નહિ, પ્રેમનો પ્યાલો નિરંતર પીધાં કરવો, એનાથી કોઈ ધરાયું નથી, એના વિષે કહેવામાં આનંદ નથી.

૨. આધિ, વ્યાધિ, ને ઉપાધિ, એ ત્રણેનું કારણ અહંભાવ ને અભિમાન. એના વિના બીજું જણાતું નથી, "હું અભેદ પામ્યો છું,

એવો અભેદ પામ્યાં હો તે આવો." એમ કહેનારનામાં તે જ અભિમાન વૃત્તિનો આવિર્ભાવ છે, તો તેને શા માટે આશ્રય કરવો? એ અગ્નિ તો સળગી રહેલો જ છે, ચાલતો જ છે. એમાંથી મુક્ત થઈને અભેદ પ્રાપ્ત કર્યો છે, એ અગ્નિનું અતિ સૂક્ષ્મ કારણ જે અભિમાન તેને. પણ "નેહને નીરે" પ્રેમ રૂપી જલથી બુઝાવી નાખવો, ઓલવી નાખવો, અભેદ વૃત્તિમાં અહંવૃત્તિનું પ્રવિલાપન કરવું, "હું માં તું માં સર્વમાં" ઇત્યાદિકથી તે, "હું તે સર્વ ને સર્વ તું" ઇત્યાદિ પર્યંતમાં જે પ્રકાર બતાવ્યો છે તે રીતે અનુભવ કરવો, એવા આનંદનો અવધિ નથી. તેથી કોણ ધરાયું છે?

૩. એ નિરવધિ આનંદનો પ્રકાર એવો છે કે જેમ પીવાશે તેમ અધિકાધિક દીપતો ચાલશે, તેનું ભાન તો નિત્ય ક્ષણે ક્ષણે ક્યાં સુધી પીવું? કે પીતે પીતે પડી જવાય, એનો નશો એવો આવી જાય કે ભાન ભૂલીને પડી જવાય, વૃત્તિમાત્રનો વિલય થઈ જાય વૃત્તિ विस्मरणम् सम्यक् એ અનુભવ થાય, ત્યાં સુધી પીવું, ઉઠીને પણ પાછું એનું પ્રેમપાન પીવા માંડવું, ને વળી વૃત્તિ વિસ્મરણ સાધવું; એ પ્રકારે પીતે પીતે જ પરમપદ જે અવિક્ષિપ્ત અભેદાનંદ તે પામી શકાય છે. पीत्वा पीत्वा पुनः पीत्वा यावत् पतित भूतले। उत्थाय च पुनः पीत्वा पुनर्जन्म न विद्यते આ શ્લોક વામમાર્ગને અનુસરનાર મદ્યમાંસાદિ પંચમકારની ઉપાસના કરનાર પોતાના મદ્યપાનના સૂત્ર રૂપે વારંવાર ઉચ્ચારે છે. પણ તેનો અર્થ લૌકિક મદ્ય પીવા પરત્વે નથી, કેવલ ભાવગમ્ય જે અભેદમદ્યનું ભાન છે તે પીવા ઉપર છે, પ્રેમ જ્યાં સુધી કોઈ સ્થૂલ શરીરને અવલંબીને પ્રેમ કહેવાય છે, અભેદ જ્યાં કોઈ વ્યક્તિઓને લક્ષમાં રાખીને મનાય છે ત્યાં સુધી અનાચાર, અનીતિ એ વિના બીજું કશું ઉદ્ભવતું નથી. પણ જે પ્રેમ કોઈ પણ સ્થૂલના ઉપર દૃષ્ટિ કરતો નથી તે અભેદનો માર્ગ કરી આપે છે ને પરમપદે લઈ જાય છે, એ પ્રેમ સ્થૂલના અભાવે પણ ભાવમાત્રમાં પુષ્ટ ન થઈ

શકે, સ્થૂલતા ધીમે ધીમે વીસરી જઈ શુદ્ધ યતા ન જાય, તો તે પ્રેમ નથી, જ્યારે કેવલ ભાવમય થઈ રહે, સર્વત્ર સમાન થઈ શકે, અને આર્દ્રતામય, દયામય, સર્વમય, હૃદયરસમાં વિલાન થઈ, સ્વભાવને ભૂલી અભેદ અનુભવી શકે. પ્રેમમાંથી સ્થૂલતા કાઢવી, વેદાન્ત વચનોના સ્થૂલ અર્થને મૂકી ભાવરૂપ અર્થ અનુભવવો એ જ આંટી છે, ને એમાંથી જ અભેદનો માર્ગ છે.

૪. આ જગતમાં સુખ કીયે ઠેકાણે દીઠું ? જે સ્થૂલ વાતનો આશ્રય કર્યો તે તે વાત તો કેવલ અનિત્ય નીકળી અને સુખ આવ્યું નહિ, એવાં સુખનો આશ્રય કરતાં તો, "દેહ સીજવાનો" જ વખત આવ્યો. શરીરને જાણે હલકા પણ બુઝે નહિ તેવા અગ્નિમાં દાટીને સીજવવા માંડ્યું હોય તેવા દુઃખની જ પ્રાપ્તિ થઈ. કારણ એટલું જ છે કે પ્રેમને તમે સમજતાં નથી માટે તે પ્રેમ વિના દેહ સીજાય છે. જે કેવલ ભાવમય પ્રેમ છે તે અનુભવશો તો આનંદ વિના બીજો સંભવ જ નથી. એવા પ્રેમ વિના દેહને શા માટે દુઃખ પમાડો છો ? મૌન રહી એ પ્યાલો પીધાં જાઓ, એનાથી કોઈ ધરાતું નથી, જેણે જેણે એ પીધો તે બધાં શમી જ ગયાં છે.

૫-૬. મારું ને તારું એવી સૂક્ષ્મ અહં મમત્વની વાસનાને મૂકી દેઈને પ્રેમભાવના માત્રમાં જ વિલીન થઇ હું પણ પ્રેમ, મારું પણ પ્રેમ એવી ભાવનાથી પ્રેમ માત્ર જ ગાયા કરવો, એમ કરવાથી જ કેવલ પ્રેમમયતા અનુભવાશે એવો પ્રેમભાવ અનુભવી એ પ્રેમતાને ચઢી ને પ્રેમરસ નિરંતર ઝીલ્યાં કરો, એની સીમા નથી, એનાથી તૃપ્તિ નથી, એવા પવિત્ર પ્રેમમાં કશા નિયમો હોતા નથી, નિયમો હોવા એ તો ભેદનો જ પરિણામ છે, પુનઃ પ્રેમને મલિન કરવાનો માર્ગ છે, એવા નિયમ, એવા ભેદ એ કશું. આ પ્રેમમાં સમજવું નહિ, એમ થતાં જ આનંદપરંપરાનો નિઃસીમ અનુભવ ઉદય થઈ મૂગો રસ ભોગવાશે.

૭-૮. આવી રીતે વૃત્તિ વિલય થતાં ખરેખર આ પ્રાણીએ, મેં,.

આજને માટે નહિ પણ ત્રિકાલને માટે સર્વદા એ પ્રેમપાન પીધું, મ
એનો સાક્ષાત્કાર થયો હવે કહી શકાવવાનું જ નથી ખરી વાત છે
પાનથી ધરાવાતું નથી. તેને તો નિત્ય પીધાં જ કરવું. એ જે પાનાર
તે પણ હું છું, પાનાર છે તે પણ હું છું ને પીવાનું જે કાંઈ છે,
પણ હું છું, એમ કરતા કારણ કાર્ય એવી ત્રિપુટી માત્ર હું આત્મ
જ છું ને એમ હું, હુંમાં કે સર્વમાં "હુએો" છું. હું વિદ્યમાન
સતે અવિદ્યમાન છું, અવિદ્યમાન સતે વિદ્યમાન છું, ઉભયની મધ્ય
-છું એમ પ્રેમરસના મૌન આનંદમાં જે છું તે છું, એ પાનથી ધરાવાતુ
નથી કે કોણ છું? કેમ છું? તે હું કહી શકું. પીવાં જાઓ એટલું જ
કહેવું પૂર્ણ છે.

૬

(ખમાચયની ધૂનમાં પણ આ ગઝલ સારી લાગે છે.)

પ્રેમ એ જ સિદ્ધાન્ત છે, તેથી આ પદને સિદ્ધાન્તોર્મિ સિદ્ધાન્તની વૃત્તિ થતાં જે ઊર્મિ ઊઠી તે નામ આપેલું છે.

૧. જામપૂરક એટલે છકનો જામ, છક હકીકી, અદ્વૈતના સાર એ પ્રેમના પ્યાલામાં કહીં કહીં કોયે કોયે સ્થાને અને કોયા કોયા પરમાણુમાં કેવી કેવી અવર્ણ્ય ખૂબી ભરી છે! જે પ્રેમના પ્યાલાને સાધન રૂપે હવણાં જ કહી આવ્યા, તેનું પાન પુનઃ પુનઃ કરવાથી આવી ખૂબીનું ભાન થયું છે. વિશ્વની ખૂબી જિંદગીમાં તેમ ખુદાઈ ઐશ્વર્યમાં રહેલી છે. વસ્તુ પદાર્થાદિ છે, એ પ્રત્યયના જે જે વિષયો તે સર્વને અદ્વૈતમાં જીવ કહે છે, ને જે જે અસ્તિત્વ છે તે બધું ઝીંદગી જ છે; એના પ્રકાર, એના વ્યવહાર એ સર્વનું વિલોકન કરવું બને તેમ નથી, એના વિલોકનથી જ અનેક શાસ્ત્રો ભરેલાં છે. એમ જ, ખુદાઈ ઐશ્વર્ય યોગક્ષેમ, ખાનપાન પ્રાપ્તિ, ઉપાર્જન, રક્ષણ, ઇત્યાદિ પશુવત્ આહારનિદ્રાભયમૈથુનાદિ વ્યવહાર જણાય છે તે પારના ઐશ્વર્યમય -જે વ્યવહાર, રૂપ ખુદાઈ પણ એ ઝીંદગી ભેગી જ, જ્યાં ઝીંદગીની

જીવનની સાથે જ જે ખુદાઈ-ઐશ્વર્ય-અનેક ભવ્યતા, સૌંદર્ય, જ્ઞાન આદિ ભાવના, વિચાર, તેની સાથે રહે છે તેની પણ ઉત્પત્તિ શી રીતે માનો છો? ઝીંદગી તો પરમાણુઓને સંઘાતમાંથી ઉત્પન્ન થતી એક શક્તિમાત્ર છે, જ્ઞાનવિચારાદિનો બહારના સંબંધોને લઈ નાડીઓમાં જે ફેરફારો થાય તેનું જ એક નામ છે. આવું ઉત્તર તે વાદીઓ આપે તો તે ઉપર સિદ્ધાન્તી કહે છે કે જડ એવાં પરમાણુ અને જડ એવી નાડીઓ તે આ રીતે જીવ અને જ્ઞાન દર્શાવી શકે છે એમ તમે કહેતા હો તો અમે એમ જ માનીએ છીએ કે જેને તમે જડ કહો છો તેમાં પણ કયાં કયાં ઇશ્કની 'હવા' વ્યાપી ગઈ છે! પરમાણુ અને પરમાણુમાં ઇશ્ક જ ભરેલો છે, તમે જેને ઇથર કહો છો અને જેને સર્વવ્યાપી માનો છો, તેવી રીતે ઇશ્કની હવા સર્વવ્યાપી છે. એમ ન હોય તો જે જડનું સ્વરૂપ જ તમે 'જીવરહિત' એમ માનો છો તેમાંથી 'જીવ' પેદા કેમ થાય? જે નાડીઓને જડ કહો છો તેના ગમે તેટલા ફેરફાર તે જ્ઞાન કેમ કહેવાય?

૪-૭. શબ્દપ્રમાણ મૂકી પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધતા કરી આપે છે. જે જે ઝીંદગી છે, જે જે જીવનમાં ઐશ્વર્યનો અનુભવ છે, તે બધા ઇશ્ક હકીકીમાં ગુમ થઈ ગયેલા અનુભવી ભક્તોને, ફરી રહેવાનાં સ્થાન છે. સામાન્ય સનમ એટલે માશુક, દારાઆદિ અને તેની જે મીઠી-નિગાહ - નજર તે જુઓ; કે નૂરપૂખુદા ઈશ્વરના નૂર રૂપે જે જે ભાવ, કલ્પના વસ્તુ આદિ મનાય છે તેને જુઓ, કે દમ્‌દઆદમ એટલે આદમ જે મનુષ્ય તેનો જે પ્રાણ તેને જ જુઓ; તો એ સર્વમાં સ્થૂલની પારના ભાવને અનુભવનાર આશકને, જે શુદ્ધ પ્રેમનો મદ્ય છે, તે પી અને મસ્ત બની રહેવાનાં, સ્થાન સમજાય છે એવાં કેટલાં કેટલાં? એવાં અનંત છે, આશકને તો જ્યાં દૃષ્ટિ કરે ત્યાં પોતાની માશુકના દીદાર પ્રત્યક્ષ છે; સર્વાનુભવી સર્વમય અભેદ જ્ઞાનીને ઝીંદગી ખુદાઈ સર્વે, પોતાના પરપ્રેમના જ વિવર્ત છે, જેનું સાક્ષાત્‌ અનુભવથી પોતામાં

જ પ્રવિલાપન થતાં, અભેદાનુભવમાં ઠરી રહેવાય છે. વ્યવહારના અનુભવ માત્ર અભેદ–સાક્ષાત્કારના ક્રમનાં જ પગથીયાં છે; અને ગીતાના દશમા અધ્યાયમાં જેમ અનેક વિભૂતિ ઉપાસનાને અર્થે કહી છે તેમ અત્રે પ્રેમમાર્ગના ઉપદેશને અર્થે આ ત્રણ પ્રેમસ્થાન કહ્યાં છે. જો કેવલ પરમાણુ કે નાડીમાંથી જ ઝીંદગી કે ખુદાઈ નીકળતી હોત તો જડ જડને જોઈ ને આવો અનુભવ કદાપિ પામત નહિ, એટલું જ નથી પણ તમે જેને પ્રત્યક્ષ અનુભવમાં ક્રાન્તિ, ભવ્યતા, સુખ ઉર્મિઓ, ભાવનાઓ ઇત્યાદિ નામ આપો છો, તે બધાં શું જડના 'સંઘાતથી અને જડના પરિવર્તથી ઉપજે છે? તે બધાં તો અનાદિ અને અનંત પ્રેમના પ્યાલા ઉપર છે. પ્રેમના વિવર્ત છે; પ્રેમ ન હોત તો એમાંનું કશું હોત નહિ. પ્રત્યક્ષ પ્રમાણથી પણ તપાસ કરો. એ કાપવામાંથી, તાવવામાંથી, ઓગાળવામાંથી કે તોલીને કરેલા મિશ્રણમાંથી તમને કોઈ વાર કોઈ સ્થલે જડ એવા પરમાણુમાંથી જીવ કે જ્ઞાન જડ્યા ? તમે જીવ કે જ્ઞાન જડ એવા પરમાણુની કોઈ યોજનાથી કોઈ ઉપજાવી શકયા? નથી જ ઉપજાવી શકયા, નથી જ સમજાવી શકયા, તો અમે સિદ્ધાન્તીઓ કહીએ છીએ તે જ ખરૂં છે કે જડ પદાર્થ–ઇશ્કને પરહરીને કહીં પણ કોઈ પણ કાલે ઉડનાર નથી, ચલનવલન અને જ્ઞાન વિચારાદિ કરી શકનાર નથી. ઇશ્ક જ સર્વ છે, જડ એવો જે વિચાર કલ્પ્યો છે તે જ ખોટો છે. તેના કોઈ પ્રત્યક્ષ પ્રમાણ છે? હા, ઇસ્લામ ધર્મમાં એવી આખ્યાયિકા છે કે મસીહ ઇસુ ક્રાઈસ્ટ–તેનામાં એવી શક્તિ હતી કે મુરદાને તે 'અલ્લાહના હુકમથી ઉઠ' એટલુ જ કહે તેની સાથે તે ઉઠીને ઊભું થતુ હતું. એ આખ્યાયિકાનો ભાવ મનમાં રાખી કહે છે કે મારી સનમ વાંસળી વગાડે તો તેની ધૂન સાભળીને આજ જેને તમે ભ્રમથી મરદા માનો છો, તે મહાત્માઓ તુરત ઉઠે એમાં સંશય નથી. એવા મહાત્માઓ કયાં કયાં ઊઠે તે ગણતરી કરવી પણ અશકય છે.

આમ કહેવામાં તાત્પર્ય એ છે કે અથવા અભેદ રૂપી જે 'સનમ

છે તે જો પોતાનો ધ્વનિ ઉચ્ચરે, અને અભેદ જ સત્ય છે એમ કહે તો ક્રાઈસ્ટ, રામ, કૃષ્ણ, બુદ્ધ આદિ સર્વે પુરુષો, તેમાં મીરાં આદિ સર્વે સ્ત્રીઓ, અને દેશ દેશનાં જ્ઞાન અનુભવનાર સ્ત્રી પુરુષો તુરત જ એ વાતની સાક્ષી પૂરે, તમે તેમને બધાં માણસોની પેઠે મરી ગયેલાં મુડદાં માનેલાં તો પુનઃ જીવતાં થાય, અભેદમાં તે એકાકાર હોઈ જીવતાં જ છે એમ અનુભવ આવે. એ અનુભવ કરાવનાર, આવી સાક્ષી અપાવનાર, આવાં પ્રમાણ બતાવનાર ઇશ્કના જામમાં શી શી ખુબી છે !

૮–૧૦. આ પ્રકારે ભિન્ન ભિન્ન ધર્મના જ્ઞાની અને મહાત્માઓનાં નામ ભેગાં કરવામાં હેતુ એ છે કે આ સિદ્ધાન્તની દૃઢતા જેને થઈ હોય તેવા રાજયોગીની એ દૃઢતાનું પ્રથમ લક્ષણ ચિત્તમાંથી રાગદ્વેષ માત્ર નીકળી જવા રૂપી તે સહેજ ધ્યાનમાં આપે. મારું અને પારકું એ ભેદબુદ્ધિ છે ત્યાં સુધી સિદ્ધાન્તની વાત તે વાત માત્ર જ છે; કેમકે શરીર છે ત્યાં સુધી વ્યવહાર છુટવાનો નથી. એટલે એક વ્યવહારથી બીજા વ્યવહારમાં શરીરને બદલો કરાવવા ઉપર આગ્રહ વ્યર્થ છે; વેદીઆ, કુરાની, પાદરી આવો અને ટુંકામાં ટુંકો, સરલમાં સરલ, ઉપદેશ સાંભળો, જેને શોધો છો તેને પ્રાપ્ત કરવાનો સહજ માર્ગ જુઓ; તે એ જ છે કે સનમ જે માશુક તેના અધર થકી જામ પીઓ, રહસ્ય એ છે કે સનમ એટલે માશુકે જે અત્ર જ્ઞાન, અદ્વૈત જ્ઞાન, પરપ્રેમ તેના મોઢામાં અનુભવ રૂપી મદ્યને ભરી તે તમારા મોઢામાં રેડાવો, પ્રેમના વિવર્ત રૂપે દૃશ્ય માત્રને વિલોકી તમારા પોતામાં, ઉતારી લો અને એમ અભેદ સાક્ષાત્કાર પામતાં વેદાદિબંધન માત્રને મિથ્યા અનુભવો. યોગાભ્યાસીઓને પણ ખેચરી આદિ મુદ્રાઓની સાથે ધ્યાનયોગમાં લીન થતાં સનમ જે એ ખેચરી મુદ્રા તેના મુખમાંથી ઝરતો અમૃત રૂપી મદ્ય પીવામાં આવે છે એ સુવિદિત હોવું જ જોઈએ; ને તે મદ્યના એકાગ્ર આનંદની અને ગંભીર થીલતાની માધુરી પ્રત્યક્ષ હોવી જોઈએ. આ જામ કહીં કહીં જ્યારે જ્યારે

ઇચ્છા થાય, જ્યા જ્યાં વૃત્તિ ઉઠે, ત્યારે ત્યારે ને ત્યા ત્યા અનુભવવો. એ જ પરમાનુભવ છે આવો અનુભવ દૃઢ કરાવવા કહે છે કે ઇશ્કની જે ખુમારી છે તે તો કેવલ દિવાની છે, તો પછી તેમા નાત, જાતિ કુળ ઇત્યાદિનુ ભાન રહે જે નહિ, એ પ્રકારે જ્યારે સનમને અધરેથી નિરતર પાન કરાવશે ત્યારે જ વિવિધ અનુભવ થશે અનુભવો કહે છે કે કવિઓની જે જે દિવ્ય કલ્પનાઓ આપણને સ્થૂલમાથી પાર તારી જઈ, આત્માનદનો સાક્ષાત્કાર કરાવે છે, કે અભેદની ફીનસુફી દિવાના ના જેવી મસ્તીમા, અભેદાનદની એકતાનતાના, આપણને આપણાપણું ભુલાવી એક રૂપ કરે છે, તે સર્વ હે સાકી! હે આ જામ પાનાર સનમ! તારા જ પ્યાલામાથી કહી કહી ઝરી છે, જ્યા જ્યા કાવ્યના દિવ્ય ઉદ્‌ગાર કે અભેદજ્ઞાનના પરમ સાક્ષાત્કાર થયા છે, જે જે દેશમા, જે જે કાલમા એમ થયુ છે, ત્યા ત્યા ને તે તે પ્રસગમા કેવલ એ જામય ઇશ્કના પીનામાથી જ એમ થયુ છે

૧૧-૧૨ હે માશુક! તુ એ ઇશ્કનો જામ મને પૂરેપૂરો, અને સર્વદા પાયા જ કર, આખો ને આખો પ્રત્યેક ક્ષણે માગ મોમા હાલવ લય એટને હો' આગળથી સાગર એટને પ્યાનાને જરા પણ, કહીએ, દૂર કર્યા વિના, પરેપૂરો હાલવ્યા જ કર વામમાર્ગીઓ જે પાત્રો મદ્યપ્રાશનમા વાપરે છે તેને સાગર કહે છે, અને લેરવીને પાન કરાવી સાગરમાથી પાન કરે છે, તે કેવલ શુષ્ક, સ્થૂલ અને અધમ પાન છે એમ જણાવવા હે સનમ! તું 'સાગર'-ને હોઠથી દૂર ન કરતા, પાન કરાવ એ પ્રકારે ઉક્તિ યોજી છે રાજયોગમા તેનુ જે તાત્પર્ય છે તે જ વાસ્તવિક અર્થ છે હે સનમ! જો આ પ્રકારે તુ નિરતર જામ પાયા કરે, અને હુ તે માટે તારી કદમબોશી કરતો રહુ, તે સ્થિતિમા જ મારો જાન જાય એ જ ઉમેદ આશકોના મનમા કહી કહી, સર્વત્ર સર્વદા, ભરેની છે મરણ થતા સુધીનુ ભય પણ એ અનુભવ શોધનારે કેવલ ત્યજવુ જોઈએ તે કેવલ નિર્ભય થવો જોઈએ, તો જ તેને આ અનુભવ થાય છે, ને એ અનુભવથી નિર્ભયતા

વૃદ્ધિ પામે છે; अभय वै जनक प्राप्तोऽसि એમ ઉપનિષદ કહે છે; આવી દશા એક ક્ષણવાર થાય તો તેનું માહાત્મ્ય પણ કેટલું મ્હોટું છે તે શ્રીકૃષ્ણ કહે છે, एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति। स्थित्वास्यामन्तकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति। ખરેખર એક વાર એને સાક્ષાત્કાર થયો તો પછી કદાપિ વિમોહ થતો નથી, એને ચુકાતી નથી.

૧૩–૧૪. આ પ્રકારે જામપૂર્ઇશ્કમાં જે આ સ્થૂલ વ્યવહારની પાર અને તેને પણ સ્વમય કરી લે તેવી દિવ્ય મઝા છે, તેને જે જાણતાં નથી, તે ભલે ઇશ્કબાજીને નિંદો; નિંદો એમ કહેવામાં 'નિંદા કરો,' તેમ 'નિંદા કરાવો ' એવો ઉભયે અર્થ રાખવાનો ઉદ્દેશ છે. અને તે 'ડરીને ભલે નિંદો ' એમ કહેવામાંથી સ્પષ્ટ થાય છે. પોતે ઇશ્કના પૂર્ણ સ્વરૂપને સમજ્યા વિના સ્થૂલમાં ભમનારાં મંદાધિકારી તેવા સ્થૂલ વ્યવહારને ઇશ્કનું નામ આપી નિંદા કરાવે છે, તેવાં પામર અનેક પ્રકારના ડર ખાય છે, અનેકાનેક ભય તેમના મનમાં હોય છે; એટલું જ નથી પણ 'લોકલાજ'ને અનુસરીને તે પોતાના ખરા ઇશ્કને પણ ભ્રષ્ટ કરી નાખે છે. આવા ડરથી કરીને જે ઇશ્કના વ્યવહાર કરવા જાય છે તે તો ઇશ્કને ખોટે રૂપે દર્શાવી જગતમાં નિંદાને પાત્ર કરી મૂકે છે. આમ જે અધિકારીઓને સર્વસ્વનો ભોગ આપવા જેટલો ત્યાગ નથી તે ઇશ્કના યોગને અનુભવનાર નથી. આવો ત્યાગ કરી જે ખરો ઇશ્કમસ્ત છે અને દિવ્ય આનંદમાં સ્વરૂપાનુસંધાન પામી રહ્યાં છે તેમની નિંદા દુનિયાં ડાહ્યાલોક ભલે કરે પણ એથી જરાયે ડરવાનું કારણ નથી. લોકવાસનાનો અત્યંત ત્યાગ કર્યો વિના પૂર્ણ અનુભવ કદાપિ આવતો નથી; लोकवासनया जन्तोः शास्त्रवासनयापि च। देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥ यो. वा. ॥ આ પ્રકારે સર્વમય, સર્વરૂપ, અભેદાનંદનો જે જામપૂર્ઇશ્ક તેમાં હું ભાન-માત્રને ખોઈને ડુબ્યો છું: અક્કલ, ડહાપણ, બુદ્ધિ, એ આદિ જે જે વાતો ડાહ્યાડમરા લોકો કરે છે, અને જ્ઞાની, મસ્ત, ઇશ્ક-

આજ, તેમને એ તો ભાન વિનાનાં જ છે, એવું આળ ચઢાવે છે. તે આળ માથે લેઈ અભેદમયતામાં એ ભાન, એ લોક, એ આળ, અને તું પોતે, એ સર્વને શોધતો ગોધતો ડુબી ગયો છું; અને પોતાને જ વિસરી ગયો છું. હે સનમ! પ્રેમ વિવર્તમય દશ્યવિશ્વ તું એ જામ પી લે, જેમાં હું દ્રષ્ટા ડુબ્યો છું તે પ્યાલો તું પી; અને આ વિશ્વમાં, હવે પછીના મરણ પછીના વિશ્વમાં, એક દીલબરી કરી લે. પ્રેમજીવનમાં કહ્યું જ હતું, "છે તું અન્ય કોઈની શોધમાં, તો તો ભૂળ પડી તુજ બોધમાં, નિજરૂપથી બીજું શોધમાં, સર્વે એ જ છે વિસર્યાં અહીં" એને જ પ્રકારાન્તરે સમજાવી, અભેદાનંદના અનુભવ સુધી આણ્યો છે.

૭

'મંત્ર અભેદ જપું અમો' એ સ્થાને સૂચવેલો પ્રેમમંત્ર એ જ સર્વનો નિર્વાહ કરી આપનાર છે, એનું અવલંબન કરનારને અનેક વિક્ષેપ આવે છે. પ્રાકૃતજનોને આળ થાય છે, પણ અભેદપર્યવસાયી એવું જે પ્રેમસ્વરૂપ આગળના પદ્યોમાં સમજાવ્યું તેનો અનુભવ કરનારને સર્વત્ર આનંદ અને સ્વરૂપાનુસંધાનનો પરમ વિલાસ જ સમજાય છે.

૧–૨. "મંત્ર અભેદ જપું અમો" એ સ્થાને સૂચવેલો 'અભેદ'–મંત્રનો જપ, પ્રેમપાન કરી, પરમ એકાગ્રતાથી, લક્ષ ઉપર દૃઢ નિશ્ચય બાંધી, કર્યાં કર્યો છે. એમાંથી આજ આટલે સમયે, આટલા આટલા અનુભવ થતે થતે, સર્વત્ર પ્રેમ વિવર્તનો અપરોક્ષાનુભવ થતાં સ્વરૂપાનુસંધાન સમજાઈ ગયું! સમુદ્રમાં ઓગળી જવાયું! માંત્રિક સંપ્રદાયાનુસાર રચના યોજવામાં મર્મ એ છે કે માંત્રિકો જે જે સિદ્ધિને અર્થે અમુક સત્ત્વોની સાધના આદરે છે, તે તે સિદ્ધિમાત્ર આ અનુભવથી જે સમજાયું છે તેમાં ભરપૂર છે, પ્રત્યેક સંકલ્પે

સંકલ્પે સિદ્ધિ જ છે, વળી એમ જણાવવાનું પણ આકૂત છે કે માન્ત્રિકો, જેવી દઢતા અને જેવા નિશ્ચયથી પ્રયોગ કરે છે તેવી દઢતા અને તેવા નિશ્ચયથી બ્રહ્મભાવના બંધાય તો અપરોક્ષ સ્વસિદ્ધ જ છે જે જે રસ કહેવાય છે, ખાવાના, ઉપભોગના, કાવ્યના, તત્ત્વના, તે સર્વે એમાં ભરપુર છે, એનું એ રસીલું છે, વિવિધ પ્રકારની અદાથી તે સર્વત્ર નૃત્ય કરી રહ્યું છે, એના નૃત્યમાં સર્વ તાન લય, જામી રહેલા છે, કશું બેતાલ નથી, બેસુર નથી, એકાગ્ર આનંદમય છે, એવા નૃત્યમાં પણ વિવિધ રંગે એમાગ્ર ચઢીને એ નાચી રહ્યું છે, જ્યાં જ્યાં દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં એનો એ રસ, એનું એ નૃત્ય છતાં, વિવિધ રંગવાળો રસ, વિવિધ રંગવાળું નૃત્ય જણાયા જ જાય છે, અનેક આનંદ આપે છે, ને સ્વરૂપ સ્વરૂપનું અનુસંધાન પામતું જ ચાલે છે, રાચે છે

૩–૫ હું જે આનંદના પ્રત્યક્ષનો ઉલ્લાસ અનુભવું છું તે બકવાદ બ્રાન્તિમાન છે, કે કોઈ સ્વપ્ન છે આ બધી કલ્પના ખોટી છે, કેમકે જે અનાદિથી વિદ્યમાન સત્ છે તે જ હું છું એવો સ્મૃતિ અને પ્રત્યક્ષજન્ય અપરોક્ષાનુભવ થઈ આવે છે જે અનાદિથી અનુભૂત છે, સર્વમય, સર્વરૂપ, સર્વસાક્ષી, છે તે સુરતની મને સ્પષ્ટ સ્મૃતિ છે, એને સ્વપ્નાદિ કલ્પના ખોટી છે અહો ! યથાર્થ અનુભવ રીતે સ્પષ્ટ ઓળખી શકાતું નથી કે એ શું છે ? અવશ્યં બ્રહ્મસાક્ષાત્કારનું એ જ સ્વરૂપ છે 'સુરત' શબ્દથી કરીને દૃષ્ટિ સુષ્ટિવાનું સૂચન છે, અને સુરતને નૃત્યમાં રંગવવાથી જે એમ્તાનો આનંદ અનુભવાય છે તે રાજયોગાભ્યાસનો પ્રકારો છે એ અભ્યાસથી જ આ મંત્રનો જપ સફલ થતા અભેદ સાક્ષાત્કારનો અવશ્ય આનંદ આવ્યો છે આ અપરોક્ષ મે પટેના, અસ્તિત્વ માત્રમાં, દીઠેલું — અનુભવેલું છે, વચમાં જ આવરણ વિક્ષેપના બળથી તેની વિસ્મૃતિ થઈ હતી, અભેદમંત્રના જપથી સ્મરણ આવ્યું, અને તે અનુભવનું અનુસંધાન

બની ગયુ અનાદિકાલથી એ અનુભવાય છે, છતા એ નિત્ય નવુ ને નવુ જ છે, એના પ્રકાર, એના વિવર્ત, તે કોઈ બે પણ એક એકને સરખા હોતા નથી કોઈ પણ તેમા અપરોક્ષ અભેદતત્ત્વ તેનુ તે જ રમ્યા કરે છે, ભેદ નથી ત્યારે આવી દશા તે શુ છે? એ તો 'આ' એટને વ્યક્તિ વ્યક્તિના હૃદયમા અહ પ્રત્યયરૂપે વિનસતુ જે ચેતન તેનુ તે જ પોતે પોતાને સર્વત્ર અનુભવે છે તેની દશા છે, જાગ્રત્ સતે સુષુપ્તિ અને સુષુપ્તિ સતે જાગ્રત્ છે, કેમકે ભેદમા અભેદનો અનુભવ છે, નાનાત્વમા અનાનાત્વનો સાક્ષાત્કાર છે, સ્વરૂપના જ બધા પ્રકાર છે, છતા કહી શકાતુ નથી કે અભેદમન્ત્રના જપથી જે સર્વત્ર જગાડ્યુ છે તે કોણ, કેવુ, કે શુ છે। 'શકે' એમ કહીને એક વિકલ્પ માન જ કરી શકાય છે

૬–૮ માત્રિકો જેમ ડરે છે કે બીહે છે તેમ હુ આ અનુભવનાથી ડરતો કે બીહીતો નથી, એના સર્વ રગ, સર્વ વિલાસ, મા। પોતાના જ છે, એમ અપરોક્ષ આનદમા ઠરાયુ છુ, એટને ભય કે ડર કાઈ હોવાનો સભવ નથી એ દશા તો પરમ અભયની જ છે પ્રેમમન્ત્રના જપથી ઘણાકને સ્થૂલતા વળગે છે, ઘણાકને વિપત્તિ જડે છે ઘણાકને લોક પીડે છે, એ બધા ભૂત મારાથી અતિ વિદૂર છે, કેમકે હુ તો સર્વ વ્યક્તિનિષ્ઠ પ્રેમની પારના અભેદપ્રેમના મન્ત્રનો ઉપાસક છુ, મારા અગેઅગ આનદથી પરિપૂર્ણ, પરિતૃપ્ત છે, ભેદ ઉપજાવનાર ઇચ્છાને અવકાશ જ નથી આદિ સૃષ્ટિ સમયે શબ્દરૂપ વિવર્ત થાય ત્યાથી માડીને તે પ્રલયાન્ત કાલમેઘની ગર્જના પર્યંતની ગમે તેવી ભયાજનક બૂમ તુ પાડે તો તે બૂમ પણ હુ છુ હર્ષજન્ય આર્દ્રતાથી તે શોકવિયોગાદિજન્ય અશ્રુપાત પર્યંતના અશ્રુ તુ પાડે તો ત્યા અશ્રુમાત્ર હુ છુ અર્થાત् स्वाद्यस्वादनमत्यक्त स्वाद्यस्वादक मध्यग। स्वादन केवल ध्याय नत्यमात्ममयो भव ॥ સ્વાદ્ય જે સ્વાદનો પદાર્થ તેને ત્યજવો, સ્વાદક જે સ્વાદનો અનુભવનાર તેને ત્યજવો,

અને સ્વાદ્ય અને સ્વાદકની વચ્ચે જે સ્વાદમાત્ર રહે છે તે ઉપર જ સ્થિર થવુ, કેમકે એ જ આત્મા છે જ્યા જ્યા તુ છે, ત્યા ત્યા હું છું, સર્વત્ર અભેદ છે આ પ્રકારે સર્વત્ર હુ ને હુ જ છુ, તુ એવુ કાઈ જ નથી તુ 'જા' એમ હુ જો કહુ, તો એમ કહેવામાં હું પોતે જ જાઉ છુ, તુ તો કાઈ જતુ નથી, જેનાથી વિચાર-માત્રનું સિદ્ધ થવાપણુ છે, તે ચૈતન્ય આ 'તુ' છે, એને 'જા' કહેવુ, એ નથી એમ કહેવુ એ તો વદતોવ્યાઘાત છે એને નથી કહેવામાં આપણે પોતે જે એમ કહેનારા છીએ તે જ નથી એવી પ્રત્યક્ષ વિરુદ્ધ વાત સ્વીકારવાનો પ્રસગ આવે છે મર્મ એ જ છે કે જે સર્વને જાણનાર તેને કોણ જાણે વિજ્ઞાતારમરે કેન વિજાનીયાત્, તું જા કહેવામા હુ ને જ જવુ પડે છે આમ સર્વત્ર અસ્તિમાત્ર આ પ્રેમમયથી ઉત્થાપેલા સત્સ્વરૂપ ભરપૂર છે, માટે તુ – તુ – તુ – એવા અનુભાવમાત્ર હુના જ પ્રકાર છે, હુ તે જ તુ છે, દ્રષ્ટા દશ્યનો અભેદ છે છતા તુ કોણ છે ? એ વાત સ્પષ્ટ નથી, મનવાણીની પાર તુ રમે છે, તેને તેનાથી કહેવાનો યત્ન વ્યર્થ છે, કેવલ સ્વાનુભવમા જ તારો અનુભવ છે

૯–૨૦ અગે અગે તુ છાઈ રહ્યું છે, સર્વદા સર્વ પ્રકારના રસથી પરિપૂર્ણ છે, ત્રણે કાલમા તુ સત્ ચિત્ આનદ છે, તુ આપણે જુદા થયા ત્યારનું હૃદયમા લાગેલુ છે તિર્છી એ રે વાણી અને અવર્ણ્ય ખુમીથી ભરપૂર એવી દષ્ટિ, તે મારા ઉપર નાખીને તુ જુદા થની વેળે દશ્યને વળગેલુ છે અભેદમયનામા ભેદનો વિકલ્પ ઉ ના જ સ નિમાત્ર ખડી થઈ ગયેલી છે, તથાપિ પણ ભેદમયનામા — ગમે ત્યા જુઓ તો એ અભેદની વાણી, ખ્સીની, નિધાનો અનુભવ થયા વિના રહેશે નહિ. વ્યતિમાત્રના હૃદયમા એ નિધા સર્વદા વિદ્યમાન છે, હૃદય-સના પ્રેમાદિ ભાવોમા જ એનો પ્રત્યક્ષ અનુભવ છે, ભેદમાથી અભેદનો માર્ગ બનાવનાર એ દીવો છે એને નીતિવાળા અત કરણની સાક્ષી કહે છે, ધાર્મિક

ભક્તજનો પરમેશ્વરનો પ્રકાશ કહે છે. तत्त्वज्ञ જ્ઞાનીઓ આત્મસ્વરૂપ કહે છે, જડવાદીઓ પ્રત્યક્ષ સતે અપ્રત્યક્ષ માની હાડકાં ને ચામડાં ચુથવામાથી તેને હાથ કરવા મથે છે જ્યારે આ હદયારસનો આશ્રય થાય અને જે જુદાઈ, ભેદમયતાનો વિસ્તાર છે તે જુદાઈ મટી જાય, ત્યારે અભેદમત્રી ઉપજાવેલા પ્રત્યક્ષનું પરિપૂર્ણ સ્વરૂપ સમજાઈ યથાર્થ અપરોક્ષ ઉપજે હે હર! ભેદમાત્રને હરિ લેનાર સર્વમય અભેદરૂપ અવર્ણ્ય બ્રહ્મ! તારુ જે નામ તેજ એ છે, એ નામ અનામી છે, નામરહિત મૌનમાત્ર તે જ તુ છે, તારું પૂર્ણ ઓળખાણ પડે છે, अहं ब्रह्मास्मि નો સાક્ષાદનુભવ આવે છે, કહી શકાતો નથી, માટે જ આ શુ જગાડ્યુ છે, એમ કહીને તે બતાવાય છે.

૮

હવે સ્વરૂપોર્મિથી અજ્ઞાનોર્મિ પર્યંત અનુભવમાં સ્થિરતા કેમ આવે તેનુ કાર્યિક સૂચન કરતા સિદ્ધ દશાના અનેક પ્રકારનો આનંદ વર્ણવવાનો ઉપક્રમ છે,

૧ માહ્યતૂર એટલે જેને કાન્તિ, સૌંદર્ય, મૃદુતા, ભવ્યતા, મધુરતા ઇત્યાદિ ઉન્નત ભાવોના એકત્રિત, અવર્ણ્ય, પ્રકાશ અથવા તેજરૂપે કહેવામા આવે છે, જેને સુફીઓ ઈશ્વર જ માને છે, તેનો ચંદ્ર જેવો શીતલ આહ્લાદક સમૂહ, તેને તે માણસ કયા દેખે? જે માણસ એ નૂરનો સાક્ષાત્કાર પામવાના ઇશ્કમા પોતાનો જાન દે કે ન દે, એવી શંકાની સ્થિતિમા છે, એનો સાક્ષાત્કાર થાય તો ઠીક જ છે બાકી તે પામવા માટે હુ કાંઈ મારી જાન આપી દઉં, મારુ સર્વસ્વ કુરબાની ન કરી એને જ ઇચ્છુ એવો મારા મનનો કોઈ દૃઢ નિશ્ચય નથી, આવો જે માણસ છે તે કાન્તિચન્દ્રનુ દર્શન પણ પામી શકનાર નથી अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति। અજ્ઞાની, અશ્રદ્ધાવાન અને સંશયાત્મા, તેમનો વિનાશ થાય છે, દૃઢ શ્રદ્ધા અને વિશ્વાસથી, પોતાનો જીવ જતા સુધીના વિશ્વાસથી, પ્રેમ આણી જે જ્ઞાનીઓ એના ઉપર

દૃષ્ટિ કરે છે તે ખરેખર નૂરના ચંદ્રને નિરંતર દેખે છે અનુભવે છે. રાજયોગના અભ્યાસીઓ એ વાતની સહેજે સાક્ષી પૂરશે. એ નૂરને ઓળખવા માટે ઘણાક ત્યાગી, સંન્યાસી, ફકીર થયા છે, ઓળખ્યાનો દાવો કરે છે, પણ ફકીરી ધાર્યા છતાંએ જ્યાં સુધી પોતાના પ્રેમની પ્રતિજ્ઞા તે લોકો પોતાનું માથું પોતાને હાથે કાપીને કરી આપતા નથી, ત્યાં સુધી તેમને માહયૂનૂરનાં દીદાર સર્વદા વિદૂર છે; તેમની ફકીરી વ્યર્થ છે. લોકવાસના, શાસ્ત્રવાસના, દેહવાસના ફકીરને પણ મૂકતી નથી; વાસનાનું મૂલ અજ્ઞાન અને તજ્જન્ય અભિમાન છે, જ્યાં સુધી માણસ પોતાના મનમાં રહેલા અભિમાનને કાપી નાખી વાસનાને નિર્મૂલ કરી નાખતું નથી, ત્યાં સુધી તેને માહયૂનૂરનાં દર્શન થતાં નથી, તો તેનો સાક્ષાત્કાર તો ક્યાંથી જ થાય ? યોગમાત્રનું પ્રથમ દ્વાર પ્રેમ વિશ્વાસ સાહસ અને સ્વાર્પણ, એ વિના અન્ય નથી. સત્યને જાણ્યું હોય, તેનો અનુભવ લેવાની ઇચ્છા હોય, તો એ ચારે વાત ધારણ કરી, પોતાનું માથું પોતાને હાથે કાપી આપો, લોકોના પ્રવાહમાં તણાઈ સત્ય અમુક તે, એમ થવું કઠિન છે, એ તો વાતો કરવાની છે, વ્યવહાર જુદો છે, એવી ઉક્તિઓનો આશ્રય કરવો હોય તો સત્યની ઝાંખીની પણ આશા ન કરવી.

૨–૪. હિન્દુ કે આર્ય એ નામધારી લોકમાત્ર દેવાલય, મંદિર, આદિને સેવે છે; મુસલમાનમાત્ર મક્કે હજ કરવા જાય છે અને કાબાનાં દર્શન પામવામાં કૃતાર્થતા માને છે; ક્રીશ્રીઅનો ક્રૂસ – ક્રોસ – અને તે ઉપર મારવામાં આવેલા ક્રાઇસ્ટની ભક્તિ કરે છે; ઝરથોસ્તીમાત્ર અગ્નિને ઉપાસે છે, અને તે તે ધર્મવાળા પોતપોતાના ધર્મનાં લિંગ તરીકે – માલા – ભભૂત, છાપાં, તિલક, આદિ અનેક ધારણ કરે છે, પણ એ બધાંએ માશુકની એક નિશાની સરખી પણ આપી શકનાર નથી એવું અમને અમારા દિલમાં નિશ્ચય થયું છે. યોગાભ્યાસને માર્ગે વિચરનારે ધર્મ – મત આદિને લેઈને ઉપજતા ભેદથી થતો દ્વેષમાત્ર

અતિવિદૂર કરી सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज એ વચનનો આશ્રય કરવો જોઈએ. અસીમ સમતા, પ્રેમ, દયા, તેનો વિપુલ ભાવ રાખવો જોઈએ. એ પ્રકારના ખરા ઇશ્કમાં જેણે પોતાના જ્ઞાનને ફના કર્યો છે, ખરા ઇશ્કનો અનુભવ કરી જીવભાગમાંથી જીવત્વ જ કાઢી નાંખ્યું છે આશકો, પુરાણ વેદ, કે કુરાન આદિ ધર્મગ્રંથોમાં કહેલા માર્ગ અથવા યોગ સમાધિ આદિમાં બતાવેલા પ્રકાર તેમને એક વ્યાધિરૂપ જ માને છે. પોતાના અવિક્ષિપ્ત પરમાનુભવના આનંદમાં વિક્ષેપરૂપ માને છે; તેથી તે સર્વ ઉપર તે ધ્યાન આપે છે કે નથી પણ આપતા; વેદાદિથી કે ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગાદિથી જે સિદ્ધ કરવાનું છે તે તેમને તો થઈ જ ગયેલું છે. નિર્વિકલ્પ સમાધિમાં વિહરે છે, તેમને તે બધાની અપેક્ષા નથી; એ ધર્મગ્રંથો, એ યોગાદિપ્રક્રિયાઓ ઇશ્ક નથી, એ તો ભૂલાં ભમાવવાનાં ભુલભુલામણાં છે. એથી પરમ પ્રેમને જે અભેદ સાક્ષાત્કાર તે થવાનો નથી; કેવલ શાસ્ત્ર વાસનારૂપ જે અભિમાન તેની જ વૃદ્ધિ થવાની છે, તે સાક્ષાત્કાર તો એ બધાંની પાર, એ સર્વના ત્યાગની પણ પાર છે, કેમકે તત્ત્વનું તત્ત્વ જે અભેદ, ઇશ્ક, પ્રેમ, તે ઉપનિષદોમાં, રાજયોગના ક્રમમાં, યત્કિંચિત્ સૂચનથી જણાવેલું છે, પણ વેદયોગાદિના આડંબરમાં તો નાડીએ નાડી કે ખુને ખુન ઇશ્કની સાન આપતું નથી જ, માટે રાજયોગાભ્યાસની ઉત્સુકતા રાખનારને ઉચિત છે કે તેણે કર્મ, ઉપાસના, યોગ, ક્રમ, સાધન, સર્વથી પાર જઈ અભેદભાવનાના, શુદ્ધ પ્રેમમાં માથું ઉતારી આપવા સુધીનું સાહસ અને ધૈર્ય રાખવું. એથી જ સત્ય અને સત્યનો અનુભવ ઉભયે જણાશે.

૫-૬. માલ એટલે મમત્વના વિષયમાત્ર – તે, તેમજ પોતાના જીવ સુધાત, એ બે વાતના જેમણે હાથ ધોઈ નાખ્યા છે, જે કૃત-સંકલ્પ છે, તે દીદયસનમ એટલે માશુકનાં દીદાર – દર્શન – તેમાં જ મસ્ત બની રહેલા છે, તેમને એ વિના અન્ય કશું જણાતું જ નથી–

તેમના વ્યાપાર માત્ર માશુકમય છે, ને તેથી તે મસ્તી છે, દેખાવ માત્ર, પદાર્થમાત્ર, જીવમાત્ર, વિવિધ પ્રકૃતિઓ ને તેની પ્રવૃત્તિમાત્ર, તે માશુકના જ વિલાસ છે આત્મા સ્વરૂપાનુસધાન પામે તેના ક્રમ છે, બધે આત્મા તેનો તે જ છે, એમ સર્વત્ર અભેદ અનુભવના તે મસ્ત થયા છે, એવા મસ્ત આશકોને નમીમની પણ કશી પરવા નથી આ આશક તો કહે છે કે હે નસીમ ! જે માશુકનુ મને સર્વ પ્રકારે સર્વદા આવુ દર્શન થયા કરે છે, જેને માટે મે માન ને જાનથી હાથ ધોયા છે, તેની સાથે વસ્લ એટલે મુલાકાત કરાવવાનુ – એસાન – ઉપકાર – તું કર કે ન કર તેથી મને કાંઈ જ ગમ—ખેદ—નથી, કેમકે તું જ મારે મન મિથ્યા છે, તુ જ નથી, તું તો દ્વૈતને આધારે જીવે છે પણ મારે તો દ્વૈત જ નથી, માશુક અને હુ જુદા નથી, સર્વદા મજેવા જ છીએ, હુ તે રૂપ જ છુ ને મારા હુપણાના જે જે વ્યાપાર છે તે બધા માશુકના વ્યાપારરૂપે જ હુ અનુભવુ છું, પછી તારાથી જે કાંઈ થનાર તેની મને અપેક્ષા કયા ? પ્રેમનુ બલ એવુ છે કે ઇષ્ટાર્થને તે સિદ્ધ કર્યાં વિના રહેતુ નથી, સનમ સાથે વસ્લ ન થાય તેથી મને ગમ નથી એમ કહેવામા એવુ પણ તાત્પર્ય છે કે કેવલ ભાવમયતામા જ અભેદપ્રેમની પર્યાપ્તિ છે, વસ્લ શબ્દથી સૂચિત શરીરસબંધ તો તેને અધમનામા પાડી દ્વૈત ઉપજાવી ભેદમા અને રાગદ્વેષમા તાણી જનારો છે, માટે જ તેવી મુલાકાતની ઇચ્છા નથી. માશુકને પોતાને પણ આવો આશક કહે છે કે હે સનમ ! તારી દૃષ્ટિ જ્યા જ્યા ફરેલી દેખીશ ત્યા ત્યા મને ખુશી આવશે કેમકે તારી નિગાહ છે, તારી કૃપા દૃષ્ટિ છે, તે અભેદના ચૂર્ણ જેવી છે, જાદુવાળી કાંઈ ભૂકી કશાના ઉપર નાખતા તે પદાર્થનુ રૂપ બદલાઈ જાય, તેમ તારી દૃષ્ટિ એક અભેદના જાદુનુ ચૂર્ણ છે, જ્યા તે ચૂર્ણ પડ્યુ કે તે વસ્તુ અભેદમા વિલીન થઈ ગઈ માટે જ જ્યાંપણ તારી દૃષ્ટિ પડે ત્યા મને અનદ નો આનદ છે અમે જે તારા રકીબ — દોસ્ત — તેમના ઉપર એ દૃષ્ટિ ન નાખતા તું એ દૃષ્ટિ કદાપિ આપણા જે ગ્નીમ — દુશ્મન — નિદ

કરનાર — વિરોધી — છે તેમના ઉપર જ નાખે; રકીબો સાથે જ રમે અને રકીબો તો ઝબાન પણ આપે કે ન આપે; શત્રુઓ સાથે રમે અને આશકોને એક શબ્દ સરખો બોલી લક્ષમાં પણ લે નહિ; તો એ જ્યાં તારી દૃષ્ટિ હશે ત્યાં મને આનંદ આવશે. તારા આનંદમાં મારો આનંદ છે; કેમકે હું તો તું જ છું. જગત્માત્રમાં જેનું જેનું આત્મસ્વરૂપ તેવો જ તેનો અનુભવ, અને તેટલો જ તેને આનંદ. મનુષ્યમાત્ર પોતે પોતાને જ જુએ છે. આશકો ગમે તે પાંજરામાં છુપાયેલી પોતાની માશુકને ઓળખી સ્વરૂપાનુસંધાનમાં મસ્ત થાય છે એટલે તેમનું માશુકને — આત્મા — પ્રેમને — જે કહેવું છે કે તારી દૃષ્ટિ જ્યા પડે ત્યાં અમને આનંદ છે; મિત્ર શત્રુ, સર્વત્ર આનંદ છે, તે વાસ્તવિક છે.

૭–૯. ઇશ્કની પ્રતિજ્ઞા પોતાનું માથું ઉતારી આપીને કરી શકે એવા સાહસ અને નિશ્ચયવાળા જે પરમ વિશ્વાસુ આશકો છે, તે પ્રેમદૃષ્ટિથી જ સૃષ્ટિમાત્રને વિલોકે છે, તેમને તેવી દૃષ્ટિ હોવાથી સૃષ્ટિ અન્યથા લાગતી નથી. પરંતુ આવી દૃષ્ટિ સાધનદશામાં સર્વ ક્ષણે કાયમ રહેતી નથી, છતાં પ્રેમસંસ્કાર હૃદયમાંથી કદાપિ જતો નથી ને પાછો આવા વિરોધાભાસમાથી પણ અધિકાધિક પુષ્ટ થતો ચાલે છે, સર્વ નિયંત્રણાની પાર જવાને માણસ પ્રત્યેક અનુભવમાથી, નિરાશા, દુઃખ, વિપત્તિ આદિ નિયંત્રણાના પરિણામોમાથી પણ, પોતાના આત્મબળને પુષ્ટ કરતું ચાલે છે. પ્રેમભાવને વિસ્તારતું ચાલે છે, પુરુષાર્થને સિદ્ધ કરતું ચાલે છે, ને એમ સ્વરૂપાનુસધાનમા નિયંત્રણા માત્રનો અન્ત સાધી લે છે એમ અનુભવતા રાગદ્વેષ જ રહેતો નથી. એ જ આત્મબલની ખુબી છે. ત્યારે આવો અનુભવ શા પ્રકારે થાય છે એ જણાવવાને આ ત્રણ કડીનો ઉદ્ભવ છે. આત્મબલ મનુષ્યનો ખરો સ્વભાવ છે તે જ માશુક છે, સનમ્ છે, નૂર છે, હુસ્ન છે; એનું સર્વત્ર ઐક્ય અનુભવવું એ તેની મુલાકાત છે, તેનો આનંદ છે, એની

મુલાકાતમાં વિક્ષેપ પડવો એ એનાથી જુદાઈ છે. હે માશુક ! તારા જેવી સંગદિલને એ દુઃખ કહેવાથી લાભ પણ શો ? તું સર્વદા પાસે રહેતી નથી, જુદાઈ થવા દે છે, અને વિક્ષેપમાં રીબાવે છે એ જ તારી સંગદિલી છે; કોઈ ને મારી વાત ગમતી નથી, કોઈ મને મળતું નથી, મદદ કરતું નથી, કેમકે તારી યારીમાં મેં બીજાની ખુશામદ કરી નથી, દુનીયાં જે રીતે એક એકનાં આંસુ લુવે છે, અને એક એકની વાહવા કરે છે તે રીતિં શીખ્યો નથી; આમ જુદાઈથી વિક્ષેપ ઉપજવાનું કારણ, જે નિયંત્રણા માણસને બાંધે છે તે છે, અને તે નિયંત્રણાનું નિદાન અભેદાનુભવ ઉપર બુદ્ધિ જે શંકા લે છે તે છે; યોગાભ્યાસીનો મહા શત્રુ આ શંકા છે, વ્યવહારમાત્ર તેમ પરમાર્થ પણ શંકાથી અત્યંત વણસે છે આવી શંકા આપણી વચ્ચે પડે છે તો અય માશુક ! તું બેઈમાન છે. ના ના, એમ નથી, તું ગમે તો જુદાઈ પાડે પણ એકવાર તારો અનુભવ થયા પછી તું તારું દિલ તે આપ કે ન આપ એ સરખું જ છે; આશકના મનમાંથી અનુભવનો વાસ ટળવાનો નથી, ગમે તેવી યંત્રણાજાલમાં પણ તેને તું જણાવાની જ છે, લોઢાની બેડીમાં પણ બેડીને તોડી નાખનાર મહામણિ જડેલા જણાય છે, વિપત્તિના અંધકારમાં આનંદની વીજળી ચમકે છે; અને નાનાત્વની જાલમાં પણ એકતાનો તાર દૃષ્ટિએ પડે છે. એ બધું તને માથું આપી પ્રતિજ્ઞા કરેલા ઇશ્કનું ફલ છે. અનાદિ કાલથી આ આપણી જુદાઈ ચાલી આવે છે, અને એ જુદાઈને લીધે જ ખૂબ ખૂબ ખ્વાબ જોવામાં આવે છે, એ જુદાઈના સ્વપ્નામાં પડેલા મને તું આવીને ઇશ્કની સામી પ્રતિજ્ઞા કરી, ઉઠાડ કે ન ઉઠાડ તે સરખું જ છે, હું જાગી ચૂકેલો જ છું, તારા પ્રેમની મને ખાત્રી છે, તારો અભેદ મને લાગ્યો છે, સ્વરૂપાનુસંધાન થયું છે, જુદાઈ જેવા જણાતા અનુભવ તો એ સ્વરૂપાનુસંધાનના ક્રમનાં જ પગથીયાં છે, તે ઉપરની ચઢ ઉતર કરવામાં મને હવે પડવાનો ડર નથી. કેમકે તારા ઇશ્કનું દોરડું મારા હાથમાં છે. અનુભવોના ફટકા ખાતે ખાતે જ્યારે જ્યારે મેં એ મહા વિટંબનાઓથી ડરતા

કે મહાસુખ આદિમા ફુલતા મારા દિલને — હૃદયને — ચાક કર્યું, ચીરી નાખ્યુ, મારા દિલને તેમ મારાથી ભિન્ન એવા ભાસ માત્રના દિલને ચીરી નાખ્યુ, અદષ્ટ, યત્રણા આદિની સામે થઈ પુરુષાર્થનો પ્રબલ આશ્રય કર્યો, માથુ ઉતારી આપીને પ્રેમપ્રતિજ્ઞા કરી, પરિચ્છેદની પાર નીકળી ગયો, ત્યારે ત્યારે સર્વત્ર સનમને જ દીઠી, સર્વત્ર સ્વરૂપાનુસંધાન જ પ્રાપ્ત કર્યું, ભાવ કે અભાવનો ભેદ જ રહ્યો નથી

૧૦ દિલને ચાક કરવાથી માશુક મળી ગઈ, ચાકદિલ, અને હાલ એટલે પરિચ્છેદ તે સર્વથી વિમુક્ત માટે બેહાલ, એવો જે માશુક આયનામા — દિલરૂપી આયનામાથી જણાયો તે તો હૈ મણી ! જે આ તુ પોતે તેને શોધે છે તેનો તે જ છે, સ્વરૂપ જ સ્વરૂપને અનુભવે છે, અને ભ્રમમાત્રથી ભિન્ન નામ આપી અને વાગ્વિસ્તાર કરે છે, મૌન આનદ વિના સ્વરૂપાનુસધાનનુ અન્ય સ્થાન જ નથી अहं ब्रह्मास्मि, तत्त्वमसि, એ આદિ વ્યક્તિ બોધ હવે યથાર્થ અનુભવાયો છે, એ જ યોગમાત્રની પર્યાપ્તિ છે, માહ્યનૂરના દર્શન છે, ઇશ્કમા જાન આપવાનુ ફલ છે

૯

માહ્યનૂરના જેને દર્શન થાય છે તે જ મસ્ત છે, ઇશ્કમા મસ્ત છે એવા દર્શનો વારવાર થતા નથી, મહોટા મહોટા સિદ્ધ અને જ્ઞાનીઓ પણ કહે છે કે એ અભેદાનુભવ ક્વચિત્ ક્વચિત્ થાય છે પણ તેનો સુગધ જીવનમાથી કદાપિ ખસતો નથી, અને સર્વત્ર અભેદાનુભવમા વિક્ષેપ થવા દેતો નથી, અભેદભાવનાનુ જ્ઞાન થયા પછી તેનો ક્ષણિક પણ અનુભવ આવ્યા પછી પાતજલ સૂત્રમા કહ્યા પ્રમાણે दिर्घकालनैरन्तय सत्कारसेवितोदृढ भूमि એ પ્રમાણે સેવ્યા પછી, વિક્ષેપ થતો નથી, સમાધિને દઢભૂમિ નિર્વિકલ્પ આનદરૂપે સિદ્ધ કરવાને, તેની તે ભાવનાનુ દીર્ઘકાલ પર્યંત — અતિશય પ્રેમ,

શ્રદ્ધા, વિશ્વાસ, અને જીવ આપવા પર્યંતના સાહસ સહિત સેવન કરવું જોઈએ. એવા સેવનમાંથી જ અનુભવનો પરિપાક થતાં સર્વદા સ્વરૂપાનુસંધાનનો અવિરત સાક્ષાત્કાર ઉપજે છે. તત્ત્વજ્ઞાન, મનોનાશ, અને વાસનાક્ષય એ ત્રણે, સાક્ષાત્કારનાં સાધન છે. ને પાછાં તે એક બીજાનાં સાધન છે. અભેદ સાક્ષાત્કાર એક પણ આવ્યો એટલે તત્ત્વજ્ઞાન થયું જ; એમાં વિક્ષેપ ઉપજાવનાર મન અને વાસના, એ બે છે. તત્ત્વજ્ઞાન થયું એટલે મસ્તી આવી, પણ એ મસ્તીમાંથી પાછા પડાય નહિ માટે નિરંતર તત્ત્વદૃષ્ટિથી વાસનાક્ષય અને મનોનાશ સાધ્યાં જવાં, વિવિદિષા સંન્યાસ અને વિદ્વત્સંન્યાસની એ જ વ્યવસ્થા કહેલી છે; તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરતા સુધીનો જે સાધન ચતુષ્ટયસંપન્ન અધિકારીનો સંન્યાસ તે વિવિદિષા સંન્યાસ છે, તત્ત્વજ્ઞાન થયા પછીનો વિદ્વત્સંન્યાસ છે. વિદ્વત્સંન્યાસ મસ્તી છે, અને તેમાં નિત્ય તત્ત્વનું જ કથન, તત્ત્વનું જ ચિંતન, તત્ત્વનો જ બોધ, એ તત્ત્વાનુસંધાન ઉપરાંત તત્ત્વદૃષ્ટિથી મનોનાશ અને વાસનાક્ષય પણ સાધવાનાં રહે છે. એવા મસ્તની પોતાની ઉક્તિ આ કાવ્યમાં છે.

૧-૨. આવા ઇશ્કમાં મસ્ત થઈ ગયેલા લોકોની યારી કરવી, એ સર્વ પ્રકારની ખુવારીની તૈયારી છે. મસ્ત લોકો તો જ્ઞાનમાં, અનુભવમાં, મસ્ત થઈ, મનોનાશ અને વાસનાક્ષય સાધવાને અર્થે અનેક પ્રકારના તે કરતાં ઉલટા વ્યવહાર કરતા જણાય છે, ઉલટા એટલે તેમને અનુસરવામાં તો દુનીયાં જેને ખુવારી માને તેવી ખુવારીની તૈયારી જાણવી. એવી ખુવારીમાંથી પરમાનુભવનો માર્ગ છે એમ કહેવાનો ધ્વનિ છે; માટે ખરા અનુભવની પ્રાપ્તિને અર્થે મસ્તોની યારી કરવી એ તાત્પર્ય છે. એમની યારી ખુવારીની તૈયારી હોવાનું કારણ કહે છે કે દિલદારી એટલે દિલ આપવું અને વફાદારીમાંથી પાછા ન હઠવું એવો આગ્રહપૂર્વક નિશ્ચય; મસ્ત લોકોનાથી આખી દુનીયાં હારી ગઈ છે. દુનિયામાં કોઈ ઠેકાણે એમના જેવો પ્રેમ અને

એમના જેવો નિશ્ચય હોઈ શકતો નથી, એથીજ એ લોક દુનીયાની બહાર છે, મસ્ત છે, એમની સોબત એટલે ખરાબ થવાનોજ રસ્તો એમ દુનીયા માને છે ઉગ્ર પ્રેમ, અભેદતત્ત્વ ઉપર દૃઢ શ્રદ્ધા અને તેના સાક્ષાત્કારનો પરમાનુભવ પામવાનો દૃઢ નિશ્ચય તથા તે ઉભયથી લોક શાસ્ત્ર અને દેહ ત્રણે વાસનાનો અત્યત વિનાશ કરી મનને નિર્મૂલ કરવા ઉપર આગ્રહ એ મસ્ત લોકોનુ જીવન છે, દુનીયા જેને દિલદારી— પ્રેમ, સ્નેહસબધ, વ્યવહાર કહે છે તે તો એક પ્રકારની જુગારી છે કાંઈ પણ શ્રમ કર્યાં વિના એક એકને છેતરીને જે તે પ્રકારે પૈસા કઢાવવાની રમતને જુગાર કહે છે, તેવો પ્રકાર દુનીયાના જે જે સબધ છે તે સર્વમા જણાય છે જુગારી કરતા એ અધમ છે, જુદી જુગારી છે, કેમકે જુગારીઓ તો જુગારને જુગાર કહે છે એટલુ એ સત્ય રાખે છે, દુનિયાની દિલદારીનો જુગાર એવો છે કે વિશ્વાસઘાત કરવો છે, પણ તેને સ્નેહ કહેવાનો છે, સ્વાર્થ કાઢવો તે પણ તેને પરમાર્થ કહી બતાવવો છે, એમ જુગારી છતા જુદી જુગારી છે સારુ, ખોટુ, આબરૂ પ્રતિષ્ઠા, સ્નેહ, સબધ, વ્યવહાર, આદિના જે આવા જહી જુગારીના ધોરણ દુનીયાએ રચ્યા છે તે ઉપર મસ્તોને અત્યત તિરસ્કાર છે, મસ્તોએ તો શુદ્ધ પ્રેમનો પ્યાલો પીવામાથી અક્કલમાત્રને મારી નાખી છે, દુનીયા જેને અક્કલ, ડહાપણ, વ્યવહારકૌશલ, ચતુરાઈ, ખટપટ, આદિ નામો આપી વખાણે છે, તે બધી અક્કલને મસ્તોએ ઇશ્કની મસ્તીમા ડુબાવી દીધી છે, મારી નાખી છે, લોકવાસનામાત્રથી તે પાર ગયા છે એમનો સબધ તે ખુવારીજ છે

૩–૬ દુનીયામા તો પ્રતિષ્ઠા, જ્ઞાન, પાડિત્ય, આદિ અનેક ડોળ, અમારે તેની કશી જરૂર નથી, અમે તો શરીર ઉપરના બદન જેટલુ પણ વસ્ત્ર રાખ્યુ નથી કેવળ દિગબર થઈ, વસ્ત્રમાત્ર ચીરી નાખ્યા છે, ને રાખ ચોળી છે, મૂર્ખ, ગૈવાર ગણાવા ખુશી છીએ એમ લોક

અને શાસ્ત્ર તેમ દેહની પણ વાસના નથી. અમે કોઈની પરવા કરતા નથી, કોઈ પણ અમને માન આપે, સારા કહે, કે ખવરાવે સાચવે, તેની અમે પરવા કરતા નથી, આશા માત્રને અમે દૂર કરી છે, તેમ અમારી પરવા કોઈ કરશો નહિ, અમારુ શુ થશે એ આદિ પરવા અમારે માટે કોઈ રાખશો નહિ કારણ કે જે માહબૂબના પરમાનદમા અમે દરરોજથી મસ્ત થયા છીએ અમારી ફીકર તે કરે છે, એ માશુક, બેરહમ — નિર્દય — છે તમને નિર્દય લાગશે કેમકે તમને જે ખાનપાન ભોગ ઉપભોગ મોજુદ છે, તે તમારા આગળ તે માશુક કેમ મૂકતી નથી એમ તમે માનશો, પણ એમ નથી, એ વાતનો ઇન્સાફ કરવાનુ કામ તમારુ નથી એવી બેરહમ માશુકને જ મારી સર્વદા કાળજી છે, જો એ બેરહમ હોત તો હુ એને જાન આપીને પણ એનો થયા ગયો ન હોત ને એ મારી પણ થઈ ન હોત અનમત્ત એટલી તો બેરહમ તે છે કે એને ઊડા હૃદયમાથી ગુપ્ત રીતે પણ હુ ત્યજુ અને હૃદયનો તેનો ભાગ તમારી – લોકની તરફ ધરુ તો તે બહુ ક્રૂર થઈ જતી રહે છે છતા પરવા તો કરે છે જ એ સનમની એક વાર પણ જો મને ઝાખી થઈ ગઈ છે તો મે શુ કર્યું છે તે જુઓ આ પ્રાણ તેના કોઈ એક ગતાગતમા, અર્થાત્ કોઈ ક્ષણે પણ મને સનમની ઝાખી લાગી ગઈ કે તુરત મે આખો મુદી મીંચી લીધી, કે અદર પેઠેલી માશુક બહાર ન નાશી જાય, અને એમ અતરમા માશુકને પૂરી રાખી પછી તેની સાથે જે અનહદ ધૂન લગાવી, અને તેમા જે અરણ્ય મજેદારી ભોગવી તે હુ જ જાણુ છુ, તમને કહી શકાય એમ નથી. કેવળ અતરમા જ એમ મઝા થઈ છે એવુ નથી, બધે બહાર પણ થયેલી છે જ્યા સુધી કોઈ રીતે પણ પ્રાણમા પ્રાણ છે ત્યા સુધી, પ્રાણની પ્રત્યેક ઉચ્છ્વાસમા હુ સનમને જ ઊઠતી બેસતી દેખુ છુ, મારી દૃષ્ટિ તે જ સનમમય સૃષ્ટિ થઈ રહી છે આવી જે માશુક તે દુનીયાંને બેરહમ લાગે પણ બેરહમ નથી, એને જ મારી બધી કાળજી છે પછી હુ કોઈની પરવા કરતો નથી. ને કોઈ મારી કરે એમ ઇચ્છતો નથી. દુનિયાની પરવા

માત્ર મે છોડી દીધી છે મારી યારી તો કેવળ કીમ્મત સાથે છે, આ દેહ છે ત્યા સુધી તે દેહનુ નિર્વાહ જે પ્રારબ્ધ હશે તેનો ભોગ માત્રથી ક્ષય થવા દેવો એવી ઉદાસીન વૃત્તિમા રહી હુ મારી માશુકમાં મસ્ત છુ અન્ય એવી વાસનાઓ ઉનની પરમ કનેશનુ સ્થાન છે, તેનુ નામ પણ મારે જોયતુ નથી

૭-૯ પણ यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्। જ્યા બધુ આત્મા જ થઈ રહ્યુ ત્યા કોણ કોને શાથી જુએ ? દુનીઆમા તેમની જરૂર મનાય છે પણ મારે તો 'કામ' જ નથી ત્યા તેમની અપેક્ષા શા માટે। એમ કહેશો કે તમારા સીનામા, ઊડા હૃદયમર્મમા કારી ઘા લાગેલો છે તેને મરહમ — મલમ — લગાડવા કોઈની જરૂર તો પડશે જ, તો તેની પણ હુ ના કહુ છુ ભલે એવો ઘા લાગેલો હોય, એને મલમ લગાડવાની ઈચ્છા જ નથી મને અનુભવમાથી કોઈ ઉગ્ર ક્ષોભ લાગી જતા નિર્વેદ પેદા થઈ વિવેકનો ઉદય થતા જ્ઞાન થાય છે, અથવા પૂર્વના સસ્કારથી સહેજે વિચારમાત્રથી જ્ઞાન સભવે છે પણ જે અનુભવજન્ય ક્ષોભથી થયેલુ જ્ઞાન છે તેમા એ ક્ષોભનો ઝખમ વિદ્યમાન છે ખરો અને તે ટાળવાને મિત્ર ગુરુ, પત્ની આદિ કોઈ સ્થાનની અપેક્ષા રખાય ખરી ગુરુ શાસ્ત્ર મિત્રાદિની લાલસામા મન ભમતુ હોય તો જ્ઞાન થયુ નથી સર્વાનુભવમા સર્વમયતા થતા એ વિદ્યમાનતા, એ અપેક્ષા, એ લાલસા સર્વનો અત્યત વિલય થઈ જઈ સ્વરૂપાનુસંધાનના આમોદના કણમા તે ભળી જવા જોઈએ ગુરુ મિત્રાદિની પણ પરવા નથી એ બધા તો વિક્ષેપ છે, અજ્ઞાન છે, અહકાર વધવાના માર્ગ છે, મને મારી મસ્તી જ પૂર્ણ છે આવી મસ્તી દુનીઆ ને ભયકર ખુવારી લાગે એમા આશ્ચર્ય શું! એવો ઝખમ પણ આનદ છે, દર્દમા પણ આનદ છે, દર્દ વિના આનદ છે જ કયા! દર્દને લેઈ મે જે મઝા અતરમા ભોગવી છે, જે ગમ — દુખ — નો મે અતરમા સ્વાદ લીધો છે, તે બેદર્દ લોકો, દુનિયાના ડહાપણમા રહી

કથામા પણ ઝંપલાવવાનું સાહસ ન કરનારા બાયલા લોકો, હરેક વાતમાં ઉપર ઉપરથી ઠીક ઠીક દેખાવ થાય તેવુ જ પકડનાર કંગાલ, શી રીતે સમજી શકે! લાબા સમય સુધી બંદીખાનામા રહેનારા લોકો બહાર આવ્યા પછી બંદીખાનાને સુખ માને છે, દારિદ્રમા રહેનારો ચારુદત્ત દારિદ્રનો જ આશક હતો, શ્રીકૃષ્ણનો સમાગમ કરાવનાર મહા વિપત્તિને જ પાંડવો પુન ઇચ્છતા હતા, આમ દુનીયા માત્રથી અમારો વ્યવહાર ઉંધો છે, તમે જ્યાં રુવો છો, શોકનુ નિમિત્ત દેખો છો, ત્યાં અમે હસીએ છીએ, હર્ષનું નિમિત્ત દેખીએ છીએ, તમે હસો છો, હર્ષનું નિમિત્ત દેખો છો, ત્યા અમે રોઈએ છીએ, શોકનુ નિમિત્ત દેખીએ છીએ. તમે જે લાભ હાનિ આદિને હર્ષ શોક માનો છો તે વાસ્તવિક રીતે લાભ હાનિ નથી, પણ એથી ઉલટું છે, તમારા લાભ માત્ર વાસનાવિસ્તાર અને મનોવિલાસ હોઈ મિથ્યા છે, ને પરમાનુ સંધાનની હાનિરૂપ છે, તમારી હાનિઓ વાસના અને મનોવિલાસનો ભંગ હોઈ પરમાનુસંધાનના લાભ રૂપ છે પણ તમે તેમ સમજતાં નથી એ જ તમારી ને અમારી વચ્ચે અંતર છે. અમે ગુલામ છીએ એમ અનુભવ આણીશુ, – પણ એમા એ જે સર્વનો ગુલામ છે તે સર્વનો શેઠ છે. અમારી યારી તો સર્વથા ખુવારી જ છે.

૧૦. આવી જે આ ઇશ્કબાજી છે તે સર્વ પ્રકારની વાસનાઓ ત્યજાય, મનોનાશ અત્યંત સિદ્ધ થાય, તો જ સમજાય છે, અનુભવાય છે, જ્યા સુધી અક્કલ ઠેકાણે રાખવાના જે ઉપદેશ દુનીયા કરે છે તેનો અનાદર થશે નહિ, શુદ્ધ હૃદયના સત્ય નિશ્ચયને અનુસરવાનું સાહસ અને સામર્થ્ય આવશે નહિ, અને દુનિયાનો પાશ તૂટશે નહિ, ત્યા સુધી એ ઇશ્કની વાત પણ વ્યર્થ છે. જો આવી બધી અક્કલો પરિપૂર્ણ રીતે ખોઈ હોય, બુદ્ધિની પાર જેને ઉપનિષદાદિ બતાવે છે તેના અનુભવનો માર્ગ કાંઈ પણ સમજાયો હોય, તો આ ઇશ્કબાજીમાં આવો, અમારી મસ્ત લોકોની યારીમા આવો, અને અમારી જે માશુક છે, સર્વ માશુકોમાં શ્રેષ્ઠ પારસમણિ તુલ્ય જે અમારી માશુક, અમારો

અભેદપ્રેમનો માર્ગ છે, તેના નુરથી જ આખુ વિશ્વ અજવાળેલુ છે, તે બધુ તે આશકનું નૂર જ છે તે નૂરમાથી જ્યા ઇચ્છા થાય ત્યાથી પી લો, અનુભવ પામો, અને મસ્ત થાઓ રહસ્ય ક્રમ જ એવો છે કે મલિન વાસનાનો પરિહાર મૈત્રીમુદિતાદિ શુદ્ધ વાસનાથી કરવો, અને તેનો ત્યાગ ચિન્માત્રની વાસનાથી કરવો, અને ચિન્માત્રાનુભવ આથી પણ બુદ્ધિ આદિ ગ્રહણુ સાધનનો અસ્ત થતા અવાચ્ય મસ્તી અનુભવવી

૧૦

હવે વાતચીત, બુદ્ધિથી પણ પાર, એવા અભેદનો અલિક અનુભવ કહેતા, તેનો શુદ્ધ અનુભવ તો મૌનમા જ છે ब्राह्मण पाण्डित्य निर्विद्य बाल्येन तिष्ठासेद्बाल्यं च पाण्डित्यं च निर्विद्य मौनेन तिष्ठासेत् એ બૃહદારણ્યક શ્રુતિમા કહ્યા પ્રમાણે પાડિત્યને ત્યજી, આત્મબલ અને તેની અનેક સિદ્ધિના અનુભવમા રહેવા ઇચ્છા કરવી ને તે બલ તથા તે પાડિત્યને ત્યજી કેવલ મૌનમા વિરમી જવુ એ જ બ્રહ્મસાક્ષાત્કાર છે, એ મૌન અભેદાનદ કેવે પ્રકારે અનુભવાય છે, તે પણ સ્પષ્ટ કરવાનો ઉદ્દેશ છે

૧ જ્ઞાનીના વ્યવહાર ઉપર લોક, વ્યવહારકુશલ, અનેક જનો આક્ષેપ કરે છે તેની દૃષ્ટિ એવી ફાટી ગઈ છે કે તે તો સર્વત્ર ભૂમા —અમર્યાદ, અસીમ, અભેદ— દેખે છે એમ દેખવામા જ તેને કોઈ અન્ય વાત ભાવતી નથી પોતાના જેવી વૃત્તિવાળાની જ વાત ભાવે છે, તેથી જ તમે સગાઈ, મૈત્રી, સ્નેહ, મુરબ્બીપણુ, ઉપેક્ષા ઈર્ષ્યા, દ્વેષ, ગમે તે સબધોથી, મારી સાથે વાતો કરવા આવો છો, મને શીખામણુ આપો છો, કે મારો તિરસ્કાર કરી મને તમારા માર્ગ પર લાવવા ઇચ્છો છો, પણ એ બધી તમારી લાગણીને હુ ખરી ક્યારે માનુ કે તમે મારી સાથે આવો તો દુનીઆમા જ્યા સુધી ગમે તેવા નિકટ સબધમા, જ્યા સુધી ગમે તેવા નિકટમા નિકટ

સબંધમા પણ, વિચારનુ ઐક્ય નથી, જીવન હેતુરૂપ જે સાધ્ય પુરુષાર્થ તેનુ ઐક્ય, નથી, ત્યા સુધી સબંધ માત્ર મિથ્યા છે, એ સબંધથી વ્યવહારની પાર કશો લાભ થવાનો નથી વ્યવહારમા પણ ક્ષુદ્ર શરીરસ્વાર્થ વિના બીજા લાભનો સભવ નથી, માટે "સાથે આવો" તો જ સગપણ જાણવામા આવે, અને સર્વત્ર અભેદાનદનો સાક્ષાત્કાર થાય. એ આનદ આવો અપૂર્વ, પરમ, શાન, વિલક્ષણ, છતા તેમા તમે કેમ આવતા નથી ! આર્દ્ર હૃદયે સબંધી માત્રને નિમત્રણ કરે છે, કે જે આર્દ્રતા ઉપર સબધનો આધાર છે તે આર્દ્રતા પણ તેમને ખેચી શકે, પરમ પ્રકર્ષ પર્યંત ખેચી શકે, તો પરમાનદ સુલભ છે કયા આવો ? અમે પ્રેમાનદ નામના ખલાસીના જે વહાણ ઉપર ચઢ્યા છીએ તે વહાણમા આવો એમા બેસતી વખતે આખા જગતને ભુગોલ, ખગોલ, કે અતલ વિતલાદિ લોકમાત્રને છેવટના જુહાર કરીને એમા બેઠા છીએ, દરીઆમાં છતા દરીઆ ઉપર છીએ, સર્વગામી છતાં પગ વગરના છીએ, સર્વદર્શી છતા આખ વગરના છીએ હવે આ હોડી – આ શરીર – તેને હે માછીડા ! હે પ્રેમાનદ વહાણવટી ! જલદી હાકી લે, આ બધા જગતને જુહાર કરી, સાથે આવવા વિનતિ કરી, તારા વશમા પૂર્ણ રીતે આવી ગયા છીએ

૨–૩ આવી રીતે હોડીને હાકી મૌન આનદના કીનારા ઉપર લેઈ જવાની છે કેમકે સર્વને છેલ્લા જુહાર કર્યો પછી બોલવાનો સબધ કોની સાથે રહેનાર છે ? કોઈ સાથે આવશે તો તો तन्चिन्तन तत्कथन એ પ્રકારે બ્રહ્માભ્યાસ થશે એ હોડી શુ છે ? શાની બની છે ? કોણે ઘડી છે ? दत्वाभय च भूतेभ्य જ્ઞાનીએ પુત્ર દારાદિ એષણાનો ત્યાગ કરી, ભુર્, ભુવર્, સ્વર્ ત્રણે લોકનો ત્યાગ સૂચવનાર પ્રૈષોચ્ચાર કરી શત્રુ આદિનુ ક્ષમાપન કરી, ભૂતમાત્રને અભય આપી સન્યાસ કરવો એવુ વિ ધાન છે પ્રથમ નમસ્કાર તો જ્ઞાનએરને શાના પાઠશાલા અને ઘર બજાર લોક આદિએ આપેલા જ્ઞાન કરતા અધિક અને ઉત્તમ તથા ત્રિકાલા બાધ અને સર્વ સુખ સાધી આપનાર જે વેદાન્તપ્રતિપાદ્ય અભેદ-

જ્ઞાન તેને નમસ્કાર છે, અને એ જ્ઞાનથી બોધેલો જે વિચાર कोऽहं कुत इदं जातं ઇત્યાદિથી આરંભી વિચાર सोऽयमीदृश એમ કહેતા અપરોક્ષાનુભૂતિમા વિચારનુ જે સ્વરૂપ બતાવ્યુ છે તે વિચારભાવના, નિરંતર જ્ઞાનનુ ગાન, ચિન્માત્રતા,— તેને પણ નમન કરુ છુ કારણ કે એ જ્ઞાન ને એ વિચારની સાહાય્યથી જ, માયાના પાસમા પણ, સુખ અને પ્રકાશ અનુભવાયા છે, તે માયામાથી પણ આ જગતરૂપી સમુદ્રને તરવાની હોડી ઘડી શકાય તેવા પાટીયા અને તેમને જોડવાના ખીલા હાથમા આવ્યા છે જે જે અનુભવો માયામા થયા, તેમા બધે અને જે ઉપયોગ જણાયો, તેમા બધે એકનો એક આત્મા પોતાના સ્વરૂપને આગળ આગળ અનુભવવા રમતો જણાયો, અને એમ જણાવાથી, જે આત્મા મારી પ્રકૃતિમા રમી રહ્યો છે તે જ આત્માના અન્ય પ્રકારો રૂપે સમજાતા રાગદ્વેષ નીકળી ગયો આવી માયાનો અનુભવ પામતા અનેક પામર હૃદયો પાયમાલ થઈ જાય છે એવી એ માયામા અટવાઈ એમા ને એમા પુનઃ પુનઃ અટવાયા જ કરે છે તેમ મારે ન થયુ, અને માયાએ ઉપજાવેલા સ્થૂલ સૂક્ષ્મ અનુભવોરૂપી પાટીયા, તથા તેની હોડી બની શકે તે અર્થે તેમાં જડવાના ખીલારૂપ પુરુષાર્થ, માયાની જાલમા, પ્રારબ્ધની આટીઓમા, પણ સ્વતંત્ર રીતે સર્વોપરિ નિવસતો પુરુષાર્થ, એ ઉભય મારે હાથ આવ્યા, એનુ પણ કારણ વેદાંત જ્ઞાનની ભાવના છે. એને વદન કરવામા જ ગર્ભિત મર્મ એવો છે કે આટલો સાક્ષાત્કાર થયા પછી વેદાન્ત, તેનુ જ્ઞાન, તેના વિચાર એ બધુ મિથ્યા છે पलालमिव धान्यार्थी त्यजेद् ग्रंथमशेषत, वृत्ति विस्मरणम् सम्यक सम धिर्ज्ञान सज्ञक ઇત્યાદિ વચનોથી ગ્રંથ, જ્ઞાન, વિચાર આદિનો અત્યંત અનુપયોગ કહ્યો છે જ્ઞાનનિષ્ઠા, થયા પછી, ત્યાગ કહ્યો છે, કેમકે એમ થાય તો લોકવાસના ગયા છતા, શાસ્ત્રવાસના રહી વિક્ષેપ ઉપજાવે, માટે વેદાન્ત જ્ઞાનને નમસ્કાર કરવામા હવે તમે પણ કાઈ સાથે આવનાર નથી, માટે ઉપેક્ષ્ય છો એમ કહેવાનો ધ્વનિ છે આ કાવ્યમા છેક છેવટ સુધી નમસ્કારો જ આવે

છે, ને તે પ્રત્યેક નમસ્કારમાં એક પાસા પરમ ઉપકાર અને એક પાસા પરમ ઉપેક્ષા એ ઉભયે જણાવવાનો મર્મ છે. અનુભવના સસ્કારોથી પ્રારબ્ધ બંધાય છે, ને પુન પુન જન્મ થયા જાય છે, એ પ્રારબ્ધ જ ત્યારે હોડીનું ઘડનાર છે, જો કે એમા પુરુષાર્થના ખીલા ન હોત તો તે કદાપિ ઘડાત નહિ, સ્વરૂપાનુસધાનનો જે લોહ-ચુંબકમય ખડક જગત્ના સાગરની મધ્યે અડગ ઉભો છે તે તરફ હોડી ખેચાઈ ત્યા ચોટી ભાગી જઈ આનંદમા સ્થાપત નહિ પાટીયાંને મેળવી સાધા પૂરીને હોડી તૈયાર કરનાર પ્રારબ્ધ જ છે તેથી તેને નમસ્કાર છે. પ્રારબ્ધને વશ રહી જે જે ખેલ રમાય છે, જે જે રંગ તેમા ઉડાવવા પડે છે, તે બધાના સંસારો — રાગદ્વેષ — બંધાતાં હોડી ઘડાતી ચાલે છે, ને પુરુષાર્થના ખીલા એક પછી એક સજડ વાગતે વાગતે સાધા પૂરાઈ જાય છે, જેથી જગત્ના સમુદ્ર ઉપર શરીર રૂપી હોડી તરતી થઈ જાય છે 'મળ્યો માલીક વેચાયો' એમ જવનિકામા કહેવાયુ છે તે અવકાશ આણનાર પણ તે જ છે, પણ હોડી તરતી થયા પછી, માલીક મળ્યા પછી, હોડીમા જડેલા ખીલાની શક્તિ સમજાયા અને અનુભવાયા પછી, પ્રારબ્ધની કશી દરકાર નથી, તે સાથે આવનાર નથી, માટે તેની પણ ઉપેક્ષા છે.

૪–૫ વહાણ તૈયાર થયા છતા તેને ચલાવનાર, તેને સાજુ સમું, અભેદના પાર સુધી પહોચાડનાર માછી જોઈએ તે પરમ ગુરુ શ્રી શકર ભગવાન તેમના ચરણકમળને જ પ્રેમપૂર્વક નમન કરું છું દૃષ્ટિએ ન દેખી શકાય એવા અણુ અને રેણુ – રજ ઝીણામાં ઝીણા કણથી તે છેક મહા બ્રહ્માડના અનત ગોલ પર્યંતની, દૃશ્ય વિવર્ત-માત્રની રચનામાથી એમણે જ આ વહાણને હકોવનાર નાવિક ઘડી આપ્યો છે નાવિક ન કહેતાં માછી કહેવામા એવો મર્મ છે કે એવા અનેક મત્સ્ય આવે કે જે એને આખુ ને આખુ ગળી જાય, પણ તે સર્વને સાધ્ય કરવાની શક્તિવાળો આ માછી તે સહીસલામત પાર ઉતારી શકે તેવો છે. 'માછીડો' એવુ પ્રેમાભિધાન તેને આપ્યુ છે

એમનો જ પરમોપકાર છે; છતાં એ આત્માભેદનો સાક્ષાત્કાર પામ્યા પછી ગુરુ શાસ્ત્રાદિ સર્વ મિથ્યા છે, અને તેથી ઉપેક્ષ્ય જ છે. માટે તેમને ઉભય પ્રકારનો નમસ્કાર ઘટે છે. વહાણને દોરવાનું સુકાન જોઈએ. આત્માભેદનો અનુભવ કરાવનાર સુકાન પ્રેમ છે, પ્રકૃતિના ભેદમાત્રમાં પણ અભેદ તેનો તે જ, પોતામાં છે તેવો અને તેનો તે જ વિલસે છે; સર્વત્ર મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષાદિ રૂપે વૃત્તિમાત્રમાં અનુભવ કરાવી સર્વ પ્રકારનાં ભેદ, તિરસ્કાર, દુઃખ, વિટંબના, અને વ્યક્તિ વ્યક્તિના વિચિત્ર વિચિત્ર વ્યવહાર, તેમને સ્વરૂપમાં સમાવી દેનાર તો વ્યક્તિ સંબંધથી વિરહિત શુદ્ધ પ્રેમ જ છે. એવો નિઃસ્વાર્થ, સુપરિશુદ્ધ, પ્રેમ આપણે અવતરીએ છીએ ત્યારથી જ માતા પાસેથી અનુભવીએ છીએ. એ પ્રેમ કેવલ નિઃસ્વાર્થ છે એની પ્રતીતિ એ છે કે પશુ પક્ષી જે પોતાનાં બાલકો પાસેથી થોડા જ વખતમાં જુદાં પડી ઓળખાણ ભૂલી જનાર છે; અને આગળ ઉપર કશા સ્વાર્થની આશા રાખી શકતાં નથી તેમનામાં પણ માતાનો પ્રેમ અતિ નિઃસ્વાર્થ રીતે જણાય છે, તો મનુષ્યમાં તેમ ન હોય એમ કહેવાય જ નહિ. બાલ્ય મુગ્ધીના કાલમાં ગમે તેવા પ્રેમ અનુભવાય છે, પણ તે બધા અનુભવેલા પ્રેમ વૃદ્ધાવસ્થાએ પણ જ્યારે એ બાલ્યકાલના પ્રેમના રૂપને પુનઃ પ્રાપ્ત કરે છે ત્યારે જ અભેદસાક્ષાત્કાર થાય છે. તે જ પ્રેમ જો પકડી રખાય તો આ વહાણનું તે ઉત્તમોત્તમ સુકાન છે. માટે જ તેમને સર્વ પ્રેમસંબંધોમાં પ્રથમ નમન ઘટે છે; છતાં સાક્ષાત્કાર પછી 'માતા' એવો પણ વ્યક્તિ સંબંધ રહેતો નથી એટલે તેમની ઉપેક્ષા પણ આ નમનમાં ગર્ભિત છે; જ્ઞાનીના મોક્ષમાં તેનાં સંબંધિમાત્રનો મોક્ષ છે.

૬–૭. ભૂર્, ભુવર્, સ્વર્, તપસ્, મહસ્, જન, સત્ય, એ સાત લોકને નમન કરવાનું કારણ એ છે કે એ સાતે લોકના પરસ્પર સંબંધોથી જે ભૂગોલ ખગોલના મહાવ્યતિકર ઉદ્ભવે છે, અને જેમાં મનુષ્ય અને સુખદુઃખાદિ વિટંબના વેઠે છે, તે તેમના ઉપજાવેલા

છે, મનુષ્યની સ્થિતિ, મનુષ્યનો ઉદ્ભવ, તે પણ તેમને આધીન છે, વ્યક્તિ વ્યક્તિનુ ભાગ્ય, તેને સુખ દુખ, રોગ, ક્લેશાદિ જે પ્રકૃતિ જન્ય યતનાજ્ઞાન તે પણ તે સાત લોકના બળનો પ્રકાર છે એ સાતે લોક આ પ્રકારે વિવિધ રંગ દાખવે છે, જળને સ્થાને સ્થળ બતાવે છે, સ્થળને સ્થાને જળ મનાવે છે, આખા અવકાશને મહા-અગ્નિમા સળગાવી દે છે તો આખા બ્રહ્માંડને મહાજલમા નવરાવે છે, હસાવે છે, રડાવે છે એમ સમષ્ટિ અને વ્યષ્ટિ સર્વત્ર અનેકાનેક રંગ બતાવે છે, અને વ્યક્તિમાત્રને નવા નવા અનુભવ કરાવે છે એવા અનુભવથી જ માણસને અનંત બ્રહ્માંડગોલનુ ભાન થાય છે, ગોળે-ગોળને વ્યષ્ટિને, સમષ્ટિને, પિંડને ને બ્રહ્માંડને, પરસ્પર સબંધ છે એમ જણાય છે, બ્રહ્માંડ બ્રહ્માંડનો કણેકણ પરસ્પર સાપેક્ષ આચાર-વિચારવૃત્તિઆદિ ધારણ કરે છે, એમ અનુભવ આવે છે, અને ગભીર દીર્ઘ વિચાર કરતા એમ પણ સમજાય છે કે પ્રત્યેક વાત, પ્રત્યેક પ્રસગ આપણે એક જ રૂપે દેખીએ છીએ તેમ નથી પણ સ્થૂલ, સૂક્ષ્મ, કારણ,—ભુર્, ભુવર્, સાતે લોક—પર્યંત તેનો સબધ રહે છે, એક વિચાર મનમા કર્યો તો તે તેગ્યે જ રહી ગયો એમ નથી, પણ મનની સૃષ્ટિમા તે અસર કરી કોઈ કાળે આત્માની સૃષ્ટિમા અને સ્થૂલ પણ ઉતરે છે જ, સાતે લોક પર્યંત તેનો સબધ અને ધક્કો પહોચે છે, વીજળીનો તાર સર્વત્ર જડેલો છે, પિંડ બ્રહ્માંડ એક છે, એવુ ભાન આવી જાય છે, અને આ બધા અનુભવ ઉપર જ્ઞાનથી વિચાર કરતા સર્ગ-પ્રલય, જન્મ-મરણ બધુ કાંઈ જ નથી, આત્મ-દૃષ્ટિ જ એમ અનત દૃષ્ટિવિસ્તારથી અનુભવતા, સર્વત્ર ચિદ્વિલાસનો આનદ આવે છે, ચેતન્ય રમે છે તેના જ બધા પ્રકાર છે એમ અનુભવ થાય છે, સમષ્ટિ અને વ્યષ્ટિની એકતા થતા વિક્ષેપના કારણ જતા રહે છે, અને વ્યક્તિ વ્યક્તિનો ભેદ પણ અભેદમા વિલીન થઈ રાગદ્વેષ મટી જતા સ્વરૂપ જ અવશેષ રહે છે આના અનુભવરૂપી ચિન્મય જે સમુદ્ર તેમા શરીરરૂપી હોડી સુખે, આનંદે, હકાય

છે, પણ આ નમસ્કારમા તે ધ્વનિ પણ સ્પષ્ટ જ છે આવો અભેદ-સમુદ્ર તો અનાદિકાલથી વિદ્યમાન જ છે, પણ માણસો તેમા અનેક કલ્પનાઓ વિસ્તારી ભેદ માની લે છે, શાન્ત રહી, અનંત બ્રહ્માંડ ગોલનુ મધુર ગાન ચાલે છે તેનો વિટલાવક ધ્વનિ પોતાના હૃદયમા ઉતરવા દેતા નથી એટલે રાગદ્વેષ પેદા થઈ, અનેક માનસિક સૃષ્ટિઓ ખડી થતા આખો અભેદસમુદ્ર ઝેરનો જ ભરેલો લાગે છે, જગતની પ્રવૃત્તિ દુખરૂપ જ જણાય છે, અને આસુર-સંપતમા ઉતરી પરમ નાસ્તિકતા, દંભ, દર્પ, આદિનો ઉદ્ભવ થતા માણસનો વિનાશ થાય છે પણ શંકરાદિ ગુરુ સમીપ પહોચતા પૂર્વે જેણે દ્વિજત્વ આપ્યુ અને આ અવતારમા ફરીથી જ્ઞાનાવતાર આપ્યો, ઉપનયાદિ સમયે ગાયત્ર્યાદિ મહાનિગૂઢ તત્ત્વનો બોધ કરી સર્વમયતાના તેજપુંજ ઉપર લક્ષ કરાવ્યુ, તેમ જ શાલા, પાઠશાલાદિ અભ્યાસક્રમમા તે જ્ઞાનનો વિસ્તાર કરી આપ્યો, અને એ ગૂઢ તત્ત્વોપદેશ તથા એ જ્ઞાન વિસ્તારથી જ અનુભવ વિસ્તાર થતા ઝેરના સમુદ્રને અમૃતથી ભરપૂર અનુભવાવ્યો, તે પિતાને સર્વ ગુરુમા શ્રેષ્ઠ માની પ્રથમે ગુરુ કહેવા ઉચિત છે, ને તેમને નમન છે સાક્ષાત્કાર પછી તે મહત્તમ સંબંધની પણ ઉપેક્ષા છે अत्र पिता अपिता भवति એમ બૃહદારણ્યકનુ વચન છે એટલે આ નમસ્કારમા એ પણ ધ્વનિ સ્પષ્ટ જ છે

૮–૧૦ આ સમુદ્રના જે સ્થાનથી આ વહાણમા રહેલો છુ, સાથે આવો તો જ ખરી સગાઈ ગણાય એમ માનુ છુ, તે સ્થાને આવતા અનેક કષ્ટ, વિટંબના, દુખ, વેઠવા પડ્યા છે, પણ જ્યારે જ્યારે તેના કોઈ ઉગ્ર ભાવિનો પ્રહાર થયો હશે, ત્યારે ત્યારે કાવ્યરૂપે તે ઉદ્ગારો પિંડીભૂત થઈ બહાર આવ્યા હશે, અને નિરંતર દૃષ્ટિ આગળ રહી જ્યારે જ્યારે પુન તેવા તેવા સુખદુખાદિ અનુભવ આવે ત્યારે પ્રથમે જેમ એ ઉદ્ગાર કહાડવાથી શાંતિ અનુભવાયેલી તેવી જ શાન્તિ અનુભવાવી શક્યા હશે એટલે સુધી આવો અનુભવ થયો છે કે જો આવો કાવ્યતરંગનો વિનોદ ન હોત તો દુખમા આશ્વાસન

કે સુખમાં સહભાગિતા કરનાર જ, ન મળત અને કોણ જાણે શો પરિણામ આવત, પણ કાવ્ય-તરંગ વિનોદે તો સુખ દુ:ખ સર્વમાં પૂરેપૂરો ભાગ કરી, મને આ સ્થાને અત્યારે આણ્યો છે, ને તે પણ રમતે રમતે, આ અભેદસમુદ્રની ગર્જનામાં લપાઈ રહેલી રંગીલી હોડીમાં બેસાર્યો છે, એ તેમનો જ ખરેખરો ઉપકાર છે તેમની પણ ઉપેક્ષા સિદ્ધ જ છે. કાવ્યતરંગાદિએ સુખ દુ:ખમાં ભાગ કર્યો, તેમ સંસારમાં અનેક સમ્બન્ધો થયા તેમાં વિશ્વાસમાં વિઘાત અનુભવ્યો, પ્રેમમાં અપ્રેમ જોયો, પરમાર્થમાં સ્વાર્થ પેદા થયો, એમ જ્યાં ત્યાં બેવફાઈ જ દીઠામાં આવી, પણ તેવી બેવફાઈનો એ મહોટો ઉપકાર છે. આપણા પોતાના આત્માની જે ભાવના હોય તે કરતાં સામાની ભાવના નિકૃષ્ટ પડે એટલે મેળ આવતો નથી, બેવફાઈનો ભાસ ઉભયત્ર થવા માંડે છે, જે નિકૃષ્ટ ભાવનાનો આશ્રય કરનાર તે તો એવી કલ્પિત બેવફાઈને ગાળો દેવામાં જીવન એળે કાઢે છે. ઉત્કૃષ્ટ ભાવનાનો આશ્રય કરનાર એક સ્થાને બેવફાઈ જણાય, એટલે ઇતર સ્થાન શોધે છે, ત્યાંથી ઇતર શોધે છે, વળી ઇતર શોધે છે, અને એમ પરમાભેદમાં પોતાની ભાવનાને ખોઈ, મૌન આનન્દમાં વિરમે છે. પ્રતાપી, બુદ્ધિમાન્, મહાજનોને તેમના જેવું કોઈ જગતમાં મળતું નથી એટલે તે એકલા જ પડતા જાય છે, ને એમ કુદરતથી જ તેમને જે એકાન્ત ઉત્કૃષ્ટતા મળેલી છે તે એકાન્તને શોધતી રહે છે પણ એમાંથી જ તેમને અભેદ સાક્ષાત્કાર આવે છે બેવફાઈનો પણ ઉપકાર છે, તેણે જ્યાં સુધી તે વફાઈ રૂપે રહી ત્યાં સુધી તો રસબસ રમાડ્યા છે, ખૂબ રસ પાઈ મૂલની ભાવનાને મસ્ત કરી દીધી છે, એમ રમાડી રમાડી મજની ચઢાવી ને છેવટ મૂકી દીધાં છે, પણ વેદાનમાં, દુ:ખમાં, એકાન્તમાં ત્યજ્યા નથી, આ અભેદાનન્દની રેલમાં ત્યજ્યા છે. એટલે બેવફાઈનો પરમોપકાર છે, તે બેવફાઈને પણ આહ્વાન છે કે તે અમને રસમાં રમાડ્યા છે, તું રસને ઓળખે છે, તું મરી આવ તો જ તારું સગપણ સાચું માનીએ. બાકી અમારી બેવફાઈની

તું કલ્પના કર્યાં કરશે તો તે કેવલ મિથ્યા છે. એજ ભાવાર્થ સર્વત્ર, માતાપિતાદિ સર્વમાં સમજવાનો છે. એવડાઈ, આસુરી સંપત્ તેના ભક્તો, તેમનો પણ પરમ ઉપકાર થયો છે કે તેમણે પોતાની મરજીમાં આવે તેવા આરોપ ચઢાવી, વિઘ્નો પાડી, અમને પ્રહારો કર્યા; પણ એમાંથી એ લાભ થયો, અમને સુખસંપત્તિ, પદવી અધિકારાદિનો અભિમાન થતો અટક્યો, અને જે અભિમાનરૂપી ખડક ઉપર અનેક હોડીઓના ચૂરેચૂરા થઈ ગયા છે તે ખડક અમારા માર્ગમાંથી શત્રુઓએ આવા પ્રહાર કરી કરીને ખોદી નાખ્યો; ઉપેક્ષા તો સ્પષ્ટ જ છે. મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા, એ ચાર વૃત્તિનું વર્ણન આગળ થઈ ગયેલું જ છે, ને શત્રુ આદિ તો ચતુર્થવૃત્તિના વિષય છે, એમને પણ નિમંત્રણ છે, એટલો આત્મવિસ્તાર હવે પ્રાપ્ત થયો છે.

૧૧–૧૩. દેશ, વિદેશ, જાત, પરજાત, હિંદુ, મ્લેચ્છ સર્વને નમન છે; કારણ કે જે પ્રેમરૂપી શઢ આ હોડીને ચઢાવ્યો છે તેના દોરા હિંદુ, મુસલમાન, દેશ વિદેશ સર્વેએ ભેગા મળીને વણ્યા છે. તે તે દેશ, તે તે જાત, એ સર્વનો ભેદ મનમાંથી નીકળી જવો, પરમ સમતા પ્રાપ્ત થવી, शुनि चैव श्वपाके च पंडिता समदर्शिनः. એવી બ્રહ્મ સમતા આવવી, એ જ આ હોડીને અભેદસાગરમાં હાંકી શકવાનું પરમ અને પ્રથમ સાધન છે. એમાં જ ઉપકાર અને ઉપેક્ષા ઉભયે સાથે છે. આ પ્રકારે સર્વને સાથે આવવાની વિનતિ કરી સર્વને નમન કર્યું, છતાં જેમની કૃપણતા છુટી નથી, તેમને કહે છે કે, તમે હવે પાછાં જાવ, તમારી ભેદમય કૃપણતાને અનુરૂપ જે તમારા વ્યવહારથી જ તમે આગળ વધી શકશો. स्वधर्मे निधनं श्रेयः એ ઉપદેશ તમારે સાંભરવાનો છે; તમારી વાત તમને સારી લાગતી હશે, પણ વાત માત્રથી તમને લાભ નથી, તમે જે અધમતાની ભૂમિ પર ચાલતાં હો તે કરતાં આ અમારી જે વાત તમને ઉત્તમ-ઉંચી લાગે છે, તે ઉપર લક્ષ-દૃષ્ટિ રાખીને તમે તમારો જે હોય તે વ્યવહાર યથાર્થ રીતે કરજો, પ્રતારણા, આડંબર, સર્વ દૂર કરી જેવાં હો તેવાં થજો,

ને કર્તવ્ય કરજો, એટલે હૃદયનો રાગ છૂટતે છૂટતે ઉત્તમોત્તમ વાત ઉપર તમે એક જન્મે, બે જન્મે, કે કોઈ કાને પણ આવશો તમારી સામાન્ય વિચારોની પાર, તે કરતા અતિનિર્ભય એવી એ વાત તેમન 'અભેદ' એવા નામના નિશાન માત્ર રૂપે છે, અભેદ એટલું નામ તેની એક વ્યંજના છે, તેનું કરીને વ્યવહાર યથાર્થ રીતે કરશો તો ઇષ્ટાર્થ પ્રાપ્ત થશે, પરમ અકથની શાન્તિ આવશે. એમ સર્વત્ર અભેદ અનુભવી આ પ્રકારે ઉપદેશક થવાનો વિક્ષેપ થતા પુન વૃત્તિ શાન્તિ ઉપ- ઉપરામ પામવા જાય છે જે જે નામરૂપ છે, બ્રહ્માદિ માત્રમા નામધારી કે રૂપધારી ભેદમાત્ર વ્યક્તિમાત્ર છે તે સર્વનો હુ દાસ છુ, તે બધા મારા ગુરુ છે અસ્તિ भाति प्रिय એ રૂપે વસ્તુમાત્ર બ્રહ્મ છે. નામરૂપ મિથ્યા છે, એ અનુભવ આપ્યો છે

૧૪. આત્માભેદરૂપી માઝીડાને કહે છે કે હોડીને હાક અને જ્યા જવાનું છે ત્યા જા આવો ઉચ્ચાર કરતા જ હોડી ભાગી ગઈ, અને દરિયો, હોડી, માઝી, વળાવનાર બધા ડૂબ્યા ક્યા ડૂબ્યા? આ કહેનારનામા ડૂબ્યા नमोक्षोनमस पृष्ठ न पाताळे न भूतल। मोक्षो हि चतो विमञ सम्यज्ज्ञान विबोधितम् ॥ આકાશમા, પાતાળમા કે પૃથ્વી પર જવુ એ મોક્ષ નથી, સમ્યક્ જ્ઞાનથી વિશુદ્ધ જે નિર્મળ ચિત્ત તે જ મોક્ષ છે હોડી – શરીર – ભાગ્યા પછી વિદેહમુક્તિ થશે એવી જે કલ્પના છે તે વિષે પણ આમ જ જણાવ્યુ છે કે જ્ઞાન અને અભેદાનુભવ થતા સાથે જ મોક્ષ અનુભવાયનો જ છે પ્રારબ્ધભોગાર્થે શરીરસ્થિતિ છે

૧૧

સર્વત્ર અભેદાનુભવ આવવા માટે, આત્મા જ સર્વત્ર વિલસતો અનુભવાય, અને જેમ પોતાના ઉપર પોતાના વ્યવહાર માટે કાઈ રાગદ્વેષ થતા નથી તેમ સર્વત્ર થાય, અને માત્ર ઉપેક્ષા જ નહિ પણ એક પોતાના ઉપર જેવો પ્રેમ છે એ સર્વ પ્રકારે વર્ણવી શકાય

તેવા નથી નિર્વિકલ્પ સમાધિની એ જ દશા છે એ આનંદ મૌન રીતે જ અનુભવાય છે, બાહ્ય વ્યવહારના આભાસથી તેમાં વિક્ષેપ આવતો નથી એ આનંદમા ત્રિપુટીમાત્રનુ ભાન મટી જાય છે, સર્વત્ર આત્મરૂપતા જ અનુભવાય છે. માટે આ પદને 'અભાનોર્મિ' એવું નામ આપ્યું છે.

૧–૫. ગગન – આકાશ – જે બ્રહ્માંડનુ ઉપલક્ષણ છે, તે આખા બ્રહ્માંડમા આજ એટલે આ અભેદ-સાક્ષાત્કાર થતાંની સાથે જ પ્રેમને આત્મપ્રેમ તેની ઝલક તેને છલકાતો, ઉભરાતો, પ્રકાશ, છવાઈ રહ્યો છે પિંડ બ્રહ્માંડની એકતામા પણ મસ્તક એ બ્રહ્માંડ સ્થાને છે રાજ-યોગાભ્યાસીઓને માલુમ હોવુ જોઈએ કે ધારણાને યોગે એ બ્રહ્માંડમા કેવી ઝલક છવાય છે, અને તેમા શુ શુ અનુભવાય છે, તે અભેદ સાક્ષાત્કાર થયા પછી નિરંતર અને સર્વત્ર જણાય છે, અનુભવાય છે. પૃથ્વી, પર્વત ઇત્યાદિ જે કાંઈ છે, પૃથ્વી જેવા નિમ્ન સ્થાનો કે પર્વતો જેવા ઉન્નત સ્થાનો તે બધા આ ઝલકમા ડુબ્યા છે, આત્મ વિવર્તરૂપે અભેદમા ઓગળી ગયા છે, અને સચરાચર સર્વત્ર એ પ્રેમઝલક ભરપૂર વ્યાપી ગયેલી જણાય છે, અનુભવાય છે, એમા કશું દૂર નથી, કશુ અસાધ્ય નથી, કશું અદૃશ્ય નથી માટે જ કહે છે કે ભૂતકાલ જતો રહ્યો, અમુક હતુ ન હતુ ઇત્યાદિ ચિંતા માત્ર ગઈ, તેમજ શું થશે, કેમ હશે એવી જે ભવિષ્યત્કાલની ચિંતા તે પણ ગઈ, એટલે ભૂત ભવિષ્યનો સભવ જ નથી. કેવલ વર્તમાન માત્ર જ સર્વદા વિદ્યમાન છે એમ કાલનો પણ આ અનુભવે પરાભવ કર્યો છે. કાલ પરિચ્છેદનો પરાભવ થયો છે તેમ વસ્તુપરિચ્છેદનો પણ પરાભવ થયો છે. કીડી જેટલા અદૃશ્યવત્ જંતુથી તે આપણી દૃષ્ટિમાં પણ ન સમાય તેવા હાથી સુધી જે જે નાના મ્હોટા પ્રાણી સમૂહ, વસ્તુમાત્ર જણાય છે તે બધામાથી પણ હવે ભેદબુદ્ધિ નીકળી ગઈ છે. નહિ કે બધા મારી કૂટીને એકાકાર થઈ ગયા છે, પણ આત્મવિલાસના પ્રકારરૂપે અનુભવાઈ સ્વભિન્ન લાગતાં નથી. જે ઉંધી

ભેદબુદ્ધિથી ભિન્નતા લાગતી હતી તે ઓગળી ગઈ છે; કેમકે અભેદની જે સુધી, સીધી, વાટ છે તે વાટે જતાં સહેજે એમ થઈ શકયું છે. દેશપરિચ્છેદનો પણ અભાવ થયો છે. જે જે મનુષ્ય પદાર્થ આદિ જુદાં હતાં તે હવે એકત્ર, એકસ્થાનાવસ્થિત અનુભવાય છે, મિત્ર, શત્રુ આદિ જુદાઈ રહી નથી, તેમ દેશકૃત જુદાઈ પણ રહી નથી. જુદાઈનાં કારણો વાદવિવાદાદિ ઓગળી ગયાં છે, સ્વાર્થ પણ અત્યંત ટળી ગયો છે; એટલે દેશકૃત પરિચ્છેદનો પણ અવકાશ રહ્યો નથી. આ પ્રકારે દેશ, કાલ, વસ્તુ ત્રણે પરિચ્છેદ વિદ્યમાન સતે તે પરિચ્છેદની પાર જે અપરિચ્છિન્ન આત્મા સ્વરૂપાનુસંધાનની અનેક રમતો રમે છે તેનો સાક્ષાદનુભવ આવી જવાથી, સર્વત્ર એ પ્રેમની ઝલક છવાઈ ગઈ છે; એ આનંદ કેવલ અવાચ્ય મૌન છે.

૫. પરિચ્છેદ માત્ર મિથ્યા અનુભવાયા પછી, આવા જીવન્મુક્તને કાંઈ પણ કર્તવ્ય રહેતું નથી, સર્વ કરવા છતાં તે અકર્તા જ રહે છે. કેમકે તેના ચિત્તને લેપ નથી, તેને ચિત્ત જ નથી એવા જ્ઞાનીને મન, યોગ, તપ, સેવા ઇત્યાદિ સર્વ જૂઠાં જ છે, કારણ કે તે સર્વનો જેને માટે વિસ્તાર છે તે જ તે રમે છે, જ્ઞાન તો સર્વદા પ્રબલ પુરુષાર્થથી સાધ્ય થાય છે, ને જ્ઞાની પુરુષાર્થમય જ છે. ગુરુપ્રસાદિને મેવા કહેવાનું કારણ એ છે કે જેમ મેવો આવો સુખરૂપ, મિષ્ટ અને સહેજે છે તેમ પ્રસાદાદિથી સહજે જ મોક્ષની આશા કરનાર પ્રસાદને મેવા જેવો માને છે, અને કાંઈ પણ પુરુષાર્થ વિના જ જ્ઞાન સિદ્ધ થશે એવા ભ્રમમાં પડે છે. વ્રત યોગાદિથી પ્રસાદ પર્યંત સર્વ જૂઠું છે. પંડિતો, વેદાન્તીઓ જે કોઈ 'હું જાણું છું એમ જાણવાનો દાવો કરનારા છે તે બધા જૂઠા છે; કેમકે તત્ત્વનો વિજ્ઞાનમવિજાનતામ્ જે નથી જાણતા તે જ જાણે છે.' એમ કર્મ, ઉપાસના, યોગ, વાણી, મન, ઇત્યાદિથી પણ પાર એવા અભેદ સાક્ષાત્કારના મૌન આનંદની ઝલક સર્વત્ર છવાઈ રહી છે.

૬–૭. આવો સાક્ષાત્કાર જેને થયો હોય તેનું અહોભાગ્ય છે; તેનો જન્મ સફલ છે; તેની પ્રેમમય દૃષ્ટિમાં જ તે બધું સિદ્ધ છે; તેના આનંદની સીમા નથી. જે વ્યક્તિ સંબંધ રહિત સુપરિશુદ્ધ અભેદ પ્રેમ તેનું જેણે પાન કર્યું, કોઈ પણ યુક્તિથી બરાબર પાન કરી લીધું, તે પ્રેમને સાક્ષાત્ દૃષ્ટિએ દીઠો; જેવો અંતરમાં પ્રકટ્યો તેવો જ બહાર પણ સર્વત્ર અનુભવાયો, હૃદયવિસ્તાર થઈ ગયો; તેવા જીવન્મુક્ત અભેદાનુભવીને ધન્ય છે. એને જે સુખ આવે છે, તે સુખને શી રીતે બતાવાય? કે પામરો તેના ઉપર આદર કરી તેને લેવા યત્નવાન્ થાય. સમૃદ્ધિ, પ્રતિષ્ઠા, અધિકાર, વિદ્યા, સ્થૂલ પ્રેમાદિ સંબંધ, કશામાં એ સુખ નથી, એ સુખને તો आनन्दस्य मीमांसा भवति। એમ કહી બૃહદારણ્યકમાં આનંદ માત્રની મીમાંસા રૂપે બતાવ્યું છે. જેટલા જેટલા આનંદ છે તે આનંદનું માપ કાઢવું હોય તો સર્વ આનંદના સરવાળાથી અધિક અને સર્વ આનંદના સુખથી પાર જે આ ભૂમાનો બ્રહ્માનંદ તેની સાથે તેને સરખાવી જોવો જોઈએ, મૌન અનુભવમાં જ તે આવી શકે. यत्रवान्यदिवस्यात्तत्रान्योन्यत्पश्येदित्यादि શ્રુતિથી આરંભ કરી यत्रत्वस्य सर्वमात्मैवाभूत्तत्केन क पश्येदित्यादિથી સમાપ્તિ કરતાં ભૂમાના અનુભવનુ વર્ણન બૃહદારણ્યકમાં આપ્યું છે; જ્યાં અન્ય જેવું કાંઈ હોય ત્યાં કોઈ કોઈને સાંભળે ઇત્યાદિ બને, પણ જ્યાં સર્વ આત્મા થયું ત્યાં કોણ કોને શાથી જુએ સાંભળે ઇત્યાદિ બને ? આ અનુભવ કોણ કરી શકે? કોણ સાંભળી શકે? શાનાથી કહી શકાય? એ તો કહેવાય જ નહિ; 'ન કહેવાય' એટલું જ જણાવવામાં જ એ બરાબર કહેવાય છે. યાજ્ઞવલ્કયે તેમ વસિષ્ઠે છેવટનાં પ્રશ્નોનું ઉત્તર મૌન માત્રથી જ આપ્યું છે.

૮. આવો જે સાક્ષાત્કાર તે અતિ સરલ છે, બહુ સહજ છે, એને માટે લાંબી લાંબી વેદાંત પરિભાષાઓ ગોખવાની જરૂર નથી. વેદાંતના આડંબર ચલાવવાનું પ્રયોજન નથી. યોગ, તપ, આદિ કષ્ટકૂટની અપેક્ષા નથી, કેવલ એક શબ્દમાં જ, આખા વેદાન્તનો અને

સમગ્ર મોક્ષનો સંગ્રહ છે, ને તે શબ્દ 'પ્રેમ' છે. પણ એ પ્રેમ બરાબર કહી બતાવતાં આવડવો જોઈએ એટલે કે સ્થૂલ સૂક્ષ્મ કારણની પાર એવું પ્રેમનું જે ચતુર્થ સ્વરૂપ સર્વમયતા ઉપજાવે છે તેનું યથાર્થ જ્ઞાન હોવું જોઈએ; અને એ જ્ઞાન થયા પછી તે પ્રેમ કરતાં આવડવો જોઈએ. એ પ્રેમ–સ્વરૂપનો સર્વત્ર અનુભવ થઈ જવો જોઈએ. યથાર્થ જ્ઞાન થવું, અને તે પ્રમાણે કરવું તે બે વાત યદ્યપિ જુદે જુદે ગણાવી તે ઠીક જ છે. પણ વાસ્તવિક રીતે એ બે જુદી વાત નથી. આ પ્રેમના સ્વરૂપને જાણ્યું એટલે તેમ થયા વિના રહેવાનું જ નહિ, એટલી આ જ્ઞાનની સવિશેષતા છે. વેદાન્તમાં એને જ જ્ઞાન કહે છે; બીજાને તો પરોક્ષ જ્ઞાન કહે છે, ત્યારે આવા પ્રેમને જે કહી બતાવે એટલે કે કરી બતાવે તેના મનને જ આ મારી ઉક્તિ ભાવશે; અન્યને તો, તેમની તેમની વૃત્તિની સ્થિતિની અનુસાર, ગમે તેવો ભાસ ઉપજાવશે. પણ આ ઉક્તિ જેને ભાવશે, જેને નહિ ભાવે, તે સર્વ એક જ છે, વિક્ષેપનો પ્રસંગ જ નથી. નિરાશા જ આશા છે.

।

इति शिवम्.

## પ્રસ્તાવના

(પ્રથમાવૃત્તિની)

મહા સમુદ્રમાં યાત્રા કરી ફાટલા તૂટલા શઢ અને ભાંગેલાં સુકાન તથા હલેસાં લઈને પણ જાનમાલ બચાવી સાજાસમા આવેલા વહાણના નાવિકને લાગેલા તોફાનમાંથી બચવાની વાત પૂછી નવા નાવિકો પોતાના કાર્યમાં કુશલ બને છે. અનુભવ મહા સમર્થ શિક્ષક છે.

આ સંસારસમુદ્ર મહાગહન છે, એમાં જે તોફાન અને પવન લાગે છે તે એવાં અસાધ્ય હોય છે કે તેમાંથી ક્ષેમકુશલ આવેલાં ઘણાં થોડાં વહાણ કોઈની દૃષ્ટિએ પડે છે, કદાપિ કોઈપણ નહિ હોય એવી શંકા થઈ આવે છે, ઇતિહાસનાં પાનાં ઉથામતાં આવો જ તર્ક થઈ આવે છે, પણ કોઈ કોઈ સ્થલમાં કોઈ વિરલ હોડી બચી ગયાના સમાચાર આપણા તોફાની જહાજને આરામની આશા પકડાવી પ્રયત્નપરાયણ કરે છે. મહાત્મા મુનિ ઋષિઓનાં વચન વિચારતાં તે કેવલ આવા અનુભવની જ ખાણો ઠરે છે, ને તેમનાં વૃત્તાંત, તથા તેમની શિક્ષા કોઈ પણ જહાજને સુખરૂપે સંસારસમુદ્ર તરાવવાનો સિદ્ધ ઉપાય છે એમ યુક્તિથી વિચારતાં સમજાય છે. આર્યાવર્તના મહાત્માઓ આ કામમાં ઘણા કુશલ નાવિક જણાયા છે.

આવા પ્રસંગમાં પૂજ્ય મહાત્માઓના અવિચલ ઉપદેશનું કાંઈ રહસ્ય લક્ષમાં આવે, ને તેમ થવામાં મારા અલ્પ વિચાર અને અનુભવ કોઈને પણ ઉપયુક્ત થાય એમ સમજી આ લઘુગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. સર્વને સરખો અનુભવ થતો નથી, સર્વને ખરું જ્ઞાન તો એક જ થાય છે, પણ એક જ માર્ગે થતું નથી. આવા કાંઈક ઉદ્દેશથી જ અધિકારનાં સ્વરૂપ બંધાય છે. મારા વિચાર જેવા જેને વિચાર થયા હોય, છતાં સંશય હોય, તેને આ ઉદ્ગાર કામ આવે એમ જાણી

બહાર આણ્યા છે. મારા જેવા શોધક – સહાધ્યાયી – ને મારા વિચાર કામ લાગે માટે જ તે અસ્તવ્યસ્ત છતાં પણ કાંઈક સંકલનામાં ગોઠી બહાર આણ્યા છે. આ ગ્રંથમાં સમાવેલાં પદ્ય માત્ર ૧૧ છે, ને તે મેં આ પુસ્તક રચવાના હેતુથી બનાવ્યાં નથી, એટલે હું એમ કહું તો નવાઈ જેવું નહિ લાગે કે એ પદ્ય ૫–૭ વર્ષમાં બનેલાં છે. મારી બીજી પ્રવૃત્તિમાંથી મળેલા અવકાશમાં, વર્ષ ૭ માસમાં થયેલા કોઈ ઉગ્ર અને હૃદયરોધક અનુભવના પરિણામરૂપે એકાદ પદ્ય બનાવી રાખવામાં આવતું. અદ્વૈત મત સંબંધી મારા વિચારો ગુજરાતના વાચક વર્ગને જણાવવાની પ્રેરણા વારંવાર થતાં, હાલ, એ પદ્યને ટીકા સહિત બહાર મૂકવાં ધાર્યાં. આવા જ કોઈ પ્રસંગનું આ 'પ્રેમજીવન' એ ફલ છે; બાકી ધારીને રચેલો ગ્રંથ નથી એટલે વાંચનાર ગુણદોષ ઉદાર બુદ્ધિથી વિચારી લેશે.

નામ 'પ્રેમજીવન' ઠરવાનું કારણ પણ કાંઈક તેવું જ છે. દુનીયાંમાં 'પ્રેમ' એ શબ્દમાં ઘણી વાતોનો સમાવેશ છે, ને એનો અનુભવ કરવાનું અભિમાન રાખી આડે અવળે માર્ગે ભમનારનાં ઉદાહરણ અગણિત છે. છતાં પ્રેમ સમજાય તો મોક્ષનો માર્ગ ખુલ્લો છે. આ વાત મેં ટીકામાં ઘણી વાર પ્રતિપાદન કરી છે. આવી પ્રેમ-કલ્પનાના પરિણામ રૂપ, આ પુસ્તકમાંનાં પદ્ય છે, 'સામાન્ય પ્રેમના અનુભવમાંથી પરમ પ્રેમ સમજાવવાનો ઉદ્દેશ છે; ને આ પ્રકારનો ઉભય પ્રેમનો સંબંધ હોવાથી પદ્યની રચના વારંવાર સાંસારિક સંબંધી મારેની જ હોય એવી જણાય છે. વિચારતાં, પ્રેમ એ જ વિશ્વનું જીવન ઠરે છે, માટે આ સંગ્રહનું નામ 'પ્રેમજીવન' કલ્પ્યું છે. એની ટીકા પણ મેં મારે હાથે લખી છે; એમ કરવામાં ફક્ત મારાં પદ્યની ગેર-સમજુત ન થવા દેવાનો હેતુ છે. બાકી સમર્થ વિદ્વાનો તો મારા ધારેલા જ અર્થ રૂપે તેમને સમજે એવી મારી ખાત્રી હોવાથી તેમની અવજ્ઞા થાય એવા મત્સરનો લેશ પણ નથી. ટીકાને આરંભે કાવ્યની અર્થકલ્પનાનો મુખ્ય માર્ગ જણાઈ જાય તે માટે માર્ગસૂચક – દિગ્દર્શન

— લખ્યુ છે, તે માર્ગની દિશા જાણ્યા પછી સમગ્ર અક્ષરાર્થ લક્ષમા આણી સિદ્ધાન્તનો પાર જણાવનાર – પારદર્શિની — ટીકા યોજી છે.

ગ્રથ લખવામા મુખ્ય ચાર વાત જે વિષય, સબંધ, પ્રયોજન અને અધિકાર તે સર્વ વિષે મે પ્રકારાન્તરે જણાવ્યુ આ લઘુ વિવેચન યોગ્ય અધિકારીને હાથ જાય તો જ ઠીક એમ ધારી તેને મૂલ્ય લઈ ન વેચતા અધિકારી સજ્જનોને એમ જ આપવાનો મારો આશય હતો ભાવનગરના પરમ ઉદાર મહારાજા રાઓલશ્રી તખ્તસિહજી જી સી એસ આઈ ના અમાત્ય મડલાતર્ગત મારા પરમ સ્નેહી રા રા લલુભાઈ સામલદાસને આવી વાત કહેતા તેમણે મારા ગ્રથની કલ્પનાને અનુમોદન સપ્રેમે મહારાજશ્રીના વિદ્યાવૃદ્ધિ ખાતા તરફથી મદદ અપાવી મારો આશય બર આણવા મને સમર્થ કર્યો છે તે માટે હુ — સર્વ વાચકવર્ગ સહિત — ઉપકૃત છુ

# પ્રેમજીવન

( પારદર્શિની સહિત )

રચનાર

કોઈ શોધક

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्त ग्रथकोटिभि
ब्रह्म सत्य जगन्मिथ्या जीवो ब्रह्मैव नापर

" In such access of mind, in such high hour
Of visitation from the living God
Thought was not, in enjoyment it Expired,
Rapt into still communion that transcends,
The imperfect offices of prayer and praise,
His mind was a thanks-giving to the Power
That made him, it was blessedness and love "

" यत्र त्वस्य सर्वमात्मैवाभूत् तत्कन क पश्येत "

તૃતિયાવૃત્તિ

સન ૧૯૧૪

"Of all that is meant by such words as love, sympathy, affection, trust, of all the treasure of moral ideas which are contained in our relations to the family, the community, the state, we should never if isolated in our own individuality, become the conscious possessors Considered from a merely individualistic point of view, the social institutions amidst which we live, are, every one of them, limits to our freedom But considered from a higher point of view, it is just here most of all that there is provided an escape from the narrowness and poverty of the individual life and the possibility of a life which is other and larger than our own, and which is most truly our own For to be ourselves we must be more than ourselves What we call love is, in truth, finding of our own life in the life of another, the losing of our individual selves to gain a larger self"—John Caird Poilosophy of Religion, P 124

"પ્રેમ, દયા, સ્નેહ, શ્રદ્ધા એ શબ્દોની વાસ્તવિક શક્તિનો, તેમજ કુટુંબ, જ્ઞાતિ, દેશ ઇત્યાદિ સાથેના સબંધોમા જે ઉત્તમ નીતિ સમાયેલી છે, તેનો જો આપણે પડે એકલા જ રહ્યા કરીએ તો, કદાપિ સાક્ષાત્ અનુભવ ન કરી શકીએ કેવળ સ્વાર્થબુદ્ધિપરાયણ થઈ વિચારતા એ જ સબધ દ્વારા મુખ્ય કરીને સ્વાર્થબુદ્ધિથી થતા સાકડા મનને મારવાનો, કેવળ એકલા રહેવાના દુખમાથી મુક્ત થવાનો, માર્ગ યોજ્યો છે, અને કેવળ અહકારયુક્ત સ્વપરાયણ જીવિત કરતા

ઉચ્ચતર અને વિસ્તીર્ણ જીવિત ખરૂં પરમાધાર બ્રહ્મ જ્ઞાન — તેમાં ભળવાનો સભવ બતાવેલો છે. કારણ કે ખરું સ્વરૂપ જાણવા માટે આપણે સ્વરૂપ કરતાં મોહોટા થવું જોઈએ. જેને આપણે પ્રેમ કહીએ છીએ તે વાસ્તવિક રીતે, આપણા પોતાના જીવિતને સામાના જીવિત–મય બનાવવું એનુ બીજું નામ છે, આપણા સ્વરૂપનુ ભાન પરમાધારરૂપના ભાનને માટે ભુલવાની વાત છે.”

પ્રીન્સીપાલ જોન કેર્ડ — ફીલોસોફી ઓફ રીલીજ્યન પા. ૧૨૪.

તા. ૧ જુલાઈ ૧૮૮૭ }
નડીયાદ }

લી. તમારો સવર્ગીય
શોધક

---

## પ્રેમજીવન

### (૧)

### પ્રેમસ્વરૂપ.

દીંડી

પ્રીતિ પ્રેમ વંદું જય જય જય વાણી,
ભર્યાં પ્રેમ થકી પવન આભ પાણી,
શીતલ પ્રાણ સા'ય આપતો સમીર,
સુરજ ચંદ્ર તણો પ્રેમ શો ગંભીર! ૧

પિતા પુત્ર માતા પત્ની ને સંસાર,
દીસે પ્રેમવડે દીપતો ઝગાર;
તુટ્યો પ્રેમ ફીટી જાય છે સંસાર;
પરબ્રહ્મતણી યોજના અપાર! ૨

પુરો પ્રેમી અંશ પ્રેમનું જ અંગ,
સદા ઝીલતો પ્રીતિ તણા તરંગ,
મળે સાથ કદિ લાખમાંથી એક,
ગહન પ્રેમ અકલ યોજના અભેદ. ૩

શકે અમૃત તણું પાન કર્યું છેક.
શીતલ સેક રોમ રોમમાં અનેક,
અદ્‌ભૂત પ્રીતિ પાનનો કર્યો વિવેક,
ગહન, પ્રેમ! તારી યોજના અનેક! ૪

પશુ પ્રાણી સમૂહ સંઘમાં ફરે છે,
વિવિધ ઘાટ તણી યોજના કરે છે.
મનુષ્યજીવ મનુષ્યજીવથી તણાય,
પ્રકટ, પ્રેમ! તારી કલ્પના જણાય. ૫

પ્રિયા પ્રિતમતણે કંઠ લીન થાય,
પિતા કંઠ વિષે બાલકો ભરાય,
ભિન્ન ઠામ ભિન્ન ભિન્ન રૂપ ભાસે,
બધે પ્રેમ! તું જ એકલો પ્રકાશે. ૬

નથી દુઃખભેદ, પ્રેમ! શક્તિ તારી,
તિમિર દુઃખ પ્રેમ તેજ દે વધારી,
બધે બ્રહ્મરૂપ બ્રહ્મપ્રેમ જાણું.
કૃતિ રીતિ ગતિ ભિન્ન ના પ્રમાણું. ૭

(૨)

માયા અને પ્રેમનો વિરોધ.

પદ—(મહાડ)

સાચી બાલમ? દુનીયાંમાં પ્રીતિ ના બને.

પ્રીતિ નશો આકરો રે,
મત પી છોડ ગમાર,
સામું પીધેલું નહિ મળે તો,
ખાઈશ સુગો માર—બાલમ, પ્રીતિ ના બને૦ ૧

એ જ નિશાની ધૂનમાં તો;
છૂટી જશે સંસાર,
રાગી, વિરાગી, ત્યાગી, ફકીરી,
બ્રહ્મ ભજન એકતાર—બાલમ૦ ૨

એ જ દીવો વિશ્વનો, એ
ઘણુ અંધારી રાત,
રાત વિષે પરભાત ક્યાં?
વળી ખાવી સામી લાત!—બાલમ૦ ૩

સ્વારથની પી વારણીને;
દુનીયાં બાધી મત્ત,
પ્રેમ નશો ત્યાં વાત નકામી;
મત્તમાં થા ઉન્મત્ત !—બાલમ૦ ૪

ભેગાં મળ્યાં દશવીશ સો એક,
વસ્ત્ર ચડાવ્યાં શીશ,
વસ્ત્ર ધરેલાં તે જ નાગાં;
નાગાં સર્વ અધીશ !—બાલમ૦ ૫

પ્રેમતુલ જગવહ્નિ, હું–તું–
ભેદ ગણો ધૃતરૂપ,
એ સર્વે જ્યાં હોય ત્યાં,
શી પ્રેમકથા સુખરૂપ ?—બાલમ૦ ૬

પ્રેમ ખરો એ આદરો, જ્યાં,
સર્વે કાંઈ સમાય,
હું–તું ભેદ ટળે મળિ ?
બધે બ્રહ્મ પ્રેમ વરતાય —બાલમ૦ ૭

---

(૩)

## માયાનો ખેલ

પદ – (આશાગોડી)

રંગબેરંગી પસારી, જાળ એવી રંગબેરંગી પસારી
કામ દામને ભરપૂર જારી—જાળ એવી૦ ૧

ધાયો હજાર ગમાર હર્યું તન;
દીપ પતંગની યારી,—જાળ એવી૦ ૨

તો પણ પાશ તને નવ લાગ્યો,
આ દીલ રસ ઉભરાય.—હરીલિ! ૫

તું રસમય બન કે તજ પાલવ,
રસ રસ રસ ઉભરાય!—હરીલિ! ૬

શું રસમણિ રસરૂપ બતાવે?
રસવણ વિરસ જણાય.—હરીલિ! ૭

---

(૬)

(સાત્વિક ત્યાગ.)

ગજલ – (સોરઠ)

ઉડી જા તું ગાફેલ ગાભરા!
તારે અંતરે શીં આંટી રહી!
તારી પાંખ પ્રૌઢ થઈ હવે,
યશ વાણીનો કવિયો કવે,
રહી રિદ્ધિ કર જોડી નવે,
તોએ આ શી આસક્તિ રહી!—ઉડી જા૦ ૧

આ તો જાળ સ્વાર્થની છે રચી,
કામ ક્રોધ કોટ રહ્યો મચી,
ખોઈ શુદ્ધિ લાખ ગયા પચી,
પણ ખોઈ તે ફરી ના જડી.—ઉડી જા૦ ૨

નશો પ્રેમનો જે ઘુંટી પીએ,
તેને રંગ નિત્ય નવા જડે;
તે બ્રહ્માંડમાં નિજાનંદ લે;
એ ખુમારી તુજ નયને ચઢી:—ઉડી જા૦ ૩

છે તું અન્ય કોઈની શોધમાં ?
તો તો ધૂળ પડી તુજ બોધમાં :
નિજરૂપથી બીજું શોધ મા,
સર્વ એ જ છે વિસર્યાં અહીં;—ઉડી જા૦ ૪

દેખે નારીમય કે સોને ઘડયું,
કોઈ જીભ, લટ, નયને અડયું,
કોઈ કયાં અને કોઈ ક્યાં પડયું,
પણ વાત તો કહીંની કહીં !—ઉડી જા૦ ૫

હતો બાલ તો સુધું ભાસતું,
વધ્યાં વર્ષ જ્ઞાન મળ્યું ઉંધું;
પરભાવ્—બન—બનીયું કુડું,
મળે બાલપણ પાછું ક્યાં જઈ!—ઉડી જા૦ ૬

પોથી વિશ્વની ભણ્યો ભુલ તું,
પળીયાં છતાં બન બાલ તું;
ખરી મસ્તી એ ખરું સુખડું,
પછી પાપ પુણ્ય અડે નહિ.—ઉડી જા૦ ૭

---

(૭)

### માયાના પ્રેમરૂપે બ્રહ્મભાવ.

ગજલ. (ભૈરવી)

દીલ શું દીલ લાગ્યા પછી ખેંચે શું તું ખીજાઈ ને !
નયન ખેંચે ક્યાં હવે, મીઠી ખુમારી પાઈને ?— દિલ૦ ૧

તારો દિવાનો તેં જ પાયો મુજને ધરકે શરાબ,
મ્યાર કે જીવાડ ચાલે શું હવે લપટાઈ ને !— દિલ૦ ૨

ધન ધાયો જોયું ઉંચું ન નીચું :
મૃગજલ પર તે સવારી,—જાળ એવી૦ ૩

જન્ તલસે જન જાન ગુમાવે;
એ પટની એ અંધારી—જાળ એવી૦ ૪

પ્રાણપ્રિયા લપટાઈ ઢળ્યો શું !
મોત ઉપર છે પથારી,—જાળ એવી૦ ૫

જીવ શમે વિષના વિષમાંહી;
મનમાંથી સુખ લે વધારી,—જાળ એવી૦ ૬

મનહરિણિ ! પલકાય ફસી શું !
ગુરુ કહે ભય શિર ભારી !—જાળ એવી૦ ૭

ઉપર, બાહેર, આગળ, પાછળ,
ઉગરવાનોં ન બારી,—જાળ એવી૦ ૮

આતમ બ્રહ્મમણિ બન મનવા
જ્યોત દે સર્વ ઉજાળી !—જાળ એવી૦ ૯

---

(૪)

ઠુમરી– ( ખમાયચ–જીલ્લો અથવા કાફી )
જવા દો સતો ખેલ અનાદિ અનંત;
જવનિ માયા, પાત્ર વિવિધને.
ફેંકી રહી દિગંત !—જવા દો૦ ૧

ચંદા સૂરજ નભ ગ્રહ છાયું,
ભૂષણ વસન સુરંગ—જવા દો૦ ૨

કર ઉદધિ ને, તન જગ બાધું,
સૃષ્ટિ શ્વાસ લસંત !—જવા દો૦ ૩

એ ભુવિ ફ્લકે, નાચંતી નિત,
વૈભવ વિશ્વ દગંત !—જવા દો૦ ૪

કોણે એ લહી, કોણ લહે વળી,
થાક્યા સંત મહંત !—જવા દો૦ ૫

હસતી રોતી, મરતી જીવતી,
એક પળે બહુ રંગ !—જવા દો૦ ૬

સમજો એને, તે જ લહો :મન,
એ જ અનામય પંથ.—જવા દો૦ ૭

---

(૫)

## માયાનો તિરસ્કાર

( તમોગુણ જન્ય )

ઠુમરી— ( કાફી, ધનાશ્રી, ભૈરવી )

આંખ ભર્યે શું થાય? હઠીલિ ! આંખ ભર્યે૦

ફેરવવા મુજ સરખા પાછળ,
તું વિધ વિધ પલટાય !—હઠીલિ ! ૧

રૂપથી વાણી વિલાસથી મોહથી,
બાંધ્યા તે જ ફસાય !—હઠીલિ ! ૨

હું રસઘેલો તું રસઘૂની.
મેળ હવે નહિ ખાય—હઠીલિ ! ૩

લાજ તજી ઘરબાર તજ્યું વળી,
મિત્ર સગાંને સહાય;—હઠીલિ ! ૪

ધિક્ક! એ પ્રીતિ ન બોલે શું વિચારે ખ્વાબ તું!
આંગળી હોઠે દઈ ઊભી રહી ગુંચાઈને— દિલ૦

લટ અલક છટકી ગઈ ક્યાં વીજળી ઝંખાઈને!
ક્યાં ગઈ! હા! ક્યાં ગઈ! બ્રહ્માંડ બેઠી છાઈ ને!— દિલ૦ ૧

તું જ બ્રહ્મા તું જ વિષ્ણુ, દેવ તું, દાતાર તું,
હું તું ને શ્રી બ્રહ્મ તું રહી પ્રેમ લીલા છાઈએ!— દિલ૦ ૧

નાસ્તિકોમાં મુખ્ય કે આસ્તિક કે ગાંડો કહો,
હું તું સર્વે એક કોઈ મર્મ એવો સાહીં લે!— દિલ૦ ૬

---

(૮)

## શુદ્ધ પ્રેમનો વિરાગ.

પદ. (કાલિંગડાની ધૂનમાં.)

અમે વૈરાગી વૈરાગી, જનમના વૈરાગી વૈરાગી,
રામનામ અચલ ધૂન લાગી— જનમના૦ ૧

આવ્યા પડે જાવું પડે,
મિથ્યા વચલી બાજી;
પ્રેમ ધરો શા ઉપર સંતો!
ઘડીં ભાગે ઘડીં સાજી!— જનમના૦ ૨

પ્રેમસ્થાન પત્નીનું મોઢું,
કષ્ટ રૂપ પ્રુફ લાગી;
માત તાત પણ સ્વારથ સાધે,
ઠોકર છેવટ વાગી!— જનનના૦ ૩

ભીતર દાઝ્યું કોણ રુઝાવે.
કોણ બતાવે સાચી!

ધૂળ ઉપર લીંપણુ કેમ લાગે;
એ ગત સંતો કાચી !— જનમના૦ ૪

મિત્રો સ્નેહી સંબંધી સર્વે,
પોતપોતાનું તાણે:
મનની મનમાં રે', નવ સમજે,
તે મૂરખ પરમાણે.— જનમના૦ ૫

આત્મભાવ સઘળે કરી લો ભાઈ,
આત્મારામની પ્રીતિ;
એ જ ખરા અનુભવ: પછી માયા,
કાળું ધોળું ભલે કે'તી !— જનમના૦ ૬

ઘર સાચવતાં હરિપદ સેવો,
એમ કહે કોઈ રીતિ:
હરિપદ બાંધ્યો અવર ન દેખે
ક્યાં ઘર ક્યાં એ નીતિ !— જનમના૦ ૭

રાગીને નવ રાગી જાણો,
રાગી ખરા વેરાગી,
રાગ વિરાગ ન એક લહ્યો મન;
તે જ ભિખારી વેરાગી.— જનમના૦ ૮

અવિચલ નિર્મલ રામ અમારો,
એ જ પરમ પ્રીતિકામ ઠામ,
લોક ભલે મણિ પથ્થર જાણે,
એનું લેશ ન કામ.— જનમના૦ ૯

(૯)

### પ્રેમ સ્થાન ક્યાં ?

ગજલ. (બિહાગ)

દીલ તખ્તે જગો તારી કોઈએ પૂરી નહિ,
હરદમ તથા પધારી દીલમાં સુની નહિ.— દિલ૦ ૧
દુનીયાં પ્રીતિ ભરી ભલે, ઝીલે સુભાગી જન,
હો ભલે એ સોગણી : આ દિલને પૂરી નહિ.— દિલ૦ ૨
ભાવે રમાડું તુજને, બેસાડું સાને પાસ,
ભેટવા હું જાઉં ત્યાં, મુરતિ દીઠી નહિ— દિલ૦ ૩
મુરતિને હું ન માનું, કામ શું તે સાથ !
એ જ નયનોની મઝા, મુજને અધુરી નહિ.— દિલ૦ ૪
તું મળી હતી મુજને, રહી એક બે પળ વાર,
ઘા કરી દીલ કારી ગઈ રંગમાં પૂરી નહિ.— દિલ૦ ૫
એ ખૂનને ટીપે ટીપે ગાઉં હું તારું નામ,
તું વિના કર્ત્તારની ખુબી મને પૂરી નહિ.— દિલ૦ ૬
આવ કે ના આવ તું, તું જ આઠે જામ,
હું તું એ ખુવારીમાં મને સબુરી નહિ.— દિલ૦ ૭

---

(૧૦)

ગજલ (ભૈરવી)

આંસુડાં મારાં લુવે એ મુરતી કાં' કોણ છે !
ચાલે જીગર પાણી થઈ, રોકનારું કોણ છે ! – આંસુડાં૦ ૧
જામો નિરંજન નામનો, હું પ્રેમનો પેલો ફકીર,
એ જ જામો એ ફકીરી, ટાળનારું કોણ છે ! – આંસુડાં૦ ૨
છે દુનીયાં ! તો નિત્ય હો, ના છે નહિ; તો શું જુઓ,
છે ! ખરી ને નહિ :— એનો દિવાનો કોણ છે ! – આંસુડાં૦ ૩

સાચો સદા છે પ્રેમ, જેશું દુનીયાં બાધી હરામ,
દુનીયાં પ્રેમે નથી, તો નીતિ રીતિ કોણ છે! — આંસુડાં૦ ૪
દુનીયાં પ્રેમે નથી, પણ પ્રેમની દુનીયાં હજાર,
એ વિરિંચિ, એ જ વિષ્ણુ : એ વિનાનું કોણ છે! — આંસુડાં૦ ૫
એ જ મારું નામ, એની શોધમાં ગુલતાન તાન,
દુનીયાં મારું ફના : એના વિના એ કોણ છે! — આંસુડાં૦ ૬
એની મઝા અંતર્ મને, કે જાણે કોઈ પ્રેમીજન,
પામ્યો હું કે પામ્યો નહિ એ પૂછનારું કોણ છે? — આંસુડાં૦ ૭
એજ આંસુમાં મણિ? ભીની મીચી રો' આંખડી,
બોલનારાં દૂર રો', એ ઝાળ ઝીલે કોણ છે? — આંસુડાં૦ ૮

---

## (૧૧)

## પ્રેમમય ઉપાસ્ય બ્રહ્મ

ઠુમરી – ( ખમાચય )

દગ રસભર મોરે દીલ છાઈ રહી,
છાઈ રહી, છલકાઈ રહી. — દગ૦ ૧
ઝાંખ ઝપટ નિદ્રા નવ કાંઈ,
પલક પલટ અણપાઈ રહી — દગ૦ ૨
પૂર્ણ ભરી મદ મંદ વિલાસિની,
નવિન સુધા વરસાવી રહી. — દગ૦ ૩
દુઃખી સુખી વળી વિધવિધ રંગી,
ખલક સુરંગ મચાવી રહી. — દગ૦ ૪
ભીતર બાહેર ઉપર નીચે,
મણિમય મોદ મચાવી રહી. — દગ૦ ૫

---

# દિગ્દર્શન

( જે અધિકારીને ઉદ્દેશી આ ટીકા ઇત્યાદિ લખ્યાં છે, તેમનાથી ન સમજાય તેવા અદ્વૈતશાસ્ત્રના પારિભાષિક શબ્દો બનતા સુધી આમાં દાખલ કર્યા નથી. )

---

આ વિશ્વની રચના ગહન છે. આ ગહન રચનારૂપ રસાયણ જાતજાતનાં અનુપાનથી વિલક્ષણ ચમત્કૃતિનો ખેલ જમાવી રહ્યું છે. એ ખેલ સુખદુઃખ, હર્ષશોક, ભયઉત્સાહ વગેરે અગણિત વૃત્તિઓથી પૂર્ણ છે; ઉત્પત્તિ–માત્રના ઉપભોગનું ક્ષેત્ર છે.[1] સર્વે પોતપોતાની ચેતના અને જ્ઞાનના પ્રમાણમાં સુખદુઃખ અનુભવે છે; એક સ્થિતિ કે કાલનાં સુખ બીજી સ્થિતિ કે કાલનાં દુઃખરૂપે જણાય છે, ને એથી વિષમ પણ બને છે. પણ પૂર્ણ જ્ઞાનવાનને સર્વ સ્થિતિ આનંદ આપે છે. જ્ઞાનની ન્યુનાધિકતામાં જ દુઃખસુખનો સમાવેશ થાય છે.

ફલિત થયું છે કે ઉત્પત્તિમાત્રની પ્રવૃત્તિ સુખ તરફ છે. સુખ એટલે આનંદ એમ તો સર્વ માને છે, પણ તે આનંદનું સ્વરૂપ જ્ઞાનની ન્યૂનાધિકતા પ્રમાણે બંધાય છે, માટે જ સુખને ને જ્ઞાનને એક રીતે પર્યાયરૂપે પ્રતિપાદન કર્યાં છે. વિવેક માત્ર ત્યારે જ્ઞાનનો કરવા રહ્યો, જ્ઞાન શબ્દ બીજા બેની અપેક્ષા કરે છે, જ્ઞાતા જાણનાર અને જ્ઞેય જાણવાનું. જ્ઞાતા કોણ? આત્મા. જ્ઞેય શું? સર્વ સૃષ્ટિ સર્વ વાત સમજનાર: બાલ્ય, યૌવન, વાર્ધક્ય એ ત્રણ અવસ્થા, તેમ, ભૂત, ભવિષ્ય, વર્તમાન એ ત્રણ કાલમાં અવિકૃત રહેનાર કોઈ નિત્યજ્ઞાતા છે એવો અનુભવ નિરંતર બને છે. એમ ન હોય તો જે જ્ઞાનની પરંપરાને

---

1. કર્મલોક એવી શાસ્ત્ર પ્રસિદ્ધિ છે.

અધીન વ્યવહાર છે તે તમામ લોપ પામી જગત્માં અવ્યવસ્થા થઈ રહે. એવો પણ નિયમ શ્રીમદ્ભારતીતીર્થ આદિક મહાત્માઓ કથે છે કે જ્ઞેય વસ્તુનાં ભિન્ન ભિન્ન રૂપ જોતે છતે પણ જે અવિકૃત રહે છે તે જ્ઞાતા છે. કાળા, ધોળા, પીળા પદાર્થ જોતાં આંખ જ્ઞાતા કરે છે; આંધળી, કાણી, ઠુંઠી એવી આંખ જોતાં મન જ્ઞાતા કરે છે—આ આત્મા સ્વપ્રકાશ માનવો, કેમકે તેને કોઈ જોતું હોય એવો અનુભવ નથી ને તેમ માનવામાં તેને જાણનાર, વળી તે જાણનારને જાણનાર એમ કેવલ અનિયમ થઈ અનવસ્થા પણ બને છે.

આર્યાવર્તમાં ષડ્દર્શનથી માંડીને નાના સંપ્રદાય પર્યંત પદાર્થ વિજ્ઞાનમાં પણ, આ જ વાતના નિર્ણયને માટે મથન છે. યુરપ દેશના નિર્ણય આપણા દેશના લોકને આજકાલ વધારે માન્ય થયેલો છે, માટે પ્રથમ તેમના મુખ્ય નિર્ણય જણાવીએ. ત્યાં કેટલાક લોક નાસ્તિક[1] છે, તે કહે છે કે જડ પદાર્થમાત્ર નિત્ય છે. અને ચૈતન્ય એ જડ પદાર્થોમાંથી યૌગીક ઉત્પત્તિ છે. આટલું છતાં તેઓ સ્પષ્ટ રીતે કબુલ કરે છે કે "જડ અને ચૈતન્યના સ્વરૂપનો નિર્ણય અમોથી અને તેમ નથી, માત્ર અમે તો તેનાં કાર્યને સમજીએ છીએ." બીજા વર્ગના લોકને અર્ધનાસ્તિક અથવા પૃચ્છક કહીએ. તેઓ વસ્તુમાત્રના ગમ્ય અને અગમ્ય એવા વિભાગ કરી ચૈતન્ય વ્યવહારને અગમ્યમાં મૂકી જડતંત્રને ગમ્યમા ગણે છે. ત્રીજા વર્ગવાળા તત્ત્વજ્ઞાનીઓ છે. તેમનામાં ઘણા મતભેદ છે. પણ મુખ્ય બે ભેદ છે :—બાહ્યપદાર્થાસ્તિત્વવાદી, ને વિજ્ઞાનવાદી. એક કહે છે કે જે પદાર્થ આપણે જોઈએ છીએ તે ખરેખરા હોઈ આપણને હોય તેવા ને તેવા જ જણાય છે. બીજા કહે છે કે પદાર્થસ્વરૂપ આપણાથી સમજાતું જ નથી, અર્થાત્

૧. શૂન્યવાદનું નિરાકરણ પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્યે બ્રહ્મમીમાંસાના બીજા અધ્યાયના બીજા પાદના ચતુર્થાધિકરણમાં ક્ષણિકત્વાચ્ચ એ સૂત્રને અંતે કરેલું છે, જેથી ચૈતન્ય ન થવા વિષે તો આખો પ્રથમાધ્યાય તથા બીજાનો પણ કાંઈક ભાગ છે.

માણસના મનની બધી સૃષ્ટિ બને છે.[1] ને માણસના મનને ખરું જ્ઞાન પ્રાપ્ત કરવાનું સામર્થ્ય નથી; યુરપમાં આખરનો વર્ગ ધાર્મિક લોકનો છે જે સર્વ વસ્તુ કોઈ તટસ્થેશ્વરની[2] સૃષ્ટિરૂપ માની લે છે. બાહ્ય-પદાર્થનું અસ્તિત્વ માનવું એ અનુભવવિરુદ્ધ છે; ને ચૈતન્યને કેવલ જડનો યૌગિક પરિણામ માનવામાં પણ અનુભવવિરોધ સ્પષ્ટ જ છે. નો એ માનવું સુલભ છે કે ચૈતન્યાતિરિક્ત જડ નથી, જાણનાર હોય તો જડ જણાય; જડ અને ચૈતન્ય એમ જુદો જુદો વ્યવહાર જ સંભવતો નથી. અર્થાત્ ઉભય બ્રહ્મરૂપ છે. એમ માનવું સયુક્તિક કે આનુભવ નથી કે જડ વસ્તુનું ખરું સ્વરૂપ આપણને સમજાય છે કે ચૈતન્યનું પણ ખરું તત્ત્વ આપણે હાથ થાય છે. આમ જડ ચૈતન્ય ઉભયનો આખર છેડો હાથ લાગે તેવું નથી માટે જ બન્નેને શાસ્ત્રોએ વારંવાર અનિર્વાચ્ય કહ્યાં છે; यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह એવી આ આત્મવિષયક ઉક્તિઓ ઉપનિષદમાં પદે પદે મળી આવે છે; अचिन्त्यरचनारूप मनसापि जगत्खलु એવું જડસમૂહનું વર્ણન ઠામ ઠામ શાસ્ત્રમાં વેરેલું છે. જ્ઞાતા અને જ્ઞેયની આવી વ્યવસ્થા યુરપના પદાર્થવિજ્ઞાનને પણ અનુકૂલ છે ને અર્થશાસ્ત્રને પણ સંમત છે. પણ શાસ્ત્ર આથી આગળ જાય છે. ને તે જવામાં બીલકુલ કલ્પના કે શ્રમ છે એમ સમજવું નહિ.

પ્રથમ ચૈતન્ય સંબંધે કહું છું. આગળ જણાવ્યા પ્રમાણે ચૈતન્ય અવિકૃત તથા ત્રણે કાલમાં બાધ પામ્યા વિના રહે છે, માટે તેને

૧. આર્યાવર્તમાં વિજ્ઞાનવાદી બૌદ્ધાનુયાયી યોગાચાર થયેલા છે; તેના મતનું ખંડન પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્યે બ્રહ્મમીમાંસાના બીજા પાદના પંચમાધિકરણમાં नाभाव उपलब्धेः એ સૂત્રથી કરેલું છે.

૨. તટસ્થેશ્વરવાદનું ખંડન બ્રહ્મમીમાંસાના એ જ અધ્યાયના એ જ પાદના સપ્તમાધિકરણમાં पत्युरसामञ्जस्यात् એ સૂત્રથી જોવું. પ્રાર્થનાસમાજવાળાને એ વિભાગ મનન કરવા યોગ્ય છે.

પરમ સત્તા અથાત્ નિત્ય (ત્રિકાલાબાધ) માન્યું છે. નિત્યજ્ઞાન એ તેનું સ્વરૂપ માન્યું છે. એ પણ આગળ કહ્યું છે, ને જ્ઞાનને આનંદનો પર્યાય માન્યો છે, એટલે સત્, ચિત્, આનંદ આટલા અંશ ચૈતન્ય અથવા આત્માને જણાવવા માટે માન્યા છે; બાકી વસ્તુતઃ આત્મા અનિર્વાચ્ય છે. કેમકે જ્ઞાનાનંદનું કોણ વર્ણન કરી શકનાર છે? "મુંગે સક્કર ખાધી રે ગુંગાને સ્વપ્ન થયું, સરવે મન જાણે રે બીજાને ન જાય કહ્યું." વળી अनादिमत्पर ब्रह्म न सत्तन्नासदुच्यते એ ગીતાવચનથી પણ તે અનિર્વાચ્ય જ છે.

હવે જડ વિષે : જ્ઞેય જડ, જ્ઞાતા ચૈતન્યને આધીન છે એટલું જ નહિ પણ જ્ઞેયની સત્તા જ્ઞાતા વિના બનતી નથી. જેટલો જેટલો જ્ઞાતા તરફથી જ્ઞેયનો ઉત્કર્ષ (ફેલાવું, વધારો) બને તેટલો બને છે. બાકી તેનું અંત્ય સ્વરૂપ કદાપિ હાથ લાગતું નથી. વળી જ્ઞેય જડ પદાર્થ ત્રણે કાલમાં એક નથી રહેતો એ આપણો નિત્યનો અનુભવ છે. આમ હોવાથી યદ્યપિ જ્ઞેય જ્ઞાતાની પેઠે અનાદિ છે, તથાપિ જ્ઞાતાની સત્તાને આધીન હોવાથી તથા ત્રિકાલાબાધ ન હોવાથી અનંત નથી (નામરૂપ એટલે અંશે) જ્ઞાતાની સત્તાથી જ જ્ઞેયનું બન્યું રહેવું અને તેને લીધે વાસ્તવિક નિત્યરૂપે ભાસવું એને જ શાસ્ત્ર રૂપાંતરે અધ્યાસ પણ કહે છે. વળી વેદાન્તમાં અજ્ઞાનને ભાવપદાર્થ માન્યું છે તેમાં પણ એ જ તત્ત્વાર્થ રહ્યો છે કે જડ રૂપ જ્ઞેય, પરિણામે સમન્વય તેનું નથી, પણ વસ્તુતઃ છે અને તેને વળગતા ઈશ્વરરૂપ ભુલી ક્લેશમાં પડાય છે માટે ત્યાજ્ય છે. એનું નામ અજ્ઞાન પાડવામાં પણ એ જ સૂચવ્યું છે કે જડસ્વરૂપ અવાચ્ય છે. કેમકે તે ગમે ત્યાં સુધી શોધો તો પણ 'આથી વિશેષ ખબર નથી' એવી કોઈ અજ્ઞાનની કક્ષાનો આશ્રય કરવો જ પડવાનો જ્ઞેય આવું છે એટલે એ પણ અનિર્વાચ્ય[1] છે. જેમ જેમ એનું ચિંતવન કરો તેમ તેમ 'કોડી ધોવાઈને કાદવ કાઢવાની' પેઠે એનો કશો નિર્ણય થવાનો નહિ; ને ઉલટું જ્ઞાન એટલે

---

૧. આ શબ્દનો પારિભાષિક અર્થ અત્રે જાણી જોઈને દાખલ નથી કર્યો.

આનંદરૂપ આત્માથી વિમુખ થઈ, જ્ઞાનાનંદમય સ્વભાવથી વિરુદ્ધ દુઃખદોષાદિ સ્વભાવવાળી નામરૂપાત્મક સૃષ્ટિમાં લીનતા થવાની. પરજ્ઞાતા અવાચ્ય છે પણ અગમ્ય નથી. તેનો અનુભવ બને છે, કેમકે તે સર્વદા એક રૂપે જ છે. એને અધીન જ્ઞેયતંત્ર છે, તેને અધીન એ નથી. તે બહુરૂપી છે, છતાં વાસ્તવિક રીતે ઉભય જુદાં નથી. આમ હોવાથી ખરું જ્ઞાન પરમાત્મા સર્વ સ્થલે છે, જડવસ્તુ પણ તેનાથી જુદી નથી આવો નિશ્ચય થાય તે જ; ને એથી જેટલી ઉંટી વાત તે બધી અજ્ઞાન. આની આ જ વાત શાસ્ત્ર બીજી રીતે કહી બતાવે છે કે જડ એ ચૈતન્યની ઉપાધિ છે, જડ અજ્ઞાનનો ખેલ છે, જડ માયા છે વગેરે.

અદ્વૈત શાસ્ત્રના વિવર્તવાદનું આ જ રહસ્ય છે. જડ ચૈતન્ય ઉભયાત્મક સૃષ્ટિ જણાય છે, તેને વિચારી અનુશાસન કરતાં જ્ઞાતા રૂપચૈતન્યનો ત્રિકાલમાં નિત્યરૂપે અંગીકાર કરવો જ પડે છે. તો જડ કેમ થયું ? જડ એ વસ્તુતઃ- સ્વપ્નવત્ નથી, પણ તેના નામરૂપને અંશે તેવું છે, તેની સત્તા ચૈતન્યને આધીન છે. જો ચૈતન્યમાંથી જડને બનેલું માનીએ (પરિણામવાદ) તો ચૈતન્યધર્મથી જડધર્મની ઉત્પત્તિ ઘણી યુક્તિરહિત, અનુભવ રહિત તથા ન્યાયરહિત સ્વીકારવી પડે. વસ્તુગતિમાં જેમ એથી ઉલટું ન હોય તેમ એવું પણ ન હોય. જડનો અધિષ્ઠાતા પ્રેરક તટસ્થ ઇશ્વર એમ માનવામાં પણ નૈર્ગુણ્ય વૈષમ્યાદિ દોષ વડે યુક્તિ વિરોધ સ્પષ્ટ જ છે. વળી ઇશ્વરનું સંસારિત્વ થઈ જવાનો ઘણો સંભવ છે, અને કર્માકર્મથી સમાધાન કરતાં ઇશ્વર તથા જડકર્મના અન્યોન્ય પ્રેરકભાવને લઈ અન્યોન્યાશ્રય દોષ દુર્ઘટ છે, આટલા સારુ ઉભયપક્ષ મૂકી તૃતીય પક્ષ યુક્તિ, અનુભવ, તથા શાસ્ત્રથી પ્રતિપાદિત એ જ છે કે જડ ચૈતન્યનો અભેદ હોઈ જડના નામરૂપનો ભાસ વાસ્તવિક રૂપે જણાય છે. તે મિથ્યા, માયા છે. વિશ્વમાત્ર બ્રહ્મરૂપ છે. ને બ્રહ્મ અવાચ્ય છે, તથા અવિકૃત છે, - નામરૂપાત્મક માયાનો બ્રાન્તિથી પેદા થયેલો 'તંત્ર તેમાં જડ મિથ્યા

આરોપીત છે. આવો જડ ચૈતન્યનો સંબંધ વિવર્તવાદમાં રજ્જુસર્પ, મરુમરીચિકાદિ અનેક ઉદાહરણથી સાધેલો છે.

માણસોનો જીવ એ ચૈતન્યધર્મ છે, એના નિશ્ચય ઉપર વિવેચન કરેલા સિદ્ધાન્ત પ્રમાણે એવો જ નિર્ણય છે કે જે જે ચૈતન્ય વા જડ અંશ હોય તે સર્વ આત્માની જ સત્તાથી સ્વરૂપ જણાય છે ને તેથી બ્રહ્મમય જ છે, ને એમ નથી એવું સમજાય છે તે અજ્ઞાન છે. વસ્તુગતિ જોતાં ખરો ધર્મ એ જ છે કે જેમાં જ્ઞાતા અને જ્ઞેય તથા જ્ઞાન સર્વ એકાકારે જણાય. એ ત્રણને જુદાં ધારી શકાય તેમ જ નથી, ને પરમ મોક્ષ એ ત્રિપુટીનું નિર્વિકલ્પ જ્ઞાન એકરૂપે થવામાં જ છે. વસ્તુગતિ આમ હોવાથી જ નામરૂપાત્મક ભ્રમ આપણો જ ઉઠાવેલો ઠરે છે ને તેથી જ અદ્વૈતવાદી વારંવાર એમ કહે છે સર્વે બ્રહ્મરૂપ છે; પણ જેમ ગળામાંના વીસારે પડેલા મણિનું સ્મરણ કરાવવા ઉપદેશની જરૂર છે, તેમ જ્ઞાન માટે પણ શબ્દ સમજાવનાર ગુરુની અપેક્ષા છે.

सर्वं ब्रह्ममय जगत् આમ સિદ્ધાન્ત કર્યાનાં અવાન્તર ફલ પણ વિચારવા યોગ્ય અને રમણીય છે. બધું માયામય છે આમ માનનાર માણસ સર્વપ્રતિ નીતિથી, સ્નેહથી, નિયમથી વર્તવાનો જ, કેમકે કોઈ પોતાની જાતનું અનિષ્ટ ઇચ્છતું નથી. અને સર્વે એક જ પ્રેમનાં અધિષ્ઠાન થઈ રહે છે. આવા ઉદ્દેશથી જ મહાત્મા શ્રીકૃષ્ણ ગીતાજીમાં કથે છે કે यस्य नाहङ्कृतो भावो बुद्धिर्यस्य न लिप्यते । हत्वापि स इमाँल्लोकान्नहन्ति न निबध्यते ॥ જે લોક ઈશ્વરને જીવ જુદાં માને છે તેમના પોતાના જીવ તરફ ને બીજાના જીવ તરફના વ્યવહાર જુદા થવાના ને તેમનો ને પારકાના જીવને દુઃખાદિકનો ઉદ્ભવ જરૂર પીડવાનો; આથી પણ અધમ નાસ્તિક લોકનો નિયમ છે કે જીવ કે ઈશ્વર એવી વાત જ ન માનતાં કેવલ ઐહિક આનંદ યથેચ્છ પ્રાપ્ત કરવો! આવો જ કાંઈક સુધારો આપણા દેશમાં પશ્ચિમ તરફથી આવ્યો છે; તેનાં પરિણામ સર્વની દૃષ્ટિ આગળ જ છે; વ્યસન, વ્યાધિ, વિરોધ.

એમ પણ માનવાનુ કારણ નથી કે કેવલ આત્મપરાયણ કરી જડ વાતનુ દુર્લક્ષ કરાવવાથી માણસ આળસુ તથા નિરુદ્યમી બની જાય ઉલટો વધારે યત્નપરાયણ થવાનુ કારણ છે, કેમકે સર્વ જગતને પોતારૂપ માને છે એટલે એક પિંડ કરતા અગણિત પિંડ માટે કરવાનો પ્રયત્ન તો કલ્પી પણ ન શકાય તેવો રહે છે ઉદ્યમથી, અભ્યાસથી, વિયાગથી વિરક્તિ પમાડવાનો ઉદ્દેશ છે જ નહિ, પણ આત્મા એ આનદ છે, તેને સુખદુ ખાદિ જડ ધર્મ વળગતા નથી, કપિત ઉપાધિની યત્રણા જે અનેક અવરોધ ઉપજાવે છે તેમા પણ એ સ્વતત્ર પુરષાર્થ રૂપ છે એ સિદ્ધાન્ત મનમા દૃઢ કરાવી દુનિયામા પ્રસગે પ્રસગે થઈ આવતા મનોભગ અને નિરાશાને અટકાવવાનો હેતુ છે કર્માદિક તથા ધર્માધર્મની વ્યવસ્થા પણ એવા જ સ્પષ્ટ હેતુ વાળી છે, જ્ઞાનને કર્મ, ધર્મ સાથે કાઈ લેવાદેવા નથી. ज्ञानाग्नि सर्व कर्माणि भस्मसात् कुरुतेऽर्जुन એ ગીતાવાક્ય, તથા બીજા અનેક ઉપનિષદાદિ એ ઉપર પ્રમાણ છે

આ પ્રમાણેના આર્યધર્મશાસ્ત્રમા સિદ્ધરૂપ વેદાન્તશાસ્ત્રના સિદ્ધાન્ત યુક્તિ માત્રથી પણ સમજવા સહજ છે એ ગહન જ્ઞાન વિના સસાર કોઈએ સુખરૂપ અનુભવ્યો નથી દુ ખ' કલેશાદિક ટળીને આનદમય અવસ્થા સર્વમા થઈ રહી એ જ મોક્ષ, તે મુવા પહેલા પણ મળી શકે જે જ્ઞાની મોક્ષને પામ્યો છે તેને ફરી દુ ખયાત્રામાં કદાપિ પણ પડવુ પડતુ નથી સર્વ બ્રહ્મબોધ થાય એવા જ્ઞાનના બે પ્રકાર છે પરોક્ષ જ્ઞાન અને અપરોક્ષ જ્ઞાન જે આ બધી વાત જાણે છે તે પરોક્ષ જ્ઞાની પણ એ વાતનો જે અનુભવ કરી વ્યવહાર કર્યો જાય તે અપરોક્ષ જ્ઞાની. મોક્ષ તો અપરોક્ષ જ્ઞાનીને મળે છે, બાકી પરોક્ષ જ્ઞાની જાણ્યા છતા કરતો નથી, ને વખતે ઉલ્ટુ પણ કરે છે એટલે બેવડુ પાપ બાધે છે

જ્ઞાતા, જ્ઞેય ને જ્ઞાનના અભેદનુ અપરોક્ષ જ્ઞાન, તે જ નિર્વિકલ્પ સમાધિ છે, હઠયોગ પણ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન વિના નકામો કહ્યો છે,

राजयोगमजानन्तः केवल हठ कर्मिण. । एतानभ्यासिनो मन्ये प्रयासफल वर्जितान् ॥ हठ प्र० ॥ યોગમાં જણાવેલાં યમનિયમાદિ સાધન આવા અપરોક્ષ જ્ઞાનનો સિદ્ધ માર્ગ છે, પણ ઘણો દુર્ઘટ છે. પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્ય ભગવાને તથા પૂજ્ય મહાત્મા કૃષ્ણ ભગવાને જગતનો ત્યાગ કર્યો વિના પણ કેવલ મનોનિગ્રહથી, અપરોક્ષ બ્રહ્મભાવનાના રણથી, અને વિચારથી સિદ્ધ થવાનો પ્રસંગ બતાવ્યો છે. इहैव तैर्जित सर्गोयेषां साम्ये स्थित मन ॥ आपूर्यमाणमचल प्रतिष्ठ समुद्रमाप. प्रविशन्ति यद्वत् ।तद्वत्कामा य प्रविशन्ति सर्वे स शान्तिमाप्नोति न कामकामी॥ गीता०॥આમ સર્વ ધર્મ વિચારાદિકનો હેતુ પરમાનંદરૂપ બ્રહ્મમાં સ્થિરતા કરાવી માયાથી વિમુખ કરવાનો છે. એમ થતાં જ માણસ પરમાનંદમાં સોત્સાહ કાલ ગુજારે છે, તો આ જીવતરમા એ અનુભવ જેમ વહેલો થાય તેમ વહેલો લાભ સ્પષ્ટ જ છે

इयमात्मा परानंदः परप्रेमास्पद यत. એમ શ્રીમદ્વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીના આરંભમાં જ કહ્યુ છે. આ સવિત, જ્ઞાન, તે જ આત્મા, પરમાનંદ છે ને તે બ્રહ્મથી જુદો નથી. આત્મા ( પોતાનો જીવ ) પરમાનંદમય એમ છે કે તે ઉપર જેવો પ્રેમ છે તેવો બીજા કોઈ ઉપર નથી, એટલે તે પણ કહ્યા પ્રમાણે બ્રહ્મ છે. બ્રહ્મ એ સર્વનું અવિકૃત નિત્ય કારણ છે, એમાં સર્વે આનંદમય છે. એ બ્રહ્મભાવના પ્રેમની પરાકાષ્ઠા છે. ખરેખર ! માયિક પ્રેમ મિથ્યા છે, એનુ નામ પ્રેમ કહેવાય જ નહિ. જેવો પ્રેમ પોતાના આત્મા ઉપર છે તેવો આખા વિશ્વ પર બને તો, એનું જ નામ પ્રેમ, એનુ જ નામ કોઈ રીતિનો સર્વાધાર બ્રહ્મભાવ પણ. શુદ્ધ અવિચ્છિન્ન તથા નિર્વિકલ્પ બ્રહ્મપ્રેમ જેને જેને નથી તે જ દુ:ખી છે, જેને થયો છે તે પરમાનંદમાં છતાં જગદ્વ્યવહારને સાક્ષિવત્ ચલાવ્યાં જાય છે એ જ ખરો આનંદ, ખરો મોક્ષ. માણસનું ખરું જીવન આટલા માટે જ જ્ઞાતા જ્ઞેયનો અભેદ, બ્રહ્મપ્રેમ, ખરો બ્રહ્મભાવ. એ જ આ જગતનુ જીવન છે.

---

## પારદર્શિની

(૧)

માયિક પ્રેમ પણ ખરેખરો ક્યારે થયો ગણાય છે કે જ્યારે પૂર્ણ અભેદ, કોઈ પણ બે વ્યક્તિનો, થઈ રહે ત્યારે. આવા અભેદનું રહસ્ય એ છે કે એક વ્યક્તિ પોતાનું સર્વસ્વ બીજી વ્યક્તિમય સમજે છે, સ્વ અથવા અહંભાવ નીકળીને કેવલ નિર્મૂલ થઈ જાય છે. ખુબી એ છે કે આવું થવા માંડ્યું એટલે બ્રહ્મભાવની છાયા પડવા માંડી જ. બ્રહ્મભાવનાને પહેલે પગથીએ ચઢાયું જ. શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીએ પંચદશીમાં કહેલું છે કે यद्यत्सुखं भवेत्तत्तद् ब्रह्मैव प्रतिबिंबनात् । આવી ભક્તિ થવી એ એક રીતિનો વિરાગ જ છે. કેમકે વિરાગમાં પણ ત્યાગ માત્ર સ્વ સંબંધનો જ છે. એક વ્યક્તિનિષ્ઠ પ્રેમ ધીમે ધીમે સર્વ વિશ્વને સમાન ગણવા યોગ્ય બની બ્રહ્મભાવમાં પર્યવસિત થાય છે. આપણા ધર્મશાસ્ત્રમાંની મૂર્તિપૂજા, સૂફી ધર્મમાંની આશુક્ની ભક્તિ, વેદાન્ત શાસ્ત્રમાંની ગુરુભક્તિ, એ સર્વ આવા જ કોઈ વિચારનાં રૂપાંતર છે.

૧. કવિએ તે ઉદ્દેશ રાખી પ્રથમ માયિક પ્રેમથી વાત આરંભી છે. પૃથ્વીના મહાન્ જડવત્ પદાર્થોમાં જે યોગાનુયોગથી વ્યવહાર નીભે છે તેને પ્રેમ માન્યો છે.

૨. સંસારમાં પણ પ્રેમ અર્થાત્ માયિક — સ્વાર્થ પ્રેમથી જ ખડો છે. તો જ મા, બાપ, સંસાર સમજાય છે; જ્યારે ખરેખરો અભેદ પ્રેમ થાય છે ત્યારે તેમાંનું કાંઈ નથી. આમ પ્રેમ પણ માયિક ને શુદ્ધ એવો બ્રહ્મની પેઠે સોપાધિક માન્યો છે એ રહસ્ય છે. શાસ્ત્ર પ્રણાલિકા પણ એવી જ છે; સર્વે વસ્તુમાં તે વસ્તુ છે (સત્) તે ભાસે છે (ચિત્) ને તે પ્રિય છે (આનંદ), એટલા અંશ બ્રહ્મના જ છે, ને તેનાં જુદાં જુદાં નામરૂપ માત્ર-જગત્-છે, એટલે મિથ્યા છે આમ સર્વ

વિશ્વની સત્તા, તથા પ્રેમાસ્પદતા બ્રહ્મને અધીન જ છે. આ પદ્યમાં પ્રેમરૂપ બ્રહ્મસ્તુતિ કરી મંગલાચરણ કરેલું છે, ને પ્રથમ પંક્તિમાં 'જય જય જય' એમ ત્રણવાર કહી શબ્દોચ્ચારથી મંગલ પ્રાર્થ્યું છે.

૩. શુદ્ધ પ્રેમનો અધિકારી અને તે પ્રેમનું સ્વરૂપ જણાવ્યાં છે. પ્રેમસ્વરૂપ છેલ્લી પંક્તિમાં છે કે તે કેવલ અભેદરૂપ છે; છતાં પણ ગહન છે, ઝટ હાથ લાગે તેવું કે તુરત સમજાય તેવું પણ નથી, એટલે અકલ છે, આવા પ્રેમનો અધિકારી એવા જ પ્રેમમાં તન્મય હોય તે. પણ તેવો તો નિત્ય મળતો નથી. કદાપિ પ્રેમનું નામ દેનાર લક્ષ લોકને જુઓ તેમાં એકાદ મળે તો મળે. मनुष्याणां सहस्त्रेषु कश्चिद्यतति सिद्धये यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ।

૪. એ અભેદ પ્રેમપાનનો આનંદ કેવો છે? જેથી કદાપિ મરણ થતું નથી એવા અમૃતનું પાન કર્યા બરોબર આનંદ રહે છે. નહિ કે અમૃતનું જ પાન કર્યું હોય ને આમ થયું હોય પણ તે પાન વિનાએ કેવલ અભેદ જ્ઞાનથી એવું ફલ બને છે. મરણ શબ્દ સૂચિત તમામ ક્લેશ દુઃખાદિ જ્ઞાનીને સ્પર્શ કરનારાં નથી જ; અરે વાસ્તવિક મરણ તેનું નથી જ. મરણ એટલે શું? મરણનો મહાક્લેશ એકદમ સર્વત્યાગ થાય એ જ છે, તો જે નિત્ય થોડો થોડો ત્યાગ કરતે કરતે ત્યાગ કરવા જેવું કાંઈ પણ સંગ્રહી રહ્યો નથી – કેવલ પ્રેમમય અભેદમાં સ્થિત છે – તેને મરણ આવ્યું જ છે, તે આવવાનું નથી. રોમે રોમમાં જેમ કોઈ શીતલ પદાર્થનો સેક કર્યો હોય તેવો છે, કર્પૂરાદિક સેકથી જે શાન્તિ, આનંદ અનુભવાય છે માટે જ પ્રીતિપાપનો વિવેક અદ્ભૂત છે; ને તેથી જ પ્રેમની યોજના અનેક અને ગહન કરવાનું તાત્પર્ય કે એવા પ્રેમના અનુભવમાં નિરંતર તેની તે વાતના મનનથી મન વિરક્ત થઈ જાય તેમ નથી, પણ એ આનંદમાં ઘણી અપૂર્વ – ગહન – અને અસંખ્ય – અનેક ખુબીઓ છે.

૫. ત્યારે આવા પ્રેમનું સ્વરૂપ કોઈ અંશે પણ પ્રત્યક્ષ હશે કે નહિ? હા માયિક પ્રેમ એ તેનું જ ચિહ્ન છે. પશુપ્રાણી સમૂહ કરી રહે

છે, કેવલ નિઃસ્વાર્થે બાલકને મોહોટું કરી આપે છે, એ કાંઈક તેવો પ્રેમનો અંશ છે. વળી કારણ વિના પણ માણસ માણસના મનમાં અન્યોન્યભાવ થઈ આવે છે એ પણ તે જ પ્રેમનું પ્રમાણ છે. બ્રહ્મપ્રેમ કોઈ કલ્પના માને તો તેમ નથી, પણ એ કલ્પના આમ પ્રકટ, પ્રત્યક્ષ, જણાય છે એટલે સિદ્ધ વાત છે.

૬. એક તે કેમ હોય? મિત્ર સાથે જુદો, બાપ સાથે જુદો, બહેન સાથે જુદો, સ્ત્રી સાથે જુદો એમ જાણીએ છીએ છતાં એક કેમ? સ્થાનભેદે ભિન્ન જેવો જણાય છે, બાકી પ્રેમસ્વરૂપે તો એક જ છે. બ્રહ્મ માયાને સંયોગે ભિન્ન ભાસે પણ તેમ નથી. જુદા જુદા રંગમાં પ્રતિબિંબિત સૂર્ય જુદો જુદો જણાય પણ વસ્તુતઃ એક જ વ્યક્તિ છે તેમ સમજવું. એ જ સંસારાસક્ત મનની ભુલ છે કે વિષયવાસનાદિક સંબંધોને પ્રેમ માને છે, પણ તે પ્રેમ નથી. પ્રેમ ગમે ત્યાં હોય પણ તેનો તે જ છે, સંબંધાદિક માત્ર તેની ઉપાધિ છે, તેનો બ્રહ્મરૂપને સ્પર્શ પણ થતો નથી.

૭. દુઃખથી પણ એની શક્તિ ભેદાતી નથી. ઉલટું દુઃખરૂપી તિમિર તો ખરા પ્રેમના તેજને વધતું દીપાવે છે. જેમ કોઈ સળગતી તાપણીની આસપાસ અંધારું વીંટવાથી તે વધારે દીપવા માંડે છે તેમ. બ્રહ્મભાવાપન્ન જ્ઞાનીને, શુદ્ધ પ્રેમીને, સુખદુઃખ વળગતાં જ નથી. આમ બ્રહ્મ અને પ્રેમનું સર્વ વાતે ઐક્ય પ્રતિપાદન કર્યું. ઉભય સ્વરૂપે એક પણ ઉપાધિ વડે અનેક, ઉભયની પ્રાપ્તિ અભેદજ્ઞાનથી, ઉભયનો આનંદ સમાન, ઉભય નિર્લેપ – ત્યારે સિદ્ધાંત કર્યો કે પ્રેમ ને બ્રહ્મ તો શબ્દે જ જુદા છે પણ વસ્તુ એક જ છે; ઉભયની કૃતિ, રીતિ, ગતિ, કાંઈ જુદું નથી.

(૨)

પ્રેમ બ્રહ્મરૂપ છે, અને માયા સ્વાર્થવિશિષ્ટ જગત્ તેને વિરૂદ્ધ છે.

કહ્યું છે કે अतः सर्वस्य जीवस्य बन्धकृन्मानसं जगत् ॥ पचदशी ॥ એ ખરી વાત છે. ત્યારે હવે માયિક નામરૂપાત્મક જગત્ અને પ્રેમનો વિરોધ જણાવ્યો છે. આ પદ જીવપ્રતિ કહેલું છે, ને બુદ્ધિનું બોલવું છે.

૧. માયિકસંબંધમાં સાચો પ્રેમ ( ખરી બ્રહ્મભાવના ) બનતો નથી. કારણમાં કહ્યું છે કે એ પ્રેમનો એવો નશો ચઢે છે કે પ્રથમ તો જીરવાતો જ નથી, માટે જેનાથી ન જીરવી શકાય તેવા મૂર્ખ હોય તેને, એટલે કે જેને શાસ્ત્રમાં કેવલ માયાગ્રસ્ત ને સ્વાર્થ પરાયણ પામર જીવ કહ્યા છે તેણે, તે પીવો નહિ. કેમકે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થવાનો. માણસ માણસના પ્રેમમાં પણ આવી વ્યવસ્થા સ્પષ્ટ જ છે; એટલે પ્રેમ બ્રહ્મરૂપ હોવાથી માયિક પ્રેમરૂપ હોય ત્યાં પણ પોતાનો મૂલસ્વભાવ ત્યજતો નથી એ જોવા જેવું છે. એ જ પ્રેમ અને બ્રહ્મની એકતા દઢ કરાવનાર સાધન છે.

૨. કદાપિ એ નશો કરવો જ હોય તો કયારે કરવો? દુનીયાં, માયા કેવલ ત્યજવી હોય ત્યારે. એ નશાની ધુનમાં તો તને, સ્વાર્થપરાયણ બુદ્ધિવાળાને નુકસાન છે, તારો સંસાર છુટી જશે; તું પ્રેમી કે વિરાગી કે ત્યાગી કે ફકીર કહેવાઈશ અને બ્રહ્મભાવનામાં તન્મય થઈ જશે. ફરી પણ કહ્યો તો માયા અને પ્રેમનો વિરોધ, અને પ્રકારાન્તરે જણાવ્યું વિવેક વૈરાગ્ય જેમાં પ્રધાન છે એવી સાધનચતુષ્ટયીરૂપ અધિકારનું સ્વરૂપ, પણ પામર માણસને વિવેચન કરી બતાવ્યું કે દુનીયાં છોડે તો જ પ્રેમ નહિ તો વાત પણ ન કરવી. છોડાય તો બ્રહ્માનંદનો લાભ તો એના એ જ શબ્દોથી પ્રતિપાદન કરેલો સ્પષ્ટ જ છે.

૩. પ્રેમ લેવો હોય તો લે, ન લેવો હોય તો ન લે, પણ માયા કે દુનીયાં કે સ્વાર્થ જેને તું વળગી રહ્યો છે તે પણ એના વડે છે. यस्य भासा सर्वमिदं विभाति॥उप०॥ मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥गीता०॥ ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ પ્રમાણે બધા વિશ્વનો દીવો તો પ્રેમ જ છે, એના વિના કેવલ અંધારી રાત છે. તું એ અંધારામાં અજવાળું શોધવા

રંગ,-રસનો ખેલ ભરેલો છે. એટલે હરકોઈ લોભાઈને એમાં સપડાય છે. કામ, દામ, ને જારી એ તેમાં મુખ્ય લાલચો છે. કામ શબ્દ વડે માણસના મનની સર્વ પ્રકારની કામના, દામ વડે ધનલાલસા, ને જારી વડે વિષયવાસના બતાવી છે. પ્રથમે મનુષ્યની ઇચ્છા વ્યર્થ છે એમ કહી માયાના મુખ્ય સ્વરૂપનો નિષેધ કર્યો છે. છતાં અજ્ઞાની પામર લોક હું કરું છું, મારું કર્યું થયું, અમુક કેમ ન મળ્યું વગેરે રાગદ્વેષ ક્લેશથી પીડાયાં કરે છે. આમ જ્ઞાન સિદ્ધ કરી આનંદ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન મનુષ્ય દેહ. તે દેહને દુ:ખથી, વ્યાધિથી, વિકારોથી, ખરાબ કરી નાખ્યો, છતાં પણ ફુલ મળ્યું હોત તો ભલે, પણ આ તો પતંગીયા જેમ દીવાને સ્નેહથી ભેટવા જાય છે, પણ સ્નેહ ન પામતાં બળી મરે છે તેમ થયું. એવી જ વ્યવસ્થા માયાનો બીજો ખેલ ધન તેમાં પણ થઈ. ઉંચું કે નીચું જોયા વિના અર્થાત્ ઈશ્વિર કે માણસ તરફનો ભય રાખ્યા વિના, અનીતિથી, અન્યાયથી, દગાથી – ગમે તેવા સાધનથી પણ ધન પછવાડે ભમ્યાં ગયો; પરિણામ મૃગજલની પાછળ ભમ્યા બરાબર થયું, ને ઉલટું પાપ વહોર્યું. ત્રીજી એ ટુંકમાં વિષયવાસના સ્પષ્ટ કરી છે. માણસો બીજાં માણસ પર ઘેલાં બની જાય છે; કેવલ વિષયાસક્તિથી જ, અને પોતાનો જીવ પણ ખુવે છે, આવો જે ખેલ જણાય છે, તે જો કેવલ અજ્ઞાનની અંધારી જ્ઞાનચક્ષુએ બંધાઈ ન હોય તો બને નહિ. અહો! વિષયાસક્ત પામર કેવો મૂઢ બને છે ! ઇચ્છેલું માણસ પ્રાપ્ત થતાં તેને જ સર્વસ્વ માની તેની સાથેના વિલાસમાં વખત ગુમાડતાં બધું વિસરી જાય છે; જે પથારી પર તે પોતાની પ્રિય વસ્તુ સાથે આનંદમાં છે તે મોત ઉપર કરેલી છે એટલું પણ એને યાદ રહેતું નથી! આવાં માણસ માયા-પાશમાં જ ખુવાર થઈ મરે છે. જેટલો જેટલો વધારે વિષયભોગ બને છે તેટલું તેટલું મોત પાસે આવતું જાય છે; મોત પોતે વહેલું આવવાથી તેની ધારેલી ગણના – હાલમાં તો જવાન છીએ, હવણાં જ્ઞાનની વાત ન શોભે, ઘરડપણમાં ભજન કરીશું – એકાએક વ્યર્થ થાય

છે; આમ હોવાથી છાન્દોગ્યાદિમાં વર્ણવેલા બ્રહ્મચર્યની સ્તુતિ કરી તેને કર્તવ્યરૂપ જણાવવાનો આ લખવામાં હેતુ રહ્યો છે.

૬. આવી દુઃખમય માયામાં જીવ સુખ કેમ માને છે? એમાં નવાઈ નથી, એ તો કેવલ વિષક્રમિ ન્યાય છે. જીવ પોતે તો પરમાનંદ સ્વરૂપ છે, તેનું અહંપદ યુક્ત જીવરૂપ, માયાને આશ્રયે જ બન્યું છે. છાણમાંના કીડા છાણમાં જ આનંદ માણે છે; ને તે કીડા, જેમ છાણમાંના છાણમાં જ મરી પણ જાય છે તેમ માયાના જીવ પાછા માયામાં જ શમે છે. આવો જીવભાવ બંધાવામાં મુખ્ય ઉપાધિ મન છે. આ મન:જીવને માયામાં જ સુખ મનાવે છે, ને જ્યાં સુખ ન હોય ત્યાં પણ સુખ વધારીને બતાવ્યાં જાય છે.

૭–૮. આવા મનનો કેવલ સ્વતંત્ર નિગ્રહ થઈ જાય તો બ્રહ્માનંદ બની રહે ને માયાનો સ્પર્શ થાય નહિ. આ મનની વૃત્તિ ઘણી ચંચલ કહી છે: चचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ॥ गीता ॥ આટલા માટે મનને કહેલું છે કે હે મનરૂપી હરિણિ! આ રીતે ફસાઈ બેઠી છે છતાં શું પલકાય છે – આનંદ પામતી હોય એવી જણાય છે! એમાં સુખ ન સમજીશ. ગુરુઓ. જ્ઞાનનિષ્ઠ મહાત્માઓ કહે છે કે સંસારના દુઃખ ક્લેશમાં હેરાન થઈ અગણિત જન્મોજન્મ તેવું ને તેવું આમ કરવાથી, પામીશ, એ તારે માથે મહાન ભય છે, માટે સમજ. માટે મોક્ષ ઇચ્છે તો મનરૂપ ઉપાધિને ટાળ.

૯. તે કેમ ટળે? હે મન! તું આત્મારૂપી બ્રહ્મમણિ થા; અર્થાત્ બ્રહ્મ સ્પર્શમણિરૂપ છે, તેને, મન જે માયારૂપી લોહમય છે તે અડકે તો તુરત જ્ઞાનરૂપી સુવર્ણ બની રહી, જીવ–મન–આત્મા સર્વ અભેદ આનંદમય થઈ રહે. એવા બ્રહ્મમણિનું તેજ સર્વ–માયાની અંધકારમય જાલ, મન, જીવ–ને તેજમય, આનંદમય બનાવી દેશે: मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः । बधाय विषयासक्त मुक्त्यै निर्विषय स्मृतम् ॥ पच ॥

નીકળ્યો છે, તે ક્યાંથી મળે ? જડવાદી, ચૈતન્યને જડનો યૌગિક પરિણામ ઠરાવે તે કેમ હોય ? ઉલટો કોઈ સ્થલે લાતો તો ખાઈશ, ફસાઈશ, માર્ગથી આડો જઈશ, જડમાત્રને માની અધર્મી થઈ જઈશ, પણ પ્રેમનો દીવો લઈને જ જોવા માંડ એટલે અંધારૂં જ નહિ રહેતાં સર્વ પ્રકાશ – અભેદ, આનંદમય જણાશે. આમ પણ દીપાંધકારવત્ પ્રેમ ને દુનીયાંનો વિરોધ છે, છતાં જ્ઞાનાજ્ઞાન ઉભય એકત્ર જ છે, અરણિમાંના દેવતાની પેઠે. ભેદબુદ્ધિ દુઃખરૂપ છે, તટસ્થેશ્વરવાદ પણ આમ ખંડિત છે. જગત્માં માયિક પ્રેમથી એક થનારનો પણ સ્વાર્થ અને પ્રેમનો વિરોધ સ્પષ્ટ જ છે.

૪. દુનિયાંમાંના તમામ લોકે સ્વાર્થરૂપી દારૂ પીધો. એવા કેવલ મત્ત માણસોના આગળ પ્રેમનશાના આનંદવાળો નકામો છે. કેમ કે ઘણામાં એકલો છે. દુનિયાં મત્ત હોય તો પ્રેમવાળે ઉન્મત, તેથી પણ વધારે મત્ત થવું, તેની દરકાર કરવી નહિ જ. જે પ્રેમનિષ્ઠ છે, જ્ઞાની છે તે કોને પોતાથી વ્યતિરિક્ત દેખે કે દરકાર કરે ? દુનિયાં જે ફાવે તે કહે તેમાં તેને શું છે ?

૫. દુનિયાં પ્રેમથી કેવલ વિરુદ્ધ છે, તેનું સ્પષ્ટ ઉદાહરણ — સો નાગાં મળ્યાં હોય, તેમાં એક લુગડાં પહેરેલો નાગો ગણાય; અને નાગાં તો સર્વે – મોહોટાં રાજા જેવાં પ્રતિષ્ઠિત ગણાય. કેવલ સ્વાર્થમય દુનિયાં પ્રતિ કેવલ આનંદમય પ્રેમનો આવો જ સંબંધ છે. આવો નૈસર્ગિક વિરોધ છે ત્યાં કદાપિ પણ સમાધાનની આશા ન રાખવી; કે દુનિયાં સાચી છે ને પ્રેમ એ ભ્રમ છે, એમ પણ ન જાણવું. પરિણામવાદી, નામરૂપાત્મક – માયાની સત્યતા ઠરાવવાનો, આમ પ્રકારાન્તરે દૂરાપાસ્ત છે. માયાને બ્રહ્મનો નૈસર્ગિક વિરોધ— વિવર્તરૂપે માન્યો તેથી સ્વાર્થરૂપ મિથ્યા માયામાં પ્રેમ કે આનંદ નથી જ એ સિદ્ધ વાત સમજવી.

૬. જ્યાં અજ્ઞાન–માયા સ્વાર્થ — નો મહા-પ્રલયરૂપ અગ્નિ બળી

રહ્યો છે, ને જ્યાં તે અગ્નિને વધારે પ્રદીપ્ત કરનાર ભેદરૂપી ઘી અતિ-ક્ષણ રેડાયાં કરે છે, ત્યાં પ્રેમરૂપી તૂલને – છોતરાંને, રૂને – બળી ખાખ થતાં કેટલી વાર ? આ ત્રણનો યોગ તો કદાપિ બને જ નહિ, એ વહ્નિ ને એ ઘૃત આગળ કેવલ દુઃખરૂપ જ હોય, અર્થાત્ એવા યોગમાં પ્રેમ બને જ નહિ ને કુમાર્ગે જ જવાય. જ્યાં સ્વાર્થ નથી ત્યાં શુદ્ધ પ્રેમ વિરાજે છે, બીજે કશે નહિ. ઉદાહરણમાંના અંશે અંશ ઉપમેયને અનુગત નથી, કેવલ પરસ્પર વિરોધપ્રતિપાદન જ ઇષ્ટ છે. ઉપનિષદોમાં વારંવાર ભેદદૃષ્ટિની નિંદા કરી છે : मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन । मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥

૭. એ જ ભેદભાવનો નિષેધ બતાવી સિદ્ધાન્ત કર્યો કે ખરો પ્રેમ એ જ કે બ્રહ્મરૂપ હોય; આવો પ્રેમ એ જ પરમ મોક્ષની કે પરમ જ્ઞાનની કે પરમ વિરાગની સમાધિ દશા છે, એવાને જ यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥ वा. सु. ॥ બને છે. એ થવા માટે હું તું એવો ભેદ, નીકળી જાય, તો નિશ્ચય બધે સ્થળે બ્રહ્મભાવ થઈ રહે; માયામાત્ર નાશ પામે અને પ્રેમરૂપ પરમાનંદ પ્રાપ્ત થાય.

## (૩)

માયા અને પ્રેમનો વિરોધ સિદ્ધ કર્યા પછી, તે માયાનું સ્વરૂપ કેવું દુઃખમય, અજ્ઞાનમય, અને વિચાર કરતે પણ લક્ષમાં ન આવતાં ક્લેશને પધારવાવાળું છે એ બતાવ્યું છે.

૧–૫. માયા, એ એક જાલ રૂપે છે, સર્વ સ્થલમાં યુક્તિથી, અર્થાત્ જીવનું ઝટ લઈને તેમાં સપડાવું થાય એવી રીતે, પસારેલી છે. આવી જાલ જાણ્યા છતાં તેમાં જીવ કેમ ફસાય છે ? કેમકે તે જેવી તેવી જાલ નથી, એ તો રંગબેરંગી જાલ છે, એમાં વિવિધ રૂપ,

## (૪)

માયાનો પ્રપંચ અગમ્ય છે.

૧. હે સંતલોકો ! માયામાંથી નીકળવા ઇચ્છનાર અધિકારી લોક ! એ માયામાં જ મોક્ષને માટે કાંઈ પણ શોધશો મા – જુદા જુદા પંથ, માર્ગ, સંપ્રદાય માયાનું પાખંડ છે, કેવલ જ્ઞાનમાર્ગ સિદ્ધાન્ત છે, માટે રખે એવી કોઈ વાતમાં ભરાતા. એ માયાનું સ્વરૂપ પણ હાથ આવે તેમ નથી. એ તો અનાદિ છે અને અનંત છે. આ સ્થલે અનાદિ અનંત એ બે વિશેષણ કહેવાથી માયાને પરમસત્તા માની બ્રહ્મની પ્રતિદ્વંદ્વી ઠરાવી દ્વૈતવાદ પ્રતિપાદન કરવાનો લેશ પણ ભાસ ન માનવો. માયાનું કેવલ અનિર્વાચ્ય તત્ત્વ કહેવાનો જ હેતુ છે, તેની પારમાર્થિક સત્તા સ્થાપવાનો હેતુ નથી. એ માટે જ અનાદિ અનંત છતે પણ અનિત્ય – ખેલ – એવું નામ આપેલું છે, માયારૂપી પડદો પોતાની પાછળથી વિવિધ પાત્રોને છેક દિશાઓના છેડા પર્યંત ફેંક્યાં કરે છે – એનો અંત ક્યારે આવશે, ફેંકેલાં ક્યાં ગયાં કે જાય છે, અથવા પડદા પાછળ શું છે એ જેમ નાટકના જોનાર નથી સમજતા તેમ આ માયાનાટકના જોનાર જીવ પણ સમજવાના નહિ જ.

૩–૪. સાધારણ નાટકમાં જે વસ્તુનો પડદો બને છે તેનાં જ પાત્ર નથી બનતાં, પણ માયા એવી વિચિત્ર, અનિર્વાચ્ય અને ના ધારેલું પણ કરનારી છે કે પોતે જ પડદા રૂપે ને પોતે જ પાછી પાત્ર રૂપે પણ છે, આટલા જ માટે अघटितघटनापटीयसी ઇત્યાદિક રૂપે શાસ્ત્રો એને જાણે છે. આ પ્રમાણે ન કલ્પી શકાય એવા પાત્ર રૂપે દર્શન આપી સર્વને મોહ પમાડી દે છે. એ એક નટી રૂપે હોવાથી વધારે લોભાવનાર સ્વરૂપે જણાય છે. એનો શણગાર એવો છે કે ચંદ્ર, સુરજ અને અનેક ગ્રહોપગ્રહથી છવાયેલું આકાશ એ બે એનાં ભૂષણ અને વસ્ત્ર છે. ચંદ્ર સૂર્ય જેવાં એનાં ઘરેણાં છે. અમુલ્ય બુટ્ટાદાર સાડીને

સ્થલે ગ્રહોપગ્રહવાળું આકાશ છે. એના હાથ સમુદ્ર છે, અર્થાત્ સમુદ્રના તરંગ જે રાત દિવસ ઉછળ્યાં જાય છે તે એની નૃત્ય સમયની હસ્તચેષ્ટા છે: અને એમ એનાં જુદાં જુદાં અંગરૂપે માનેલા લૌકિક પદાર્થ માત્ર રૂપી જે આ વિશ્વ ( Universe ) તે એનું શરીર છે; અને જે મરતાં, જીવતાં, ભાગતાં, સંધાતાં પ્રાણી પદાર્થની સૃષ્ટિ જણાય છે તે માત્ર એનો શ્વાસોચ્છ્વાસ છે — અર્થાત્ એવી જન્મમરણની મહાવાત તે કેવલ એના શ્વાસ લેવા મૂકવામાં જ બન્યાં કરે છે; એટલે તેવાં કર્મ અસંખ્ય હોઈ શકે છે ને એના મનમાં હીસાબ વિનાનાં છે; આવા સામર્થ્ય અને સામગ્રીવાળી આ નટીનો વ્યાપાર કદાપિ બંધ પડતો નથી, હમેશાં ચાલ્યા જ કરે છે, ને તેમાં અગણિત જોનારા ફસાઈ પડે છે. વળી પણ ફસાવાનું વિશેષ કારણ છે. આવા રૂપવાળી, ગુણવાળી, શક્તિવાળી છતાં, એનો આંખના ખુણાના ખટકા તથા વિલાસ, તે એવા રમણીય ને મોહક છે કે પ્રતિ વિલાસે ને પ્રતિ પલકારે મહાસમૃદ્ધિ હર્ષ આનંદ એ સહજ બન્યાં રહે છે. એની શ્વાસ ક્રિયા એ જ જન્મમરણાદિક સૃષ્ટિ, એની આંખના નિમિષ એ જ વિભવ, એમ સૂચવતાં એનું રહસ્ય જણાવ્યું કે માણસો જેને મહોટી વાતો માને છે તે તો માયાના સ્વતંત્ર તથા અપ્રયત્નસાધ્ય વ્યવહાર છે, ને તે એવા વિલક્ષણ હોવાથી એના સંબંધવાળાં સર્વને કોઈ ને કોઈ વખતે અનુભવવા પડે જ છે, છતાં સ્થિર નથી.

૫-૬. અનુભવવા પડે છે એમ કહેવાથી ને માયાને નટી માની અસ્થિર ચિત્તવાળી તથા એકને વળગી ન રહેનારી એવો નિર્દેશબોધક સૂચવી એમ જણાવવાનું છે કે એના પ્રસંગમાં કોઈ નિત્ય સુખી થનારો નથી, તેમ એ ક્યારે શું કરશે, અથવા પોતે જાતે ખરી કોણ છે એ પણ કોઈ સમજવાનું નથી. જ્યાં મોહોટા સંત અને મહંત, એનો પાર પામતાં થાકી ગયા ત્યાં પામર જીવનું શું ગજું ? એમ તો વારંવાર બને છે જે નાટક ભજવનારાં એકવાર હસે, વળી એકવાર

રહે, વળી એકવાર મરી બતાવે, એક વાર જીવી બતાવે; પણ આ નટી એવી વિલક્ષણ છે કે આવા સર્વ ને બીજી બહુ બહુ ભાવના રંગ એક જ ક્ષણમાં કરી બતાવે છે! અહો આવો તંત્ર માણસથી કેમ સમજાય? *

૭. જે વડે આવી નટીરૂપ માયાની પણ સત્તા પ્રવર્તે છે તેને જ શોધો. જેનાથી આ નટીનો ખેલ સમજાય તે જ વાત મનમાં ધારણ કરો, કેમકે એ વિના એ હાથ થવાની કે દુઃખ સુખમાં સપડાવતી અટકવાની નથી. એટલા જ માટે એ મહાવસ્તુને સમજવી એ જ ખરો અનામય રાગ, દુઃખ વગેરે, વિનાનો — માર્ગ છે. આમ બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ માયાના આધારરૂપે કરી માયા ને બ્રહ્મનો સિદ્ધાન્તમાં કહ્યા પ્રમાણેનો અભેદ શુદ્ધાધિકારીઓ તરફ કાંઈક વ્યંગ દ્વારા સૂચવ્યો. એ અભેદ મંદાધિકારીને માટે સ્પષ્ટ રીતે આગળ જણાવવામાં આવશે. આવો અભેદ કાંઈક રૂપાન્તરથી પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્યે પોતાની આનંદલહરી વગેરેમાં બતાવેલો છે.

## (૫)

માયાનો તિરસ્કાર કરી બ્રહ્મનિષ્ઠ થવું એવો સિદ્ધાન્ત સાંભળી એકદમ વિરાગમાં નિમગ્ન થવાય છે; પણ તે ચિરકાલ મનન કર્યા વિના

---

* જડ પદાર્થનુ અનિર્વાચ્યત્વ બતાવતાં, તેના નિયમ તથા તદનુસાર તેની કૃતિ પણ અગમ્ય ને અચિંત્ય કહ્યાં. પાશ્ચાત્ય વિદ્યામાં "મેટર"નું સ્વરૂપ કહ્યું છે, તે આ વિચાર સાથે મળતી લેવા જેવું છે. અદ્યાપી અભિન્ન આખું જડતંત્ર જણાવીને પુરુષપ્રયત્નનો પણ અવકાશ કર્યો જે ચૈતન્યમય જ્ઞાન-બ્રહ્મ-નિત્ય, એકરૂપ તથા સર્વવ્યાપી, ને સર્વાધાર છે તેને કાર્યકારણનો — પ્રારબ્ધનો — નિયમ સ્પર્શી પણ કરી શકે નહિ. ને નિયમનુ સર્વબલ જડતંત્ર પર છે, એથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં તો પુરુષપ્રયત્નનો સ્પષ્ટ અને સિદ્ધ અવકાશ રહે છે. જુઓ ગીતાજી, અધ્યાય ૧૩ શ્લોક ૨૮ – ૨૯ તથા અધ્યાય ૧૮ શ્લોક ૧૪ થી ૧૭.

સ્થિર થતો નથી. વળી રાગ પેદા થઈ માયામાં ભળાય છે. કોઈ વાર મહાકષ્ટ – વ્યાધિ, દુઃખ, વિયોગ – અનુભવાતાં પણ ત્યાગબુદ્ધિ થઈ આવે છે.

૧-૩. માયાને જીવનું કહેવું છે. હજી પણ જીવભવ બન્યો રહ્યો છે, એટલો તામસ અંશ છે, માટે જ આ વર્ણન સ્થૂલત્યાગનું છે. નિશ્ચય તો થયો છે કે બ્રહ્મભાવમાં આનંદ છે, પણ હવે માયાને મૂકતાં મનમાં વિવિધ ભાવનો ઉદય થાય છે. કહે છે કે હઠીલી! મેં જેવો બ્રહ્મભાવ જાણ્યો છે તેવો જ જાણી મારી સાથે એક ન થઈ જનારી! તું હવે – બ્રહ્મ જાણ્યા પછી – મને વળગવા આવે છે, ને મારી સાથે હું નથી રાખતો માટે રુવે છે, મને આકર્ષે છે, તેથી હવે શું વળવાનું છે? તારી લુચ્ચાઈ મારા સમજવામાં આવી છે, એટલે હું હવે ફસાવાનો નથી. તું એવી નઠારી છે કે મારા જેવા અગણિત લોક તારી પાછળ રાતદિવસ ફર્યાં કરે, ને તારી મહત્તા જણાય, એટલા માટે સર્વને તું જુદે જુદે રૂપે જણાયાં કરે છે; એટલે તને ખરે રૂપે ઓળખ્યા વિના સર્વે તારી પાછળ ભમ્યાં કરે છે: જે નામરૂપાત્મક માયાબદ્ધ પામર હશે, તે તારામાં ફસાશે બાકી હું તો તેવો નથી એટલે મારી હવે આશા રાખીશ નહિ. હું તે બ્રહ્મરસમય – रसो वै सः — બ્રહ્માનંદરૂપ છું, ને તું તેથી કેવલ ઉલટી છે – રસસૂતી છે; આવી બે વિરુદ્ધ વાતનો મેળ કદાપિ પણ થવાનો નથી – આપણો યોગ હવે થનાર જ નથી. લૌકિક પ્રેમમાં પણ આવી વાત સહજ સમજાય તેમ છે, તો પરમબ્રહ્મરૂપ મહાપ્રેમમાં આવી વ્યવસ્થા રહે એ વિચારવા જોગ રહસ્ય છે.

૪-૫. મેં તારે માટે દુઃખ વેઠવામાં પણ બાકી રાખી નથી. છતાં મને શું મળ્યું? કાંઈ નહિ. મેં જેમાં મારી મહત્તા મનાય એવું મારું મૂલબ્રહ્મ સ્વરૂપ તે તારામાં ભળીને મેં ખોયું, ઘરબાર પણ ત્યજ્યું અર્થાત્ બ્રહ્મમય જગત્ એ મારું ઘર તે મૂકીને મેં તને એકલીને જ મારું ખરું સ્થાન માન્યું; મિત્ર, સગાં, સહાય કરનાર સંબંધી એ

સર્વ પણ ત્યજ્યાં; અર્થાત્ વિવેક વૈરાગ્ય, શમાદિ સંપત્તિ વગેરે મારું ખરું સ્વરૂપ બતાવનાર સાધન તેમને પણ મેં તારામાં લીન થઈ ગણકાર્યાં નહિ; આટલું આટલું છતાં જે આનંદનો રંગ મને હાલ લાગ્યો છે તે તને લાગ્યો નહિ, તું આનંદમય જણાઈ નહિ, – કદાપિ તારે એમ કહેવાનું ફાવે કે આનંદ, હું મારા રૂપ વિના બીજે સમજતી નથી, તો તેમ પણ નથી. આ મારા દિલમાં આનંદ જ ઉભરાઈ રહ્યો છે તે જોઈને તો તે રૂપ બનવું હતું. મારા મનમાં તો આનંદ વિના છે જ નહિ, ને તે ઝીલનાર તું તો ઠરી નહિ, ને બીજું કોઈ મળતું નથી એટલે નકામો છલકયાં જાય છે. બસ એ આનંદ જ અમને તો સુખરૂપ છે, તારું હવે કામ નથી.

૬–૭. ત્યારે ઉપસંહાર કરે છે કે, આવો વિરોધ સિદ્ધ થયા પછી સંબંધ ચાલવાનો નથી. તું રસમય, બ્રહ્મમય બન, મારી સાથે અભિન્ન થા; ને એમ ન હોય તો મને જવા દે—મને રસ—આનંદ—બ્રહ્મનું એવું તન્મય જ્ઞાન થયું છે કે હવે મારાથી તારા સામું પણ જોવાય તેમ નથી; કેવલ એ રસમાં જ આનંદ, સુખ છે. તું જાણે કે હું એ રસના રૂપનો તને બોધ કરવા બેસું તે પણ ન જાણતી, કેવલ અજ્ઞાનમય અનધિકારી સાથે કોણ માથું ફોડે ? તેમ ખરું રસરૂપ–બ્રહ્મરૂપ–સમજાવવું, ને તે આવી માયાનો, એ કાંઈ સરલ વાત છે ? માટે હું–જીવ–જે હવે રસમણિ–શ્રેષ્ઠ આનંદરૂપ બ્રહ્મ, મણિની પેઠે પોતાનો સ્પર્શ કરનારને પણ સુવર્ણમય—આનંદમય—બનાવનાર થઈ ગયો છું તે, રસનું રૂપ તો શું કહી બતાવું ? પણ એટલું તો નિશ્ચય કે તે રૂપમાં તારો સમાવેશ નથી, તું તો ચાલી જ જા.

સ્થૂલત્યાગનું સ્વરૂપ આમ બ્રહ્મબોધ પામેલા જીવે ઠેઠ સુધી જણાવ્યું છે. પોતે બ્રહ્મરૂપ થયો છે, માયા ત્યજવા યોગ્ય છે, રસાદિ

જે ભાન રહ્યું છે તે માયાને સંસર્ગથી થયેલા જીવનભાવનો તામસ અંશ અવશેષ છે, તેને લીધે એવી વૃત્તિનું પણ જ્યારે અભિમાન ટળે ત્યારે ખરું શુદ્ધ સત્વનિષ્ઠ જ્ઞાન જણાય છે. *

( ૬ )

સ્થૂલ ત્યાગનું સ્વરૂપ જણાવ્યું, હવે શુદ્ધત્વજન્ય સૂક્ષ્મ ત્યાગનું સ્વરૂપ જણાવવામાં આવે છે.

૧. જીવને સદ્‌ગુરુ કૃપા કરી તેને સૂક્ષ્મ ત્યાગ કહે છે. હે ગભરા! માયાના લાંબા સંસ્કારથી ગભરાઈ ગયેલા! એ માયાચક્રથી નીચે પડયા છતાં વિવેક ન સમજનાર ગોફલ! ઉડી જા, તારો અહંતા-યુક્ત જીવભાવ તજ. ઘણા જ્ઞાનીઓ આટલે જ અટકે છે, આગળ જઈ શકતા નથી. આગળ જવામાં તને શી આંટી, શી અડચણ, અંતરે, છાની, ગુપ્ત, જોનારના સમજવામા ન આવે, તેવી રહી છે? હવે આટલો કાલ જતાં તારી પાંખ પ્રૌઢ થઈ છે, તું જ્ઞાની છે, વળી તારું જ્ઞાન બધાં માન્ય કરે તેવું સપ્રમાણ છે; વળી તારા હાથમાં અર્થાત્ સંસારનાં સર્વસુખ રમી રહ્યાં છે, તેથી પણ તું ધરાઈ કંટાળ્યો છે. વિવેક અને વૈરાગ્ય જે બ્રહ્મજ્ઞાનનાં મુખ્ય સાધન તે તારામાં આવ્યાં છે છતાં કેમ શુદ્ધ બ્રહ્મભાવ સમજતો નથી? ઉત્તર તો ઉડી જા, પાંખ, વાણી એવા શબ્દોથી સૂચવેલા પોપટના રૂપક વડે જ આપેલું છે. જ્ઞાન કેવલ પોપટ જેવું હોઈ અપરોક્ષ નથી માટે જ ખરું નથી. આવું ઉત્તર જાણ્યા છતાં, અજ્ઞાનીને સ્વતઃ બોધ આપવાના હેતુથી પૂછે છે કે આવા વિવેક વૈરાગ્ય છતાં તને આ આસક્તિ, આ માયા, ને આ હું, આ એને મેં તજી, ને હું આનંદરૂપ થયો, એ, આ વાત, પેલી વાત પર શ્રદ્ધા શી?

૨. આ જે નજરે જુવે છે તે તો સ્વાર્થની જાલ છે, કોઈ કોનું

---

૧. काम्यानां कर्मणा न्यास सन्यास कवयोविदुः सर्वकर्मफलत्याग प्राहुस्त्याग विचक्षणाः ।

નથી, એ જાનમા ફ્સેલા કોઈ પક્ષી છૂટયા નથી કે છૂટવાના નથી. કોઈ પક્ષી એ જાનમા ફસતા ઉડી જાય તો બચે, પણ તેમે નથી. ઉડીને પણ નીન્ળવાનુ નથી પાછુ એ જાનમા જ પડવુ પડે છે, કામક્રોધાદિનો તે જાનની આગળ પાછળ ઉત્લથી ન શમાય એવો ઊંચો છે છતા કદાપિ વળી પડે તેવો નથી (રહસ્ય કે સહજ વિરાગ છતા કામક્રોધાદિ જ ફસાવે છે, ને તેવા વિરાગી ત્યાગી જણાય છે, પણ ખરા અધિકારી નથી. તુ ખગ વિરાગવાળો છે એમાથી કોઈના બચ્યાની પણ વાત જાણી નથી, કેમકે યુગે યુગે ભાગ્યે એચાર બચતા હોય તો, બાકી કોઈના બચ્યાનુ સામાન્ય રીતે પ્રસિદ્ધ નથી बहूना जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते। वासुदेव सर्वमिति स महात्मा सुदुर्लभ ॥ गीता ॥ એમા જ પોતાનુ ભાન ભુનીને લાખો અગણિત લોક પચી ગયા છે, એમાના એમા એવા ડુબ્યા છે કે કોણ હતા ને ક્યા ગયા તે પણ જણાયુ નથી ને કેટલા વળી એવુ ભાન ખોયા છતા એ ખોયેલુ ક્યાપણ એમા ને એમા જ શોધવા મડ્યા, અર્થાત્ માયાને આશ્રરે હી ધર્મ ચનાવનાર સ્વાર્થી આચાર્યો થયા તે પણ એમા એવા પચી ગયા કે તેમણે જે વાત શોધવા માડી ને જડી એમ માની, તે તેમને પણ વાસ્તવિક જડી નહિ. અખો પણ એ જ કહે છે કે "અખા એ અંધારો કુવો ઝઘડો ભાગી કોઈ નવ સુવો, એમ્નુ થાપ્યુ, બીજે હણે, એમ્થી આપને અદકો ગણે.'

૩ ખરા અધિકારી પ્રેમનો નશો પણ હાથે ઘુટી રગડીને ખુબ પીએ છે તેને નિત્ય ક્ષણે ક્ષણ નવા નવા આનંદ સમજ્વામા આવે છે એવો ખરો પ્રેમ પીવેનો માણસ તો આખા બ્રહ્માડમા પોતાના રૂપનો આનંદ લે છ, અને એવા પ્રેમની ખુમારી તારી આખમા ચઢેલી જણાય છે માટે જ તુ ખરો અધિકારી છે એમ નિશ્ચિત પ્રેમથી સર્વપ્રેમનો માર્ગ પણ આમ પ્રકારાન્તરે સૂચવ્યો છે

૪–૫. તું જ્ઞાન પામી ગાભરો થઈ રહ્યો છે, તો શું તું તારા કોઈ, ગુરુ, સ્નેહી, સંબંધી પ્રેમસ્થાનને કે કોઈ વસ્તુ પદાર્થ કાંઈ શોધે છે? આમ હોય તો તારો સ્થૂલ ત્યાગ પણ નકામો જ છે; કેમકે તું જે માયાને દૂર જવા કહે છે તેને જ વળગવા દોડે છે. એવું હોય તો તારા બોધમાં ધૂળ પડી આટલો સ્થૂલ ત્યાગ સુધીનો પણ તારો બોધ રદ છે: न निरोधो न चोत्पत्तिर्न वन्धो न च साधकः न मुमुक्षुर्न वैमुक्त इत्येषा परमार्थता ॥ पच ॥ ખરું શોધવાનું એ નથી, પણ આત્મસ્વરૂપ છે. એ વિના બીજું ન શોધ. એ બોધ થઈ સર્વાત્મભાવ થયો કે તમામ વાત જડશે, અને એ વીસરી જઈ બીજું બીજું બધા લોક શોધે છે માટે જ હેરાન થાય છે એક જ્ઞાનથી સર્વ વિજ્ઞાનના પ્રસંગે છાન્દોગ્ય એ જ નિર્ણય છે: यथैकेन मृत्पिंडेन सर्वं मृण्मयं विज्ञातं भवति वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् વગેરે. સામાન્ય લોક જે દુઃખ વેઠે છે તે ખરી વાત મૂકી ખોટી શોધવાથી જ. પણ સર્વે અહો! કેવા ભમે છે, કષ્ટ વેઠે છે, હાય મારે છે, ને પરિણામે શુદ્ધ ઠેકાણે આવતાં રડે છે! આમ કોઈ આમાં, કોઈ પેલામાં, એમ લોક અગણિત વાતમાં અગણિત રૂપે આનંદ કલ્પે છે, તે બધા ક્લેશમય ને વ્યર્થ છે.

૬–૭. આવી શંકા વારંવાર બને છે કે જ્યારે સર્વત્ર બ્રહ્મભાવ થવાનો ત્યારે વ્યવહાર નીભે નહિ; કેમકે તે વ્યવહારનો કર્તા કોઈ રહેતો નથી, તેમ સર્વ બ્રહ્મભાવ થવાનો સાક્ષી પણ કોઈ ઠરતો નથી. એટલે આવી વાત કરવી અનુભવવિરુદ્ધ છે. આ શંકાનું સમાધાન એમ છે કે સર્વ બ્રહ્મભાવ અનિર્વચનીય છે, તો તેનું નિર્વચન દ્વૈતભાવ વિના બનતું નથી, માટે દ્વૈતાશ્રય કરીને સર્વ ઉપદેશાદિક પ્રવર્તે છે, બાકી વસ્તુગતિ તો એ જ છે કે એવું બને છે, તે જેને બને છે તે સમજે છે. બીજાને કહેવાય તેવું નથી. બૃહદારણ્યકમાં એ જ કહેલું છે કે यत्रत्वस्य सर्वमात्मैवाभूत् तत् केन कं पश्येत् એક પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાની પણ કથે છે:

"In relating my individual self to an outward object, I at the same time necessarily presume that the two, I and the object are entirely distinguishable as terms in the relation, but there is a wider unity in which are both alike embraced"

—JOHN CAIRD.

તું નાનો બાલક હતો ત્યારે મારુ તારુ એવો ભેદ હોઈ કામક્રોધાદિ વિકારથી ક્લેશ પેદા થતો નહિ, એટલે તમામ વાત છે તેરી જ જણાતી, પણ જેમ જેમ વર્ષ વધતા ગયા, જેમ જેમ સંસારની આંટીઓ બંધાતી ગઈ, પરણ્યો પ્રજા થઈ, વગેરે જવાબદારી વધતી ગઈ, તેમ તેમ અવળુ જ્ઞાન વધતુ ગયુ – આ મારુ, આ પારકુ, મારાંને માટે ગમે તેમ કરી મેળવી આણવુ, પારકાનુ ગમે તે થાઓ આવો વ્યવહાર ઉભ્યો આવી વાતનુ એક નામ કહીએ તો એ જ કે પરભાવ–પારકુ પોતાનુ એ બુદ્ધિ, બંધાઈ, એનુ જ નામ મન તે ખરેખર ઘણુ જ સ્વાર્થી ને તેથી કેવળ અનાચારી તથા ખરુ જ્ઞાન ગમે તેમ કરી પણ ભુલાવનાર – કુકુ થઈ પડ્યુ, ભાઈ! ત્યારે ફરી બાલપણ ક્યા ગયાથી મળે ? ઉત્તર તો સ્પષ્ટ જ છે કે કહી પણ જવાથી નહિ પણ વચમાનો કુડો ખેલ બનાવનારુ જે મન તેને ઉરાડી દેવાથી જ મળે આ દુનીયારૂપી પોથી વાચતા વાચતા એ મન બંધાયુ છે, તો એ બધુ ભણેલુ હવે ભુલવા માડ અને એમ કરતા માથે પળીયા તો આવી જશે એવુ એ કામ દુખસાધ્ય અને કઠિન છે, પણ આટલો મનનો ખેલ છે એમ વિવેક કરી તેને વીસાર અને સ્વપ્રકાશ જ્ઞાનમાત્રમા લીન થા,– એટલે જે સુખ શોધવામા બધુ જગત્ બેવકૂફ બને છે, તે સુખ ખરે રૂપે તને પ્રાપ્ત થશે – ને એ પ્રાપ્ત થયા પછી કદાપિ ટળશે નહિ, પછી કર્તા ભોક્તા એ ભ્રમ નિવૃત્ત થવાથી તને પાપ પુણ્ય અડનારા નથી, કે તેને લેઈને તારા સુખમા કદી વધઘટ થાય ચિત્તે

हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ मा. उ. ॥

(૯)

ખરો સાત્ત્વિક બોધ અને સાત્ત્વિક ત્યાગની પ્રક્રિયા જાણ્યા પછી, ને તે અનુભવમાં આણ્યા પછી માયા રહેતી જ નથી. પોતાની મેળે જ ચાલવા માંડે છે.

૧. જે મન માયાનું જ બનેલું છે તેનું બોલવું છે કે અરે માયા! તારું ને મારું દીલ એક થયું છે, હું તારા રૂપ જ છું ત્યારે હવે તું હું તને ત્યજવા માંડું છું એમ સમજી ખીજાઈને શા માટે દીલ પાછું ખેંચી મને દુઃખી કરે છે? હું તને ત્યજતું નથી, મારો તો તને ત્યજવાનું દિલ પણ નથી, પણ જીવ મહાજ્ઞાનમાં પડી મને એમ કરાવે છે તે મારો દોષ નથી. તારી આંખોમાંની મીઠી ખુમારી પીને જ હું જીવું છું તો તું તારાં નયન હવે મારા પરથી ક્યાં ફેરવી લે છે?

૨. હું તારા પર જ દીવાનું છું, તારા વિના બીજી કોઈ વાત મારા ધ્યાનમાં નથી. આવો કેવલ તારામય થઈ રહેવારૂપી આસક્તિનો મદ્ય તેં જ મને પાયો છે, કે જેને લીધે તારા વિનાની અર્થાત્ જ્ઞાનાદિકની વાત મને સુજતી નથી, તો હવે તારે ફાવે તેમ કર. મારે તોયે તું, ને જીવાડે તોયે તું. હું તો તારે શરણ છું—ને શરણાગતનું રક્ષણ કરવું એ સર્વનો, ને તારાં જેવાં સમર્થનો ધર્મ છે. માટે ગમે તેમ કર પણ મને જીવાડ્યા વિના ચાલવાનું નથી.

૩. મનની આવી આસક્તિ રહ્યાં જ જાય છે, પણ જ્ઞાન થતાં તે મનનો સમૂલ નાશ થઈ જાય છે, મન માયાને વળગવા ઘણુંએ તરફડ્યું પણ માયાએ હાથ ધર્યો નહિ; ત્યારે નિરાશ થઈ કહે છે. અરે! તારી ને મારી પ્રીતિને ધિક્કાર છે! તું શું વિચારી રહી છે?

તમામ પાસાથી મન નિરાશ થાય છે ત્યારે ફરે છે, ને માયા તો સ્વપ્નમય જ છે એમ થોડું થોડું સમજવા માંડે છે. અરે માયા! તું હોઠે આંગળી મૂકી શું વિચારી રહી છે! માયાને અત્રે છેક સ્ત્રીના રૂપે વર્ણવવામાં રહસ્ય એવું છે કે મનમાંથી સ્ત્રીલાલસા બહુ મોડી અને મુશ્કેલીએ છુટે છે. પરમાર્થમાં તો માયાને સ્ત્રીરૂપ કલ્પવાનો હેતુ તેની પુરુષ અથવા બ્રહ્મને અધીનતા જણાવવાનો જ છે.

૪. માયા આ પ્રમાણે સ્તબ્ધ થઈ જવાથી તેનું માથું ઝુકીને પડવા લાગ્યું, તેવામાં અલક, લટ છુટીને તે જોવા માંડી, એટલામાં તો એ વિજળીની પેઠે ઝંખાઈને, જાણે લજવાઈને જ હોય નહિ, તેમ નાશી ગઈ. જેમ મન પાછુ હઠતું ગયું તેમ, માયાના અંશ એક છુટવા લાગ્યા અને પરિણામે આખી અદશ્ય થઈ ગઈ. મનોધર્મ કેવો દુષ્ટ છે? આટલે સુધી માયા અદશ્ય થયા છતાં પૂછે છે કયાં ગઈ! હજુ પણ માયાના ચક્રથી થયેલી ભ્રમણા ટળતી નથી! છેવટે મન મરણ પામે છે! અર્થાત્ જ્ઞાનમય આત્મામાં લીન થાય છે, ને એમ થતાં માયા અને બ્રહ્મનો પણ અભેદ સમજાય છે, બ્રહ્માંડ એકી છાઈને, માયા તો બ્રહ્માંડ રૂપ જ છે, બધો બ્રહ્માંડનો ખેલ એનો જ છે, ને તે બ્રહ્માશ્રિત છે, એટલે બ્રહ્મમય છે.

૫. બ્રહ્મા, વિષ્ણુ, વગેરે દેવાદિક તે તું હોય ત્યાં સુધી છે, પરમાર્થમાં સર્વ બ્રહ્મ છે; હવે તો હું મન,–તું–માયા,–અને બ્રહ્મ એ ત્રિપુટી જ્ઞાન, જ્ઞેય, જ્ઞાતા–સર્વે એક છીએ–આવી જ નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થઈ છે. આ બધો ખેલ ખરા પ્રેમની, બ્રહ્મની લીલાનો જ છે. लोकवत्तु लीलाकैवल्यम् એ બ્રહ્મસૂત્ર ઉપરના શ્રીમચ્છંકરાચાર્યના ભાષ્યમાં પણ જગત્સૃષ્ટિનું આવી જ કોઈ અહેતુક સ્વાભાવિક લીલારૂપે વર્ણન છે. મનોનાશ થયા વિના પરમજ્ઞાન કે બ્રહ્મભાવ બનતો નથી. પોતાના પ્રિય ગણેલા અંશ ધીમે ધીમે ત્યજવાથી જ મનનો સમૂલ નાશ થઈ રહે છે, એ રહસ્ય છે, યોગમાર્ગે પણ કુંડલીના પ્રબોધ પર્યંતની સુષુમ્ણા નાડીમાં ધારણા બને તો મનોનાશ સ્પષ્ટ જ છે.

૬. આમ મનોનાશ થઈ, બ્રહ્મભાવ ઉદય પામ્યો અને દેવ, ધર્મ, કર્મ વગેરે વ્યવસ્થા વ્યર્થ કરી ત્યારે આવું માનનારો તે નાસ્તિક કે આસ્તિક, કોણ? એમ સમજાયા પછી પોતે કોણ એમ જાણવાની પણ એવા જ્ઞાનીને દરકાર નથી. મને નાસ્તિવર કહો, કે આસ્તિક કહો, ગાંડો કહો પણ મારે તેની ચિંતા નથી, આવી સિદ્ધ વાતમાં નાસ્તિકતા કે આસ્તિકતા કે ગાંડપણ વગેરેનો આરોપ કરનારને માટે મારી વાત નથી, પણ હું – જ્ઞાતા, તું – જ્ઞેય એ સર્વે એક છે, એવો મર્મ સમજનાર, એવો વ્યંગ ઓળખીને પકડી લેનાર, અધિકારી માટે છે. તેવા તો વિરલ જ હોય છે.

( ૮ )

આ પ્રમાણે માયાનું જુદા જુદા પ્રકારે વર્ણન કરી હવે તે માયાનું સ્વરૂપ તથા તે માયાનો ત્યાગ યથાર્થ સમજાયા પછી ખરો વિરાગ કેવો થાય છે તેનું વર્ણન આપે છે.

૧. જ્ઞાની કહે છે કે હું વૈરાગી જ છું, ભગવાં લુગડાં પહેરવાથી થયેલો નહિ, દીક્ષા લઈ અમુક સમ્પ્રદાયને વળગેલો એવો નહિ, કે નહિ ફક્ત થોડા વખતથી થયેલો, પણ અનાદિ કાલનો, જ્યારથી જન્મ્યો ત્યારનો વિરાગી જ છું. રામ અર્થાત્ સર્વમાં રમી રહેનાર પરબ્રહ્મ તેમાં જ લીનતા થઈ છે, ને તે અચલ, કદાપિ ટળે નહિ તેવી થઈ છે, એટલે બીજી વાત મિથ્યા છે. સર્વ વાત તેને જ અધીન છે, ને તેમાં હું સ્થિર છું એટલે બીજી વાતનો વિરાગ સ્વાભાવિક જ છે. મૂલ બ્રહ્મસ્વરૂપ કશાથી રાગ પામેલું છે નહિ, સર્વદા વિરાગી જ છે.

૨. આ જગતમાં જે વખત આવવું થયું તે વખત મારી સાથે આ શરીર વિના કાંઈ હતું નહિ, તેમ જવામાં પણ તેવું જ થવાનું છે, તો મારું મારું માની લીધેલું તો કાંઈ પણ મારું નથી, માટે જ મિથ્યા વચલી બાજી, તે મિથ્યા છે, સ્વપ્નવત્ છે, ત્રિકાલમાં સ્થિર રહે તેવો નિત્ય નથી. માયાનું સ્વરૂપ કહેતાં શ્રીકૃષ્ણ ભગવાન કથે છે કે अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत । अव्यक्तनिधनान्येव तत्र

का परिदेवना ॥ गीता ॥ માયા કેવલ વ્યક્ત-મધ્ય જ છે, કેમકે ભૂત અને ભવિષ્યમાં ન છતાં કેવલ વર્તમાનમાં જ તેની સત્તા મનાઈ છે. આમ માયા નિત્ય નથી, ને પોતે તો વિરક્ત જ છે, ત્યારે પૂછે છે કે હે સંતો ! હે જ્ઞાનના શુદ્ધ અધિકારીએ ! તમે કદાપિ કદાપિ ચલીને માયા પર પ્રેમ કરી જાઓ છો, તે શા ઉપર કરો છો ? એનો સ્વભાવ તો નિત્ય નથી, એ તો ઘડીમાં લાગે છે ને ઘડીમાં સાજી થાય છે; આવી મિથ્યા વાત પર મમતા કેમ કરો છો ? તમારું નિર્લેપ સ્વરૂપ જ ઓળખી વિરક્ત રહો.

૩. દુનીયાંમાં વ્યક્તિનિષ્ઠ પ્રેમ, માણસને હેરાન કરે છે, જેવો પોતાના સ્વાર્થ પર પ્રેમ હોય છે તેવો બીજા પર નથી હોતો, પણ તેથી તરત જ ઉનરતો પત્ની પર હોય છે. એ પણ કેવલ સ્વાર્થની સગી છે, એને જ માટે, એની પ્રજાને માટે, કાળાંધોળાં કરવાં પડે છે, એમ એ તો માણસની પછવાડે કષ્ટરૂપ થઈ પડી છે, આમ વિચાર કરતાં કદાપિ પત્નીનો સ્વાર્થ સમજાઈ તેના પર વિરાગ આવે, પણ જેણે આપણને જન્મ આપેલો અને જેના હાથમાં ઉછરેલાં તેના ઉપરનો સ્નેહ કેમ તૂટે ? સર્વે સ્વાર્થનું સગું છે. કમાઈ લાવે તો દીકરો નહિ તો પથરો એ લોકપ્રસિદ્ધ છે, કેવલ નિઃસ્વાર્થી જણાતાં માબાપ તે પણ સ્વાર્થ સાધે !

૪. લખવાનું તાત્પર્ય એમ નથી કે પત્ની, મા, બાપ, વગેરેને તજીને નાશી જાઓ; પણ તે જ તમારા પરમશ્રેયનું સ્થાન છે, એમ જાણી ભુલાવામાં ન પડો. એ બધાં માયાનાં બંધન છે. તેની ઉપાસનામાં આસક્ત ન થાઓ, પણ ખરો પ્રેમ પૂર્ણપુરુષ પર બ્રહ્મમાં બાંધે કે મોક્ષ થાય. આવા સંબંધોમાં કદી ને કદી એવો અનુભવ જરૂર થશે કે જેથી મન ચીરાઈને મરી જવાય, પણ કોઈને કહેવાય નહિ, કાંઈ ગમે નહિ; આમ પ્રત્યક્ષ અનુભવ થઈ, વિચાર કરતાં માયાનો ખેલ નકામો જણાવાથી મન ગભરાઈ રહે ને શું સાચું તે શોધે, પણ તેને કોણ

બતાવે ? આમ જ્યાં ભીતર દાઝ્યું ત્યાં ઓસડ કેમ લાગે, અને સાચી વાત કોણ બતાવે કે જેથી એ ભીતરમાં આનંદ ઉદય પામે ?

૫. માતાપિતાદિક કદાપિ સ્નેહ ભલે ન લાગો, પણ પોતે પસંદ કરી સમાન શીલ વ્યસનવાળો ખરો પ્રેમી મિત્ર કર્યો હોય તેનાથી કેમ છૂટા થવાય ? તે જ તમારો ઇશ્વર એમ સમજવામાં ભૂલ છે, તે પણ માયામય જ છે. તેઓ પણ માયાના સંગી છે, પોતાની વાત પર રોકાયલા છે, હુંપદ તજતા નથી, તન્મય થતા નથી, ને સર્વદા આ મારું, આ મારા મિત્રનું એમ માની જુદા ને જુદા રહી સ્વાર્થબુદ્ધિ બતાવે છે ને સ્વાર્થપરાયણ હોય છે. વળી અહંપદયુક્ત પણ હોય છે કે તારા મનની ખરી જેવી હોય તેવી સમજતા નથી ને તારે તો તારા મનમાં જ અટવાવું પડે છે, વળી પોતે જ ડાહ્યા છે એમ સમજી તને મૂર્ખ પણ બનાવવા ચૂકતા નથી. તે મિત્ર કેમ ગણાય ? એમાં પણ આસક્તિ હોવી મિથ્યા છે.

૬. સત્ય એટલું જ કે પ્રેમ જો કરવો હોય તો બ્રહ્મ સાથે કરો, અનિત્ય વસ્તુઓ સાથે ને માયિક પદાર્થો સાથે ન કરો. તેની પ્રક્રિયા એ છે કે યાવદ્જેય પર સમાન પ્રેમભાવ માનો, સર્વને પોતાનાં જાણો, ને એ સર્વાધાર ઇશ્વર પર—આત્મારામ પર પ્રેમ રાખો. વેદ, પુરાણ વગેરે શાસ્ત્રોનો તેમ જુદા જુદા મહાત્મા અને આચાર્યોનો એ જ વાસ્તવિક અનુભવ છે. ખરો આનંદમાર્ગ એ જ તેમણે શોધ્યો છે. તમે પણ તેમ કરો, ને તેમ કરતાં કદાપિ માયાના જીવ ખોટું સારું કહે, કીર્તિ નિંદા ગમે તે કરે, તો તેની લેશ પણ દરકાર ન કરો. કર્તવ્યથી ચૂકો નહિ, પણ તેમાં જ આસક્ત ન થાઓ. જે જ્ઞાની છે તે कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति स. ॥ ગીતા ॥

૭. ઘર સાચવવું ને હરિભજન કરવું. આમ હોય જ નહિ, કેમકે જેને હરિ ઉપર ખરો પ્રેમ છે તે હરિ વિના બીજું દેખતો નથી,

ને હરિ તો સર્વત્ર છે, ત્યારે આ મારું ઘર ને આ હરિ એવો ભેદ ભાવ ક્યાં રહ્યો ? મોક્ષ કેવલ અભેદનો અનુભવ કરવામાં આવે છે.

આ કડીમાં સર્વે દ્વૈતવાદીઓના ખંડનની સૂક્ષ્મ યુક્તિ કહી છે.

૮. ત્યારે ખરો ભક્ત, ખરો પ્રેમી, ખરો જ્ઞાની કોણ? ખરા પ્રેમી, જ્ઞાની, તો એ જ કે જે વિરાગી છે. જે પોતાના પ્રેમસ્થાન — બ્રહ્મ — સિવાય બીજા તમામને જાણતા સરખા પણ નથી, બધું પ્રેમસ્થાનમય દેખે છે, મારું તારું એ પરથી વિરાગ પામ્યા છે. ભેદ એ શબ્દ સમજતા નથી. જેઓ રાગ અર્થાત્ પ્રેમ, અને વિરાગ – ત્યાગ – એ એને એકરૂપે ઉપર બતાવ્યા પ્રમાણે – નથી સમજતા તે તો દુનિયામાં ભીખ માગવા માટે વેષ ધરનાર વૈરાગીઓ છે. ખરા વિરાગી તો પ્રેમી જ છે; કોઈ પર પ્રેમ ન રાખતાં સર્વને ત્યજીને નાસનાર વિરાગી નથી એ તો કેવલ પેટને માટે ભમનારા છે.

૯. આ પ્રમાણે હોવાથી સિદ્ધાન્ત કે નિર્વિકાર પરમાત્મા એ જ પરપ્રેમાસ્પદ છે; તેનો પ્રેમ કરનાર મણિરૂપ અધિકારીઓને લોક પથ્થર રૂપ ગણે તો પણ ભલે. એમના કહેવા ઉપર તે પ્રેમનો સંબંધ નથી.

## (૯)

વિવેક, વિરાગ, શમાદિ ષટ્સંપત્તિ અને મુમુક્ષુતા એ ચાર બ્રહ્મજ્ઞાન પામવાનાં સાધન કહેવાય છે; ને જેનામાં એ ના હોય તેને બ્રહ્મજ્ઞાન સાંભળવાનો અધિકાર પણ કહ્યો નથી. આવાં સાધનોમાં પણ વિવેક અને વિરાગ વિના તો ન જ ચાલે એમ સૂક્ષ્મસિદ્ધાન્ત છે. તૈયાર થયેલા અધિકારીનો બ્રહ્માનંદ કહી બતાવે છે. વારંવાર કહ્યું છે કે આ આનંદ અવર્ણ્ય છે, છતાં તેનું કાંઈક વર્ણન કરવાનો પ્રયત્ન છે. આટલે સુધી આવ્યા પછી, મનોવૃત્તિને કેવલ નિર્મૂલ કરી બ્રહ્મભાવના દૃઢ થવા

ભારે વિવિધ માર્ગ છે જડયોગ, પુરુષયોગ, ધર્મયોગ, ભક્તિયોગ, હઠયોગ, જ્ઞાનયોગ વગેરે ભિન્ન ભિન્ન અધિકારીની યોગ્યત પ્રમાણેના ભિન્ન ભિન્ન યોગમાર્ગ ઠરાવેલા છે એ સર્વની વાત અનાદિકાલથી કેવલ ગુરુગમ્ય રહે છે ને તેમ હોવાનું કારણ પણ છે, કેમકે એવી સૂક્ષ્મ વાત ગ્રંથ દ્વારા યથાર્થ કહી શકાતી નથી આ સ્થળે તેની સૂચના માત્ર કરી તે પછીના બ્રહ્માનંદનુ જ કાંઈક ભાન કરાવવા ધાર્યું છે. એ વર્ણન ત્રણ પ્રકારે કરી બતાવ્યુ છે, માયાથી છૂટા થઈ તેનો બ્રહ્મભાવ સમજી નિવૃત્ત થયેલા જ્ઞાનીની સ્થૂલ ઉક્તિ પ્રથમ આવે છે (૯), પછી શુદ્ધ બ્રહ્માનંદ કેવલ અનાખ્ય છે તેનુ વર્ણન તેના આનંદમા મસ્ત થયેલાની ઉક્તિ દ્વારા છે (૧૦) ને આખર અવર્ણ્ય છતે પણ કાંઈક તાદૃશ બતાવી શકાય એવી ઉપાસનાને યોગ્ય બ્રહ્મસ્તુતિ છે (૧૧) ગ્રંથસમાપ્તિ વખતે મંગલ પણ એમ પ્રકારાંતરે થઈ કહે છે

૧ માયાનો બ્રહ્મભાવ થઈ રહ્યા પછી બોલે છે કે બાહ્ય દુનીયાની નજરે મારા માયિક સુખ મારાથી છૂટી ગયા માટે હવે હુ દુખી હોઈશ એમ લાગતુ હશે, તેથી હુ એમ કહુ કે હે મારી પ્રિયા માયા! તે જે જે આનંદ કરાવેલો તે તારી જગો મારા દિલરૂપી તખ્ત પર કોઈએ અદ્યાપિ પૂરી નથી, તને મૂકયા પછી મને તારા જેવા આનંદ આપનાર કોઈ પ્રાપ્ત થયુ નથી, તો સભવે, પણ નહિ મારા દિલમાં જે આનંદમય પધારી થઈરહી છે તે હવે સતી છે એમ ન જાણવું, પ્રથમ તો તું એકલી જ મારા પર કૃપા કરી રહી હતી, હાલ સર્વ બ્રહ્મબોધ મળતા પરમાનંદ સર્વત્ર જામી રહ્યો છે ને તે વળી નિત્ય છે હરદમ મારા શ્વાસોચ્છ્વાસની સાથે જડાયેલો છે

૨. દુનીયા ભને પ્રીતિ ભરેલી હોય, ને ભલે તે પ્રીતિનો કોઈ ભાગ્યવાન્ માણસો અનુભવ કરતા હોય, આટલુ જ નહિ પણ દુનીયામા તમે આ પ્રમાણે કહો છો તે કરતા પણ કદાપિ સોગણી પ્રીતિ પ્રાપ્ત થતી હોય, તો પણ મારું દીલ એવી પ્રીતિને માટે હવે યોગ્ય થયુ છે

કે એ સોગણી વધેલી દુનીયાંની પ્રીતિ પણ મારા દિલને પૂરી નથી. મારા દિલમાં એવી પ્રીતિ સમુદ્રમાં બિંદુ જેવી છે. માયિક પ્રીતિની મને દરકાર કયાંથી હોય?

૩. આમ છતાં પણ હું કાંઈ માયાને છેક ત્યજી શકયો નથી. શાસ્ત્રોનાં વચન છે જ કે ગમે તેવા જ્ઞાનીને પણ પ્રારબ્ધ અને પ્રકૃતિને અધીન રહી કર્મોપભોગ તો કરવો જ પડે છે, પણ તે કર્તા ભોક્તા સમજતો નથી એટલો જ તેના / જ્ઞાનનો ઉદય છે. न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते। न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ शरीरयात्रापि च ते न प्रसिद्धयेदकर्मणः ॥ न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्। कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ઇત્યાદિ. એમ હું પણ માયાનાં કર્મમાં તો પડેલો જ છું. એટલે તારાં સુખદુઃખનો ઉપયોગ મારે પણ કરવો પડે છે. છતાં હું તારી સ્થૂલ કૃતિની પચ્છવાડે દોડાદોડ કરતો નથી, કે તેના યોગાયોગ થતાં ફૂલાઈ જતો કે હેરાન થઈ જતો નથી. તને તો હું ભાવે – ભાવમાત્રથી જ – રમાડું છું; તારા સંબંધથી પેદા થતી વૃત્તિઓને તદ્વિરોધી વૃત્તિઓથી શમાવું છું, ને આનંદ કરું છું. અને એ પ્રમાણે તને નિરંતર પાસે બેસાડી રાખું છું – સદા તારા પ્રસંગમાં નિર્લેપ રહી ફરું છું, * કેવલ એક સાનમાત્રમાં જ તને મારી પાસે બેસાડું છું કે ખસેડી નાખું છું એટલે હવે મને સામર્થ્ય છે. આવા આનંદ હું તારી સાથે પણ કર્યાં

---

* વૃત્તિથી વૃત્તિને શમાવવી એ પણ એક યોગ છે. એના ઘણા પ્રકાર છે. અત્રે એવુ ઇષ્ટ છે કે વસ્તુમાત્રમાંના સત્–ચિત્–આનંદ અંશરૂપે સર્વ બ્રહ્મરૂપ છે, ને નામરૂપ – માયા – મિથ્યા છે – છે જ.નહિ. આવી વૃત્તિ તદાકાર જામી છે ત્યાં બીજીનો ઉદય જ નથી. (જુઓ. પદ ૧ ની ટુક ૨ ઉપરની ટીકા). આ અજપાનું રટન પ્રણવની અવિચ્છિન્ન ધારણા, સ્વરસંધાન, ઇત્યાદિ બીજી વૃત્તિને ઉદય ન પામવા દેવાનાં અંતરંગ તથા, દયા, ક્ષમા, મૌન, વ્રત આદિ નિયમ ગ્રહણ એ બહિરંગ સાધન છે.

કરું છું, ને કવચિત્ એવા તારા આનંદને સાક્ષાત્ ભોગવવાનું મને મન થઈ આવે છે પણ હું કોઈ બધું બ્રહ્મમય છે તેમાં અમુક વ્યકિત છે ને તે મારી છે એ ભાવ ઉદય જ પામતો નથી. ब्रह्मार्पण ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुत ॥ ब्रह्मैव तेन गन्तव्य ब्रह्मकर्मसमाधिना ॥ गीता ॥

૪. એ જ નયનોની મઝા એમ કહી કેવલ બ્રહ્માનંદ કહ્યો — નયન – એટલે દૃક્ – જોનાર; જે ખરો જોનાર જ્ઞાતા, પરમાત્મા છે. એ ઉપર પ્રમાણ કે સાક્ષી दृगेव न तु दृश्यते ॥ वा० सु० ॥ એવા પરમાત્મારૂપ દ્રષ્ટાની તારો સંબંધ થતાં પહેલાં અનુભવેલી ને હાલ પછી અપરોક્ષ થયેલી મઝા મારે કાંઈ અધુરી નથી.

૫. તારો ને મારો સંબંધ અલબત્ત છૂટે તેવો નથી જ, એક વાર તો ખુબ –– મળી હતી, પણ તેવું તારાથી નિત્ય રહેવાયું નહિ, મને જ્ઞાનનો ઉદય તારી અસ્થિરતા જોઈને થતાની સાથે તું ગઈ – પણ મારા દિલમાં ઘણો સખ્ત ઝખમ મારતી ગઈ, મહા કષ્ટ ને દુઃખ સહન કર્યાં વિના મારાથી તું ત્યજાઈ નથી – વિરાગ સહજમાં પ્રાપ્ત થયો નથી; – પણ ભલે ગમે તેમ પણ તું ગઈ એટલે પાપ ગયું, તું, રંગમાં આનંદમાં – પૂરી – ખરી ઉસ્તાદ – નહિ. તારો આનંદ બ્રહ્માનંદ-તુલ્ય નહિ એટલે જ તને ત્યજ્યા પછી પણ મને તારી પાસે પાછુ આવવાનું મન ન થયું; બાકી તેં તો ઝખમ કર્યો હતો કે જેથી તેમ કરવું પડે.

૬. આવો તેં દુઃખ દેવા ઝખમ કરેલો તેનાં પણ મને તો સુખમય ફૂલ થયાં. એ ઝખમમાંથી જે લોહીનાં ટીપાં નિરંતર નીકળ્યાં કરતા તે ટીપે ટીપે હું તને સંભારતો. કે તું આવી દગાબાજ છે ને ખરો આનંદ તો એ ઝખમ છતાં પણ ચેન કરાવનાર પરપ્રેમમાં છે. ઠીક કર્યું, તેં જો આવો માર ન માર્યો હોત, કર્તાર પરમાત્મા આનંદની પરમ ખુબી મારાથી પુરેપુરી સમજાત નહિ. ખરી વાત છે કે દુઃખ વિના વિરાગ નથી. વિરાગ વિના જ્ઞાન નથી, જ્ઞાન વિના આનંદ નથી. विपदः सन्तु नः शश्वत् तत्र तत्र जगद्गुरो । भवतां

दर्शनं यत्स्यादपुनर्भवदर्शनम् ઇત્યાદિ શ્રીમદ્ભાગવતમાં પણ એ જ હેતુથી કહ્યું છે.

૭. હવે માયાનો છેડો આવી ગયો છે. તારાં સુખદુઃખ મળે તેનો હવે હીસાબ નથી. તું ગમે તો સર્વાંગે પ્રાપ્ત થા, ગમે તો કદાપિ ન પ્રાપ્ત થા તો પણ મારે તો તું આઠે જામ નજર આગળ જ છે –કેમકે સર્વોત્તમ ભાવમાં તું કાંઈ બહાર નથી. પણ તારી હાજરીથી મને સુખદુઃખ કાંઈ નથી કેમકે એ સુખદુઃખરૂપી જે ખુવારી, તે તો હું તું એવો ભેદ હતો ત્યાં સુધી બનતી હતી. તે જ ભેદ ઉપર હવે મને આસ્તા નથી એટલે તારો સંબંધ છતાં સુખદુઃખનો ગંધ પણ આવવાનો નહિ.

## (૧૦)

હવે અવાચ્ય બ્રહ્માનંદનું વર્ણન આવ્યું.

૧. કોઈ જ્ઞાની પરમાનંદમાં મસ્ત થઈ રહેલો, તેને આનંદાશ્રુ પડતાં જોઈ, માર્મિક જીવે તેને તે અશ્રુનું કારણ પૂછતાં તે કહે છે કે તું એ પ્રશ્ન પૂછવાને પણ લાયક નથી. એ મારાં અશ્રુ તું બંધ કરવાને સમર્થ છે? ના, ના, એ મારાં પ્યારાં આંસુડાં લોહી નાખવાની કોઈને શક્તિ નથી. મારો આખો જીવનવ્યાપાર એ અશ્રુમય છે. મારું જીગર, અંતઃકરણ તે આ અશ્રુરૂપે ઓગળીને બહાર નીકળી જઈ બ્રહ્મભાવ પામે છે, એવો કોઈ માયિક પદાર્થ નથી કે જે મારા આનંદમાં વિઘ્ન કરે.

૨. હું કોણ છું? જેને કશાનો લેપ નથી, જે અવિકૃત છે એવા, અંજન-સંસર્ગ-વિનાના નિરંજન નામનો મેં જામો પહેરેલો છે; ને હું પ્રેમરૂપ બ્રહ્મમાં લીન થઈ તેની ઉપાસના કરનાર ફકીર છું—એવી મારી આનંદમય ફકીરી, અને એવો મારો નિરંજન નામનો જામો, કોણ મૂકાવી દેનારું છે!

૩-૫. તમે કહેશો કે દુનિયાંમાં રહેવું અને આવી ગાંડાઈ ન ચાલે. શું દુનિયાં છે? એમ હોય તો નિત્ય ત્રિકાલસિદ્ધ–હોવી જોઈએ. આમ તો છે નહિ, ત્યારે શું દુનિયાં નથી? આનું ઉત્તર પણ હા નથી એમ કહો, તો નજરે જુવો છો તે શું છે? ત્યારે સિદ્ધાન્ત કે માયા અનિર્વાચ્ય છે — છએ ખરી ને નથી પણ ખરી — એવી વિરુદ્ધ વાતવાળી અનિત્ય દુનિયાનો હું દિવાનો નથી. મને તેની દરકાર નથી. ત્યારે સાચી વાત શી અને શાના ઉપર શ્રદ્ધા કરો છો? એનું ઉત્તર એ જ કે ત્રિકાલસિદ્ધ એવો સદાય સાચો તો પ્રેમ – બ્રહ્મ છે, ને એ પ્રેમ સાથે દુનિયાં તો હરાય છે — એ પ્રેમ વડે જ પોતે નીભે છે, છતાં તે પ્રેમને ગણકારતી નથી, તેવા પ્રેમનિષ્ઠ સંત લોકોને નિંદે છે, બ્રહ્મમાર્ગથી અળગા કરે છે — પ્રેમનો ને માયાનો વિરોધ છે. આમ પ્રેમ જ્યાં વ્યાપ્યો ત્યાં દુનિયાં જણાતી નથી; એટલે નીતિ, રીતિ, વ્યવહાર, એ બધું દુનિયાંનું કર્મ છે, તે પણ ક્યાં રહ્યું? આ પ્રમાણે દુનિયાં પ્રેમમાં જણાતી નથી, પણ પ્રેમ એવો સમર્થ છે કે તેના વડે અગણિત દુનિયાં ઉભી થઈ શકે છે. પ્રેમાનંદની અતુલ રચનામાં લાખો દુનિયાં બન્યાં જાય છે ને પરમાનંદની વૃદ્ધિ થાય છે. કશું પ્રેમ વિનાનું નથી.

૬. હું કોણ એ પૂછ્યું હતું તો તે હવે સ્પષ્ટ થયું કે મારું નામ એ જ પ્રેમ, ને એની જ શોધમાં મારું તાન ગુલતાન થઈરહ્યું છે. હું કેવલ તન્મય છું. જેમ તું એવી વસ્તુ નથી તેમ હુ પણ નથી. એની શોધમાં ને શોધમાં બધી દુનિયાં ફના માનું છું. આખી દુનિયાંનો હું માલિક હોઉં ને તે ત્યજવી પડે તો તે માટે પણ તૈયાર છું એવો મને એનો આનંદ છે — મારામાં ભેદબુદ્ધિ જ નથી — સર્વ બ્રહ્મ વિના નથી, બ્રહ્મ છે.

૭. એ આનંદની મઝા મને તે મને જ, બીજાને કહી શકાય તેવી નથી; કોઈ અનુભવી હશે તે જાણશે, કોઈ ખરો પ્રેમી સમજતો

હશે; બાકી કહેવાય તેમ નથી. એ આનંદ હું પામ્યો હોઈશ કે નહિ એ પૂછવાનો અધિકાર કોને છે? કોઈ ને નથી. જે કોઈ ખરા મુમુક્ષુ અધિકારી હશે તે સ્વતઃ સમજશે જ. તેમના વિના બીજાને એવો પ્રશ્ન પૂછવાનો અધિકાર નથી, ને તે વિના કોઈ ને હું જવાબ પણ કહી શકવાનો નથી. અભેદ થયો ત્યાં કહે કોણ, સાંભળે કોણ? ને શું કહે? એવો એ આનંદ અવર્ણ્ય છે. (જુઓ-પદ ૬ ની ટુક ૬ ઉપરની ટીકા)

૮. એ જ આંસુમાં રાતદિવસ આંખ ભીની રહો. ને બીજું કાંઈ ન દેખે તેમ મીચાયલી રહો. અને એવી મારી કે કોઈ જ્ઞાનીની મીચેલી આંખને ખોલવાની વ્યર્થ મહેનત કરનારાંએ દૂર રહેવું, કેમકે તે આંખ ખુલશે તો તેમાંથી નીકળતી કઠીન જ્વાલા તેનાથી ઝીલાવાની નથી. ખરા જ્ઞાનીને છેડી બોલાવવા તે જો તેમના જેવા થવાનું મન હોય તો જ, બાકી તેમની સમાધી ભગાવ્યાનો દોષ બેસે; અને આપણે પરિણામે તેમને મૂકીને નાસવું પડે એવી તેમના ઉપદેશની વિકટતા ભાસે. બ્રહ્માનંદની વાત સરલ છે. પણ અનુભવ મહા વિકટ છે. कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः तेऽप्यज्ञानतया नूनं पुनरायान्ति यान्ति च ॥ अपरोक्षानुभूति ॥ न नश्यति विना पानं व्याधिर्भेषजशब्दतः ॥ ॥ वि॰ चू॰ ॥ ઇત્યાદિ.

(૧૧)

છેવટ ગ્રંથસમાપ્તિનું મંગલ આદરતાં, ઉપાસના યોગ્ય બ્રહ્મ-દૃષ્ટિનું વર્ણન આગળ કહ્યા પ્રમાણે કર્યું છે. વૃત્તિ સંબંધે પદ ૧૦માં જે કહ્યું છે તે આમાં પણ ઉપયુક્ત છે.

૧. દગ્ એટલે સર્વસાક્ષી જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ એમ આગળ સપ્રમાણ પ્રતિપાદન કરેલું છે. બ્રહ્મરૂપ દ્રષ્ટા મારા દિલમાં છાઈ રહ્યો છે, પણ તે ફક્ત દ્રષ્ટા જ છે એમ નહિ પણ रसो वै सः ઇત્યાદિ શાસ્ત્રવાક્ય પ્રમાણે કેવલ રસમય, રસરૂપ, આનંદસ્વરૂપ હોઈ મારા

દિલમાં ભરાઈ ગયો છે. પરમાત્મા લિંગ રહિત છે માટે સ્વચ્છંદે નારી લિંગથી વ્યવહાર કર્યો છે, અને લોકોને માયાપાશમાં બાંધનાર સ્ત્રીદષ્ટિ સાથે વિરોધ બતાવવાનો વ્યંગ્ય સાધ્યો છે. એટલા જ માટે દગ્ એટલે આંખ, અને પરમદ્રષ્ટા એ બે અર્થવાળા શબ્દનો પણ પ્રયોગ પ્રથમ જ કરવામાં મંગલવાચક પરમાત્માનું નામ સ્મરણ કરવાનું લક્ષ પણ સમજાઈ આવે એવું જ છે. આવી દગ્ મારા દિલમાં છાઈ રહી છે એમ નહિ, પણ મારા દિલમાંથી બહાર છલકાઈને તમામ જ્ઞેય પદાર્થને પણ તે દગરૂપ બનાવી રહી છે – માયા અને બ્રહ્મ સર્વનું ઐક્ય થઈ રહ્યું છે.

૨. આ દગ્ કેવી છે? એને કદાપિ ઝાંખ ઝપટ લાગતી નથી, એ નિરંતર જાગ્રત જ હોવાથી એના આનંદમાં વિક્ષેપનો ગંધ પણ નથી, ને એનો સ્વાભાવિક ધર્મ જે મીંચવા ઉઘડવાનો તે પણ એનામાં નથી, કેમકે એની પલક પલટ બાધા વિનાનુ રહ્યુ છે – સ્થિર છે. બ્રહ્મ સ્વપ્રકાશ, નિત્ય, સર્વાધાર છે.

૩. આવી રીતે પરમદષ્ટિ ભલે નિત્ય હો, પણ માયિક દષ્ટિમાં જે મદ, વિલાસાદિક છે તેનો આનંદ એમાં મળવાનો ક્યાં? એ પણ આ પરમ દષ્ટિમાં પૂર્ણ છે. આ દક્ તો પૂર્ણ મદથી ભરેલી તથા મંદમંદ વિલાસવાળી પરમ રમણીય છે અને ક્ષણે ક્ષણે નવો આનંદ આપી રહી છે. નિરંતર નવીન નવીન આનંદ આપી રહી છે. એને અધીન સર્વ હોવાથી નાના આનંદમય છે. આ આનંદને સુધારૂપ માની તેની પરમ રમણીયતા બતાવી છે કે જેમ સુધા મુવાને પણ જીવાડે છે તેમ આ આનંદ પણ પરમ રમણીય તથા સમર્થ હોઈ સર્વને – દુઃખાદિ પેદા કરનાર અજ્ઞાનને પણ, જ્ઞાનમય – આનંદમય – બનાવે છે. તો સામાન્ય દષ્ટિના આનંદમાં ને આ આનંદમાંનો તફાવત આંધને પણ જણાય તેવો છે.

૪. એમ પણ હો, છતાં કેવલ સુખમય હોય તે નકામી છે; દુ:ખના અનુભવ વિના સુખનો અનુભવ આનંદ આપતો નથી, સુખ કેવું રમણીય છે એ દુ:ખ જાણ્યા પછી સમજાય છે માટે આ પરમ દૃષ્ટિ કેવલ આનંદમય તે નકામી છે. એ દગ્‌ને જ અધીન સુખદુ:ખ સર્વનો સંભવ છે. यस्य भासा सर्वमिदं विभाति ॥ उप० ॥ न चाहं तेषु ते मयि ॥ गीता ॥ ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ પ્રમાણે એના વિના કાંઈ સંભવતું જ નથી, દુઃખ, સુખ વગેરે વિવિધ રંગના ખેલ આ ખલકરૂપી આનંદકારક નાટકમાં; એ દગ્ પોતે જ નચાવ્યાં કરે છે – તો પછી કહો તે શંકા ક્યાં રહી? સર્વનો આધાર બ્રહ્મ ઠરાવી યત્કિંચિત્ વાતને પણ બ્રહ્મભાવે ભજવાની યુક્તિ તથા મોક્ષ મળે એવી ઉપાસના પ્રક્રિયા પણ સામાન્ય મતિના આરોહને માટે બતાવી દીધી છે.

૫. આવી બ્રહ્મદૃષ્ટિ થવાનું ફલ કહે છે કે મનોમય સૃષ્ટિરૂપ અંતરમાં તથા જડ સૃષ્ટિરૂપ બાહ્ય જગતમાં તેમ ઉપર નીચે – આધિદૈવિક પદાર્થોમા પણ – સર્વત્ર પરમાનંદ, આવી દૃષ્ટિ મચાવી રહી છે, કદાપિ તે પરમાનંદ બંધ પડતો નથી. – મણિમય છે અર્થાત્ જેમ સ્પર્શ મણિનો સ્પર્શ થતાં લોહમાત્ર સુવર્ણમય બને છે તેમ – બ્રહ્મમણિનો સ્પર્શ થતાં તમામ બ્રહ્મમય થઈ રહે એવો મણિમય મોહ, અભેદ પ્રેમાનંદ મચાવી રહી છે.

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥
मच्चिता मद्‌गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

॥ श्रीमद्‌भगवद्‌गीता ॥

इति श्री ब्रह्मार्पणमस्तु.

# મિશ્રધ્વનિ

## ૧

## શુકાખ્યાન.

### પ્રશ્ન

ઉપજાતિ.

રે શુક! દીસે કયમ ગાભરો તું?
ઘેલો થયો? કે ગઈ બુદ્ધિ? કે શું?
ખોયું કશું? કે પડ્યું કષ્ટ મોટું?
કઠોર ભાસે વદનેથી હેયું?— ૧

### ઉત્તર

હરિગીત (વિષમ)

ગઈ તૂતી, કે દિલડું ગયું, ગઇ વાત કે સુખડું ગયું,
ગયું શું! થયું મુજને શું! નવ સમજાય, નવ જાયે કહ્યું:
નદી પવન વન તરુ કુંજ ભટક્યો ભુલીને નિજ ભાનને,
આ લાધ્યું! ઓ તહીં લાધશે!—ગયું, નાહું—દઈ કર તાલને. ૨.

દિઠ હરિણ મેં જલમાટ ધસતાં દોડી મરતાં ટળવળી,
દિઠ નાગ, પન્નગ રાજની મૃદુગાનમાં નિજતા ગળી,
દિઠ મીનજલ, વળી કમલ ક્યાં સુરનૂરમાં રમતાં હસી,
દિઠ પોયણી નિશ મા'લતી પિતાં નાથ સરરસ ધસમસી. ૩.

દિઠ કૌમુદી પતિપાસ લટકે નાચતી મૃદુ હાસથી,
દિઠ દામિની પતિ મેઘ સમીપે લાસતી સુવિલાસથી,

દિઠ એક જીવથી અંગ બે : રથ અંગ સહચરી તે તણી,
દિઠ એમ નભ ભૂમાં અકલ રચના જાય નહિ વચને ભણી. ૪

દિઠ નિત્ય ગ્રહ ઉપગ્રહતણાં કદીં ઉડીં જતો નભ પાર ત્યાં,
દિઠ ગગનગણ ઉડુગણ ભ્રમણમાં સ્નેહથી સંધાયલાં,
એ સ્નેહ રચના ! સ્નેહમય સહુ ! દૃષ્ટિ નવ જાણે ગણી,
હાંફે રહ્યું મુજ મન ઉમંગે, ગાનમાં હું ગયો ગળી. ૫

ઘેલું થયું મુજ ચિત્ત નવ ટક્યું ઘર વિષે ધરણી વિષે,
નવ માત વળી નવ તાત ભ્રાત ન નાતથી મન ના રિઝે,
નવ ધર્મ કે નવ કર્મ સર્વ ઉપાસના ગઈ ઓગળી,
જપું અજપ જપ ઘેલો ફરું નવ તોય તન ટાઢક વળી. ૬

ફર ફર ઉડે ધ્વજ ગાય મળીં મળીં બંદીં દ્વિજ બહુ ઝુંડમાં,
કહીં ગાન તાન અભંગ ઉડતાં વનવિહારીં વિહંગમાં,
કહીં ભજન કીર્તન થાય, વળીં કહીં લલિત લલના લાસની,
પણ એ વિષે રતિ થાય અણુભર, થાકીં ઝટ કંટાળની. ૭

જોતાં મળ્યું નિજ જ્ઞાન મુદમય તેજ ઝટ તેમાં મળ્યો,
એ તેજનો જનમન વિષે અંશાંતરે વાસો રહ્યો,
કહીં ચપલ, કહીં ઉજ્જ્વલ, ધવલ, કહીં રત્ન પણ રહ્યું ધૂલમાં,
આનંદ રતિ પરમાત્મ અનુભવ અત્ર તો એ મૂલમાં. ૮

મેં તેજ લહ્યું મન તે ગ્રહ્યું બહુ ચાખતાં લાગ્યું ગળ્યું,
મુજ જીવિત સઘળું તે વિષે રસરૂપ ગળીં જઈને ભળ્યું,
કદીં શૃંગ ચઢ્યું મન નભતણે ધરણી નિહાળી ધ્રૂજતી,
કદીં કાલત્રય તણી વાત એક નિમિષમાં જ થઈ છતી. ૯

કાલ દિક્‌થી અબાધ વિકૃત થાય નવ સંસારથી,
કદીં મેઘ ચલવે ગગન ગંજવે થાય સૂરજ સારથિ,

ઇંદ્રાસને ચઢી જાય કહીં કહીં પાન અમૃત લે' કરી,
કહીં દેવમંડલ સંચરે વૈભવ લહે પાતાલથી. ૧૦

સ્પર્શ વૈભવ, શ્વાસ અમૃત, જાત મુદ્દ્ઘન રહ્યું બની,
વૃત્તિ થઈ રહી મત્ત સહુ સ્વર્ગાપવર્ગ ઉવેખતી;
મૃદુ મધુર રસ ઝીલ્યો ઘણો રસપૂરમાં હૃદયો ભળ્યાં,
મુજ હૃદય રસ ટપકે હૃદય જડ તે દ્રવી દ્રવી ઓગળ્યાં. ૧૧

આનંદ લહરે અધિક વિહરે મત્ત થઈ ઉનમત્ત ને,
અતિ રહી પ્રમત્ત ન આપતું મન અન્ય વાતે ચિત્તને
ચિત્ત ચિત્ત રહ્યાં રમી ચઢી એક દિન શિશ મેરૂને;
તેવે ઉભય – રસ તેજ થઈ ખગ ગેબ થયું નભમંડલે. ૧૨

ગઈ આંખ ઝટ ઝંખાઈ ઉઘડી ત્યાં ન કોઈ, ન મેરુ છે,
તરુ એક પર બેઠો હું દવ ચોપાસ ભડભડ આ બળે,
આ સ્વપ્નદવ ! સ્વપ્ન સુખ મેરુ સુધી જે ભોગવ્યું !
તન અગ્નિઝાળા લાગતાં સુખ સ્વપ્ન મેરુ તણું દહ્યું. ૧૩

નાઠો ઉઠ્યો ગ્રહ્યો થઈ ઘરબાર અન્ન વિચિંતતો,
પણ સ્વપ્ન સુખ સંભારતાં થઈ મૂઢ ભ્રમમાં બેસતો,
પ્રેમ નહિ એ વે'મ છે, છે પેટ મો'ટા પ્રેમજી,
લુખે લુખાં છે લાડ સઘળાં સ્વાર્થ વણુ બીજું નથી. ૧૪

ચઢતા સૂરજને સર્વ વંદે પ્રેમ ક્યાં આ પલ ગયો—
એ તર્કના ઉંડા ગહનમાં મોહ મમ શોધી રહ્યો;
આવો, મળ્યા બહુ દિવસ, બેઠો, વાત એ મુજ સ્વાગતની,
ગમતું નથી મુજને કશું, કારણ કશું જાણ્યું નથી. ૧૫

---

## પ્રતિઉત્તર.

### વસંતતિલકા.

મિથ્યા વદે શુક ! તું વાત વિચારમૂતી,
છે પ્રેમ તો જગત જીવન તંત્ર દોરી,
મિથ્યા દિસે, ખરું દિસે, જ્યમ લે નિહાળી,
છે દૃષ્ટિરોપ રહી વસ્તુ સદા નિરાળી. ૧૬

એક ક્ષણે સરસ શીતલ વારિ–ધાર,
અન્યક્ષણે, તુરત, તે શર અગ્નિધારા,
દેખાય દુઃખ સુખ, ને સુખ દુઃખ ભાળી,
છે એ કૃતિ મનની વસ્તુ સદા નિરાળી. ૧૭

છે પ્રેમ લિંગ જગમાં રહ્યું બ્રહ્મ કેરું,
એથી જ શાન્તિ સુખ મોક્ષનું ધામ છેલું,
ખેંચાય આ જગતનો પટ જેમ દૂર,
વાધે પ્રતીતિ ત્યમ સુદર્શનની સ્વઉર. ૧૮

ઉન્મત્ત તું થઈ ચઢ્યો તટ મેરુને કાં,
છે એ જ એક ચળ ના પ્રીતડી છિપે જ્યાં,
ઘેલો થયો ભૂલો ગયો તું ન તે નવાઈ,
મેરુની એ રીતિ ગુણીજનમાં છપાઈ. ૧૯

છે એ સુવર્ણમય એ કવિપુંજ મોટો,
એનો જ આ જગત ખેલ રચાય ખોટો,
એનાથી ભાઈ ભગિની પતિ પત્ની છૂટે,
એથી જ પાશ પ્રીતિના પળમાં જ તૂટે. ૨૦

તું પ્રેમગોપ રચ્યો સમજ્યો ન તોય,
ના પ્રેમ પૂર્ણ રસમાં કદી પૂર્ણ હોય,

છે તું નિરાશ પણ તત્પર થા ફરીથી,
થાશે જરૂર રસના સુખના પ્રતીતિ. ૨૧

ઉડી ગયું નથી; રહ્યું તવ અંતરે તે,
સંકોચ પામી થયું અંકુરરૂપ તેણે,
તેને વધાર ફરી પાઈ વિચાર પાણી,
થાશે ફરી જરૂર એ મુજ સિદ્ધવાણી. ૨૨

ઉપસંહાર

સોરઠો

શુક સાભળી ઉપદેશ, આકાશે ઉડી ગયો,
છૂટતાં ભવભય લેશ, સન્મુદ્ધન રસમાં ગળ્યો. ૨૩

(૧૮૮૩)

૨

## પ્રેમાલાપ.

વસંતતિલકા.

આનંદ રેલ ઉભરાય ભરાય નેહે,
મોદ પ્રમોદ વધતા વરતાય દેહે,
નેત્ર પિવાય હૃદયાન્તર પ્રેમ – પાણી,
કલ્લોલ રૂપ ઉછળે મૃદુ ભાગી વાણી. ૧

વિસ્તાર પામી ચિતડું ચિતમાં ગળે છે,
ચૈતન્ય વા ઉભય એક થળે મળે છે,
વાણી વિના હૃદયભાસ છપાય છાનો,
અન્યોન્ય અંતર લહે પ્રકટાય શાનો. ૨

પામે પ્રસાદ ઝટ પક્ષિણી કલ્પનાની.—
ઉડે સુવાસ રચતી સુખ સ્વર્ગનાની,

એ સ્વર્ગ દેવ — અધિદેવ — પ્રભા — પ્રસાદે,
જીવે જીવો સુખદ વાસ વિલાસ રંગે. ૩
(૧૮૮૩)

## ૩

## પ્રેમ પ્રોત્સાહન.

" જો વિચારી જીવ તારી " એ રાહ.

ઉઠ ઉઠ અમલ સૂર નભવિષે તું જો તમે,
કાં મીંચાઈ જાય ! પ્રેમમંત્ર તું ન કાં જપે. ઉઠ૦ ૧

વાદળાં વિખેરી દૂર,
તેજ રસિક પૂર નૂર,
તુજ નિહાળી મુખ ઝળળ જ્યોતથી શું લખ લખે ! ઉઠ૦ ૨

શીત કિરણથી ન ખિલે,
શીતલ વારિ તું ન પીલે,
એક એ જ જીવન તુજ અન્ય કાં ઉપાસી લે. ઉઠ૦ ૩

તુજ પ્રીતિને માટ અચલ,
પૂર્ણ થઈ રહ્યો એ વિમલ,
સુખદ શીતલ કિરણ કેશર કુંજમાં ઉતારી લે. ઉઠ૦ ૪

અચલ વિશ્વની ન ગતિ,
પ્રેમ અચલ પ્રેમરતિ,
પરમ સુખ સહજ નવન ખડકમાં ખિલાવી લે. ઉઠ૦ ૫

પ્રેમથી પુનિત પૂર્ણ,
જીવ તછ દેહ તૂર્ણ,
પ્રેમમણિ સ્પર્શથી પરમાત્મમાં ભળી રહે. ઉઠ૦ ૬
(૧૮૮૩)

૪

## બુદ્ધિનું ચાંચલ્ય.

ભૈરવી, ધનાશ્રી, કાફી, ઠુમરી

શા રસપર ગુલતાન, દિવાની, શા રસ પર૦
સાર અસાર ન ભાનેઃ દિ૦ શા રસ૦ ૧
પ્રકટ અનલ કરી સેવી ન જાણે,
બાળે કે બળે પ્રાણ – દિ૦ – શા૦ ૨
એક રસે ગૃહી એક બીજા પર,
દુઃખી થવા ધર ધ્યાન – દિ૦ – શા૦ ૩
એક મુખે ચિતમાં વસ્યું બીજું,
નજરે તૃતીય વખાણ – દિ૦ – શા૦ ૪
આ રસ તે રસ ઉભય ન ભાવે,
મરણ, હાસિ, વળી હાણ – દિ૦ – શા૦ ૫
એક પરમ રસ – એજ પરમ સુખ,
અચલ ન દ્વૈત – પ્રમાણ – દિ૦ – શા૦ ૬
વિકટ વિવેક વિદાર જડે રસ,
શસ્ત્ર સબલ મન માન – દિ૦ – શા૦ ૭
શ્રદ્ધા સબલ અકલ ફલ આપે,
પ્રેમ લગે લય ધ્યાન – દિ૦ – શા૦ ૮
રસ પરમારપદ રસ સુખ સાધન,
રસમણિ એક જ જાણ – દિ૦ – શા૦ ૯
(૧૮૮૪)

૫

## માયા જંગલ

આશાગોડી.

ભજન કર અકલ અચલ ગુરુ ઘરકા
પંછી બે માયા જંગલકા—ભજન કર૦ ૧

છિન્નારણી દેખ લિપટના, આખર ધૂર ઉડાના,
મુખ પ્રક્ષાલન જલતટ જાકર, વિષમય વિષમ ઉડાના—ભજન૦ ૨
સુંદર નયન સુવાસ સુરૂપ પર મોહસે ચિત્ત લુભાના,
મોહક સર્પકે મુખ ફસ કર પુનિ દોકટ પર ફફડાના—ભજન૦ ૩
સુંદર સુરસ સુવાસિન નિર્મલ જલમેં જાય ઝુકાના,
ઝુકતહિ આહકે ગ્રાસ ભયે ફિર દોકટ દિલ પિછતાના—ભજન૦ ૪
બાહિર જંગલ બીતર જંગલ જંગલ જાલ ભુલાના,
એકકો છોડ રુ એકકો ધાવત ઓરકે તાંઈ ફસાના—ભજન૦ ૫
બાહિર રામ અરામ કો પાવે બીતર રામહિ રામા,
જ્ઞાન–અનલ–અનુભવ તબ જાગે બ્રહ્મમણિ પરસાના—ભજન૦ ૬
(૧૮૮૪)

૬

## વશીકરણ.

### ગરબી.

જાણો તો વશકરણી વિદ્યા જાણજો,
અબલા સેંજે સબલ થશો સંસાર જો,
મંતર જંતર તંતર જૂઠાં બાપણાં,
જીભે મીઠાં મન મીઠાં સુખસાર જો— જાણો૦ ૧

જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિસેવા તનમનથી સચવાય જો,
દીક્ષા લો રતિપતિની સાચી નિર્મલી,
માગો વર પરસુખમાં ભેદ ન થાય જો— જાણો૦ ૨

પ્રેમ તણો રસ ઝીલ્યો સીતારામ શું,
એ રસ પીધો ગોપી સ્યામ શરીર જો,

સાવિત્રી મીરાં સર્વે એમાં ગળ્યાં,
દ્રૌપદી તારા મંદોદરી સતિ શિર જો— જાણો૦ ૩
દોરી પ્રેમતણી જગ જીવન જાણજો,
એણે બાંધ્યાં નવ છોડયાં છોડાય જો,
રૂપ રંગ રસ સાંધ્યાં ઉખડે સેંજમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો— જાણો૦ ૪
પ્રેમથકી જગ ભાસે સઘળું એકમાં,
એક રસે દૃઢ ભક્તિ ભજે ગુણવાન જો,
મૂરખ પ્રેમમણિનું તેજ ન ઓળખે,
અથડાઈ મરતાં પણ ન લહે સાન જો— જાણો૦ ૫
વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જલ જનનો તે શો ભાર જો,
વિષ અમૃત ઝટ અગ્નિ શીતલ ઉકળે,
એવાને મુજ વંદન વારંવાર જો— જાણો૦ ૬
(૧૮૮૫)

૭

## લોક

ગરબી.

સુરખ લોક તે શું જાણે મારા દીલની રે!
લાગે — જાગે — કારી, તો કંઈ કળાય,
તે સંભળાય — મુરખ૦ ૧
ડાહ્યા થઈને તપાસે બધા પારકું રે,
સાચું, સીધું, જાણે ન નિજ સ્વરૂપ,
પરમરૂપ, — મુરખ૦ ૨
ભાર્યો દેવતા ફુંકી લે રાખ આંખમાં રે,
સાચું નિજનું, પરનું એ, ના પરખાય,
શું હરખાય, — મુરખ૦ ૩

કીડી કરડી કે ખાધી ન શાકર શેલડી રે,
જાણે કયાંથી? સમશેર, સુધા – સાર
એ વિચાર – મુરખ૦ ૪

ભલે તરતા બીજાને ડુબ્યા માનીને રે,
ડુબી ઉંડા મરે તે જાણે સાર,
પારાવાર – મુરખ૦ ૫

લાગ્યું તાન ધ્યાન પરમધામ નામમાં રે,
કોને દેખું? જણાવું કોને વાત,
નથી જાત, – મુરખ૦ ૬

દોષ દેખે બ્રહ્મભાવમણિ રૂપમાં રે,
જુદો જુદો એ દેવનો બનાવ,
નદીનાવ, – મુરખ૦ ૭
(૧૮૮૬)

૮

## પ્રેમબલ.

ગરબી.

કામણ તેં શું કર્યું કામણગારી;
દિધી વ્રજનારી હરિએ વિસારી. — કામ૦ ૧

રહ્યો નહિ રાખ્યો અધરરસ રંગે,
વળ્યો નહિ વાળ્યો રમાડયો ઉછંગે,
ખળ્યો નહિ ખાળ્યો નયનપૂરપંકે. — કામ૦ ૨

ભુલી અમે ભાન, સાન, ચતુરાઈ,
બધી વ્રજ વાત રહી છે ચવાઈ,
સખી કેમ પામીએ કુંજર કન્હાઈ, — કામ૦ ૩

દિઠો જમુનાતટ એ મદમાતો,
બંસી—તાન રાધે વિના નવ ગાતો,
રાધે રાધે રંગ અંગે છલકાતો.—કામ૦ ૪

અલિ તારાં નયન ભર્યાં હરિરંગે,
દિસે છે વિલાસ એના તુજ-અંગે,
કૌતુક કેવું! હરિ, હરિ તુજ રંગે! કામ૦ ૫

આશા એમ બોલી રાધે ઉર લાગી,
તુરત ભાવે હૃદય હૃદય તાળી લાગી.
રહ્યો પ્રભુ પ્રેમમણિ ઉર જાગી—કામ૦ ૬

(૧૮૮૭)

## ૯

## નિરાશા.

ગજલ.

કશો આધાર ના ભાળું—મળે ના ઠામ મન વાળું;
થઈ ભૂમિ ખમી કાઢું, થઈ વારી દવી પાડું,
કે અગ્નિ ખાખ ઉરાડું, હવે શો માર્ગ સંભાળું! કશો૦ ૧

કે વાયુરૂપ સહુ વ્યાપી, મળું નભ નામને કાપી,
મળે શું એ ગલી છાની—ખુલે જ્યાં દીલનું તાળું! કશો૦ ૨

દીઠું મેં જ્યારથી બીજું, તરત મન ત્યારથી ભીંજ્યું,
હૃદયમાં, લોહીમાં દીઠું, ખળ્યું તે ના રહ્યું ખાળ્યું—કશો૦ ૩

મળ્યો એ મંત્ર શેં લીધો, ન એકે અર્થ જ્યાં [illegible],
અરે! પ્યાલો કહીં પીધો, રગોમાં વિષ શું વ્યાપ્યું! કશો૦ ૪

હિમે ઉગતાં ન કાં બાળ્યું, ન માયાએ સની [illegible]
ચયું બાળ્યું તથા વાપ્યું, ન તારે હાથ [illegible] કશો૦

બન્યો છું મસ્ત કે ઘેલો, ગણે ડાહ્યાં મને ઘેલો,
હશે વિષ કે અમૃતરેલો, ન એકે પાસ અજવાળું ! મળે૦ ૬

કદિ ડોલું ચઢું ઊંચો, પડું તેવો વળી નીચો,
ઠરે કો ઠામ ના સાચો, નથી કાંઈ કરે ઝાલું — મળે૦ ૭

રમ્યો એમાં જમ્યો એમાં, ભણ્યો એમાં વધ્યો એમાં,
વધું એમાં વધું એમાં, જુદા મો ઘાટ પણ સોનું. — મળે૦ ૮

ખરું સોનું બતાવે કો, ઠરે છે રંગ પીતળનો,
જુઠો ને ખૂબ ઝળહળતો, ઠગાઈને લહું, શાનું ? મળે૦ ૯

રહ્યા સોનાર જે મ્હોટા, સદા સાચું ઘણું દેતા,
ન કોડી દામ જે લેતા, ન ત્યાં મમ ચૂર્ણ ભેળાયું — મળે૦ ૧૦

અરે ! છે કાષ્ઠમાં વહ્નિ, કરે છે રાખ પણ વહ્નિ,
મહાવિદ્યુતને વહ્નિ, ન સારે કામ કો કોનું. — મળે૦ ૧૧

મળે જો એકરૂપે એ, યથા રૂપ ભેદ ભાગી રે',
ન તો ખાળે, રહે રીતે — કહો ત્યાં સુખ શું ભાળું ? મળે૦ ૧૨

દહે પાષાણ ભર તેજે, ચળકતો ભાનુને તેજે,
પડ્યો ભાનુ, થયો રૂપે-કરે એને ય શું ભાનુ ! મળે૦ ૧૩

વડીલોની ઠરી ભક્તિ, સમાનોની રતિશક્તિ,
થઈ ભાનુ પધર ઉક્તિ, ચિરાયું ક્યાં ઠરે માયું ! મળે૦ ૧૪

શ્રુતું તે વિશ્વમાં જાયું, ન જેને એકમાં બાધું,
ચઢાવી દીસતું વાજું – સદા સ્વર્ગોનને ગાતું. મને૦ ૧૫

કશું ત્યાં પાપ કોઈનું, કર્યું વાગ્યું ઉગ્યું વાંકું,
ગતિ એની વિધિ તાકયું – તું શાને જીવ ઉકાળું ! મળે૦ ૧૬

ન તેને કોઈ પોતાનું, ન તેને કાંઈ છે છાનું,
ન તેનું આશમાં પાનું, ઉભું તે એક મેવું શું ! મળે૦ ૧૭

ન જેને હામ છે ઠરવા, ઉની ઝાળોથી ઉગરવા,
ભીની મીઠી હુંફે ઠરવા, કહી મારું-છે આ મારું! મળે૦ ૧૮

અરે એ મોત—નહિ 'મારુ", મુવું તે શું ગયું વારૂં ?
મુકી દેવું 'મારુ', 'મારુ",—અરે ! તે તે જ મરવાનું. મળે૦ ૧૯

જીવે જ્ઞાની-બધું 'મારુ" જીવે યોગી ત્યજી 'મારુ"
મુવો જેણે ભજ્યું 'મારુ" મુવો દૂધા શોચે 'મારુ". મળે૦ ૨૦

મળ્યા વણુ કોણુ શું મૂકે, શું નાગો ન્હાય શું સૂકે,
ન દીઠું તે જરૂર ચુકે – અરે! 'મારુ" ન મેં ભાળ્યું. મળે૦ ૨૧

મરે મારે ચઢે આડું, પડે ખાડે ઉંધું ગાડું,
ન જેને ગાંઠ છે ભાડું, કહે તે જીવ શીદ બાળું! મળે૦ ૨૨

કદી હસતો કદી રોતો, કદી ગાતો કદી વાતો,
કદી જ્ઞાની કદી માતો, ન ગોરું વા નહિ કાળું. મળે૦ ૨૩

ન તે કોને નડે પડે, ન કોના જીવ લે ફંદે,
ન વિશ્વાસે હણે ધંધે – અનામી નામ છે વ્હાલું. મળે૦ ૨૪

નથી કીર્તિ નથી ભીતિ, નથી નીતિ નથી રીતિ;
ફુલે દુનિયાં ભલે જીતી, નથી દુનીયાં શું સંભાળું. મળે૦ ૨૫

ચઢું જો ટોચ મેરુને, પડું પાતાળ અંધારે,
ઝીલું લક્ષ્મી, મરું મારે, ન તોયે ચિત્ત ત્યાં મારું. મળે૦ ૨૬

બધાં એનાં જ ભીખારી, જુવે બાહેરનું ધારી,
ગમે તે રૂપ વિચારી, મને નિંઘું ગણે પ્યારું! મળે૦ ૨૭

ગમે ત્યાં રાગ રંગે હું, જવાની માની સંગે હું,
હજારોમાં છતાં એ હું – અરે શું એકલો હાલું! મળે૦ ૨૮

સુનું સુનું બધે ભાસે, સુની આ કાય મન ભાસે,
સુનું દિલ કુદતું લાગે – અરે સુનકાર! તું વ્હાલું! મળે૦ ૨૯

અરે! આ દિલ ફાટે છે, સદા દુઃખમાં ઉચારે છે,
પડ્યું આ વેર વાટે છે, અરે એ સાંધ ક્યાં ભાળું? મજો૦ ૩૦
મને તમ તુલ્ય છે કરવો, ભલા તમ રીતથી ભરવો?
અમારો વેશ છે વરવો, હવે તમમાં હું શું ભાળું? મજો૦ ૩૧
ન મારું છે તમો પાસે, તમારું ખાઓ ઉલ્લાસે,
બધાંને એક ના ભાવે, હું મારે પંથ છો ચાલું. મજો૦ ૩૨
નથી આરામ જો જડને, નથી આરામ ચેતનને,
નથી આરામ તન–મનને, ચહું આરામ શેં વારૂં. મજો૦ ૩૩
ગિરિ ઝાડી ગુફા ડોલે, પવન પાણી વહે વેગે,
મઝા જ્યાં કોઈ ના બોલે, રમે જ્યાં રમ્ય ચાંદરણું. મજો૦ ૩૪
ભણું એ ચાંદની બેલો, ગ્રહું વા ભાનુકર વેલો,
બધે રહું સર્વની પેલો—પછી જાણે બધે ખોળી. મજો૦ ૩૫
અમે એકાંત આનંદી, ભલે દુનિયાં રહી લવતી,
અમે નિર્ભ્રાન્ત સ્વચ્છંદી—ન કોનું કાંઈ છે લીધું. મજો૦ ૩૬
તમારી ને અમારી છે જુદી વૃત્તિ જુદી વાણી,
તમે રાગી અમે ત્યાગી, વિરાગી રાગી હું જાણું. મજો૦ ૩૭
ન મારે ચિત્ત અંધારૂં, લહું જેથી હું જે ધારૂં,
ન સારું કે ન નઠારું—ન જાણે કો ભર્યું હાલું. મજો૦ ૩૮
ચીરાયું સર્વ પામેથી, ન બાકી માર ખાધેથી,
વણ્યું તોયે નથી ખાલી, હજુ છે તાંતણે બાંધ્યું. મજો૦ ૩૯
દબાવી હાથથી એને, મજો છે તેથી એ તમને,
ન તો એ ક્યાં તમે ક્યાં ને—પછી એને તમારી શું? મજો૦ ૪૦
તૂટ્યો એ તાંતણો ચાલ્યું, મુવું કે જીવતું મ્હાલ્યું,
પછી એ પેંધું ને ઉંધું, બધે બેહું રમે છાનું. મજો૦ ૪૧

ભલે જા દીલ જ્યાં ફાવે, દુઃખી ના થા જુઠે દાવે,
બકે છો જેમ જે ફાવે, ખરું તુજને મળ્યું વ્હાલું. મળે૦ ૪૨

સુરાગી વા વિરાગી વા, જહાંગીરી ફકીરી વા,
મણિ એ ને એ છે ગ્રીવા, કયહાં માયા કયહાં ગાવું ! મળે૦ ૪૩

(૧૮૮૭)

## ૧૦
## ગરીબાઈ
### હરિગીત ( વિષમ. )

શાલ ઝુલે અંગ એક ત્રીશ તન નાગાં કરી,
તન ટાઢ તોએ એકની પણ થાય નહિ પૂરી પરી !
આશાયકી અંતર ધ્રુજે તે શાલઢાંક્યું તોય શું !
કે નાગું નાગું એકલું-પણ બે વિષે અંતર કશું !—૧

કોઈ કા'પણે ડૂબી રહ્યા, વિદ્યામદે કોઈ ડોલતા,
ભોળા ભમે અજ્ઞાની તેના ઉપર તે સહુ ફૂલતા;
કરી આવો લાગ્યો કાળીયો આંખે ચઢ્યું પૂર હર્ષનું,
તેવા કરોડ પડ્યાં કહીં ચઢતું રમા-પૂર આંધળું !—૨

પોતપોતાનું નિહાળી રાચતાં હૃદયે ઘણાં,
"નથી અન્યને આવું"—મહાસુખ દીસતું એ મંત્રમાં;
એથી અધિક પણ વાય ફૂરા મંત્ર છે બીજા ઘણા,
"આવું ન હોશો અન્યને" જન રાક્ષસો જપતા જતા.—૩

મો'ટાઈ શું સનમાન શું ? છે જ્ઞાન ને વળી દાન શું !
હું અન્યથી અધિકો, ન થાશો અન્ય આવાં; એટલું !
જ્યમ હૃદય ના'નું, હું અને મારા વિષે જ સમાયલું,
ત્યમ અધિક છે મો'ટાઈ છે વળી સુખ સ્વર્ગ સમાનનું.—૪

એવી જ આ જગની રીતિ સવળું લહે અવળું સદા,
છે સાત વેંતે વાસ તેને માનતી "રાજા" પ્રજા,
વિશ્વ જેનો વાસ જેની આણ 'મુજ સમ સર્વ' એ,
તે રાજના રાજા ચઢે ડાહ્યાં તણી નિત ઠોકરે—૫

(૧૮૮૯)

## ૬૬
## પ્રેમપારતંત્ર્ય

ઠુમરી – ખમાયચ

વશ કરી લીધો વિહારી,
નેહે બાંધી, વશ કરી. ૧

પ્રેમ, પાશ, રસ – ત્રિપુટી બાંધ્યો,
જે નિજકુંજ વિહારી. નેહે૰ ૨

ક્ષણ ક્ષણ રસ ઉભરાઈ રહે તન,
છળ રહી છાઈ તિહારી. નેહે૰ ૩

ના તરસાવ હવે લઈ બાંધી,
લે ઉરમાં તું ઉતારી. નેહે૰ ૪

સર્વ છતાં તુજ દાસ દીન છું,
તું – હું, હું – તું, વિચારી. નેહે૰ ૫

વિવિધ રંગ કર એક રસે રસ,
લે સહુ સાર સુધારી. નેહે૰ ૬

એ જ હવે તુજ રસઓનો રહું,
મનથી દે ન વિસારી. નેહે૰ ૭

(૧૮૯૧)

## ૧૨
## એક સ્વપ્ન
( શિખરિણી. )

દયા કહો કે મીઠો મૃદુ સરસ પ્રેમાર્ણવ કહો,
કહો પ્રીતિ, મૈત્રી, પ્રણયરતિ, કે સાર રસનો;
અભેદાબ્ધિ — જેથી સકલ જગ આનંદ લહતું,
ઉભો તેને તીરે, હૃદય રસ દેખી વિકસતું. ૧

અભેદાબ્ધિ સ્નાને મટી બધી જશે વૃત્તિ મનની,
ન રાગદ્વેષાદિ,—પણ પછી કશી આશ સુખની !
ધરી એવી ભીતિ મન ડરી રહ્યું કાંપતું હજી,
પલાળે પાનીને, પણ નવ શકે આગળ વધી ! ૨

તટે આ છે મારાં—પરમ રઢીઆળાં તરુવરો,
પણે વૃન્દો ખેલે વિહગ મૃગ ને માનવવરો,
અભેદે ક્યાં સર્વે !—લય બધું થશે એક રસમાં !
અરે એ શું ! મોક્ષસ્વરૂપ !—નહિ;—એ સ્વાર્થ નહિ કાં ? ૩

ચઢ્યો આવે સ્વપ્ને—તરુવર તટે એક કુમળું,
ઉછેર્યું મેં હાથે, રસ બસ ભીનું—મુજ દીલડું !
અહા ! તેને અંગે કુમળી લચકી વેલડી રુડી,
વિંટાઈ, તે આ શું ! ખરર ઉખડી ભૂમિ લથડી ! ૪

કરી ત્યાં મેં દૃષ્ટિ પ્રકટ નિરખ્યું કૌતુક નવું,
બધે એ વૃક્ષે આ પ્રસરી રહી આ કાળી રજ શું !
પડી તેથી વેલી ટળવળી ઝુરે તીવ્ર વિષથી,
ન રે'વાયું પ્રેમે ધસી તુરત ધાયો ઉલટથી. ૫

કરી લાખો યુક્તિ, સિંચિ સિંચિ અભેદામૃતરસે,
ઉગાડી વેલીને, તરુવર લગાડી,—મન હસે !

જણાયું કે જાણે રજ બધી હવે દૂર નીકળી,
થયું તાજું વૃક્ષ પ્રથમ સમ વેલી પણ વળી. ૬

કરી બેએ લાંબા નિજકર વધારી મુજ ભણી,
મને લીધો ઘેરી નવ સુઝે દિશા, શુદ્ધિ ન રહી;
અરે આ શું ? મારા અવયવ બધા, ઓગળી ગયા !
ભળ્યા એ બેનામાં અહીં તહીં બધે વ્યાપી વિલસ્યા. ૭

ખરી પ્રેમાહુતિ; ઉપકૃતિ શૌતિ ! મૈત્રી અધિકી !
અહો દિવ્યા સૃષ્ટિ ! નહિ નહિ નહી માયિક જુદી,
અભેદાનંદે હું વિલસિ વિકસી મોદમદથી,
બન્યો ઘેલો ગાંડો મુખથી વદતો ધન્ય સુઘડી ! ૮

ડુબ્યો એ ઉર્મિમાં તુરત વિસર્યો ભાન સઘળું,
અરે આ સ્વપ્નું છે, નથી ખરું, — ન એવું પણ લહ્યું !
ન દીઠેલો જે મેં અનુભવ વિષે રંગ રતિનો,
કરી જોવા પીવા તુરત મનથી આદર કર્યો ! ૯

કહો ક્યાંથી લાધે અનુભવ વિષે ભાવસુખડાં।
ન ફાવ્યું કાંઈએ મન થઈ ઉદાસી અધિક ત્યાં;
બતાવી માયાએ જુદી જુદી જુદાઈ નવ નવી,
અને આ પ્રીતિ તો થઈ દુખમયી કો અવનવી. ૧૦

અભેદે ત્યાં ભાસ્યો બહુ બહુ ઉંડો ભેદ મનમાં,
રહે સંકોચાતું હૃદય રસ દે ના નીગળવા;
કહીથી એ જાણે— ક્યમ રતિ લહે ઉત્તમ જીવો ?
હુંથી સાધી પ્રીતિરતિ પણ અભેદોર્મિ ન ચહ્યો ! ૧૧

મને શાને આવું હૃદય કર્યું હે મૂર્ખ વિધિ તેં !
રડે રોજે છાનું પ્રતિ મહીં જુદાઈ નવ સહે !

કરે છે જો સર્વે—સહજ અણજાણે પણ કદા,
મને લાગે જુદું—બધું ધૂળ મળે, રંગ ન તદા ! ૧૨

અરે શું એ ત્યારે દૂષિત મનનાં? ના, નહિ, નહિ!
હશે દૃષ્ટિ મારી!—પર જન શકું વા કયમ કળી!
શું આવી રીતિ તે મમ કૃતિ તણી કીમત હશે!
સ્વીકારું તો પામી મુજ વિણ બીજો કોણ ઉકશે! ૧૩

કર્યું મે ના કાંઈ—કદી કર્યું હશે—તો પણ જશું!
શું તે માટે આશા કશી પણ કદાપિ મન ધરૂં!
મીંચાઓ રે ચક્ષુ! હૃદય ઝટ સંકોચ ધર, તું,
પ્રીતિની જ્યાં આવી થઈ સુગણના! ત્યા ન વસવું. ૧૪

વજે તુ આ તારી સુરસ રમતી વેલ સહિતે,
સદા આનન્દી ને પરમ સુખી પ્રેમાર્ણવ વિષે!
નથી તુંથી જુદું હૃદય કદિએ આ, સમજ જે,
અભેદાનંદોનુ સ્મરણ કરજે સર્વ સરશે ૧૫

કહ્યું આવુ ત્યારે સ્મૃતિ થઈ અભેદાર્ણવતણી;
ઘુ ઘૂ ઘૂ ઘૂ ઘ ઘ તુરત ગગડ્યો પ્રેમઉદધિ,
ઉચ્ચો જાગી ક્ષોભે નથી તટ, તરુ, વેલી કશું એ,
વહે અશ્રુ આખે! હૃદય રતિનું રક્ત ટપકે! ૧૬

* * *

(દ્રુતવિલંબિત)

ઉદધિથી નિકળ્યો સ્વર સામટો,
ગભીર શાન્ત સુદીપ્ત ઉતાવળો,
અગ્ર હે પરમોદ – ઉપાસક!
મુનિકુમાર! યતિ! શમસાધક! ૧૭

કયમ થયો ભ્રમમાં ગતિહીન તું?
નમી રહ્યો થઈ ભાનવિહીન તું!
નવ પ્રપંચથી ઓળખ્યાં તેં રતિ!
કયમ થઈ અવળી સવળી મતિ? ૧૮

શીદ મથે શ્રમમાં ભ્રમમાં ભમે!
નવ મળે તુજ વાંછિત આ સમે?
તું કહીં પ્રેમ ઉપાસક ચંદ્રમા!—
કહીં પ્રપંચ જડ્યા જડ તારલા! ૧૯

કહીં જુદાં જનનાં મન પાંગળાં!
કહીં ઉદાર વિકાસ સહાસ આ!
કહીં જુદાઈ ન તું સમજે જરી!
કહીં જુડી જનવૃત્તિ વિષે ભરી! ૨૦

શું ચરણે શરણે છિલરાં તણે,
ઉદધિ કોઈ સમે પણ શું નમે!
મરી જવું ભુખથી દુખથી ભલે,
તૃણ ચરે કયમ સિંહ સુહાગી તે! ૨૧

નથી લખ્યું તવ ભાલ નહિ મળે,
મૂકી બધું કયમ અત્ર ન તું ભળે?
સર્વ મોદ વિનોદ વિકાસશે,
તવ મનોરથ પૂર્ણ બધા થશે. ૨૨

તુજતણાં તરુવેલી બધાં પછી,
અધિક ચેતન પામી રહે તુંથી,
સરવ એક થકી જ થઈ જશે—
કર કરારથી વાર હવે શી છે! ૨૩

* * *

(વસંતતિલકા)

ભુલ્યો ખરે ભવ ભવાઈ વિષે હું ભુલ્યો,
થાક્યો હવે હૃદય! છાંડ વિલાસ લુખો;
જા જા અભેદ જલમાં મળ પ્રેમથી તું,
એ! એ જ સત્ય; વિલસે સઘળું વૃથાનું. ૨૪

એ સાંભળી હૃદય સર્વ તજી સમાયું—
પોતા વિષે પરમમોદ રસે રસાયું—
ડુબ્યું, મર્યું, ગયું, અભેદ વિષે, કહેશું?
વેલી નથી, તરુ નથી, નથી પ્રેમ–આંસુ. ૨૫

(૧૮૯૭)

## ૧૩
## પ્રેમાગ્નિ

### શિખરિણી.

અહો! આ શું લાગ્યો ભડ ભડ થતો અગ્નિભભુકો!
મહા વૃક્ષો—વેડ્યા અગણિત વિધિના પરિભવો,
ઉભા સાક્ષી સાચા દૃઢ ગિરિવરો જે યુગ યુગે,
બધું રાતું પીળું—અનલમય ચોપાસ વિલસે! ૧

વહો નાના મ્હોટા સરિત સરના સ્રોત વધતા,
મહારત્નો, મ્હોટા ગિરિવરસમા મત્સ્ય અધિકા;
હજારો નૌસેના, જન, વિભવવૈપુલ્ય અવધિ,—
બધાને ઢાંકીને, ઉપર રમતો મસ્ત ઉદધિ. ૨

અરે એવો દાવાનલ! ઉદધિ એવો! અનવધિ,
કશાથી ના વામે, પરિભવ ન પામે ન વિરતિ;

સ્વયંરાજે ભવ્ય પ્રકટ પણ એકાન્ત ઉજળો,
બધું પોતા રૂપે કરિ કરિ રહે નિત્ય વધતો. ૩

ખરો જે પ્રેમાત્મા, હૃદય રસ, ને સાર સુખનો,
ગણું તેને દાવાનલ, ઉદધિ વા, તેથી અધિકો;
દિસે દાવો ક્રૂર, પ્રકટ ઉદધિ ક્ષાર કડવો,
મૃદુ મીઠો જાતે, સકલ ગૃહતો, પ્રેમ ભડકો. ૪

અભેદાનંદો તે પ્રીતિ ઉદધિના ઉર્મિ સઘળા,
અહં જ્યાં બુઝાયે, પ્રીતિ અનલના તેજ ભડકા;
અહો એવા ઉર્મિ, ભભક વળી એવી, જતી રહે,
સ્થિતિ ક્યાં વિશ્વોની! પ્રણયરસ તે ઈશ્વર ખરે. ૫

તમે તે શું જાણો જન વિષય ને લોભ લપટ્યા,
જુઠી લોકોક્તિ ને કિરતિ મરજાદે અટપટ્યા;
તમે પ્રીતિ મૈત્રી પ્રણય રતિ કે સ્નેહ કથતા—
ઝીણી ઝીણી સર્વે મતલબતણી યુક્તિ રચના. ૬

ખરો જે છે પ્રેમ પ્રકટ ઉદધિ છે, અનલ છે,
બધું ગાળી, બાળી, નિજ રૂપ કરી, ઉપરિ રમે;
બધી હું-તું ફેરી, જન-વિનય-મર્યાદા-રચના,
ડુબાવી, સંકેલી, ઉપરિ વિલસે પ્રેમભવના. ૭

જડમાં પ્રેમે જંતુ નવ નિજ લહે વા ન પરને,
પ્રીતિ સ્થાનોને ના,—પણ અમર એક પ્રણયને,
મથે નિત્યે પોતે સકલમયતારૂપ બનવા,
ઉતારી લેવા વા અનુભવ વિષે ભાવ રચના. ૮

જનોના સંબંધો વિધિ વિધિથી સાપેક્ષ સઘળા,
ખરી પ્રીતિ તેને નથી કશી અપેક્ષા કઈ જરા;

અહો એવો પ્રેમાનળ, ઉદધિ એવો, રસભર્યો;
લસે જે ચિત્તે ત્યાં હૃદય મમ વિશ્રાન્ત વિરમે. ૯

હશે સંસારે શું પુનિત પર સ્થાન કહીએ !
ન તો એ સંસાર પ્રજળતો મુજ પ્રેમાગ્નિમય રે',
ન હું, કે – ના એ હો, સતત ઉદધિ પ્રેમ વિલસે,
અભેદોર્મિ ધીરા, ગભિર, મૃદુ, ને શાન્ત ઉછળો. ૧૦

(૧૮૯૩)

## ૧૪
## પ્રણયભંગ
### શિખરિણી

રડે શાને ચક્ષુ ! હૃદય ભમશે ના ટળવળી,
જશે નિદ્રા શાને ! જગત થઈ રે ખાખ ન બળી,
થયુ ખાલી દૈયુ ? – પુરણ ભર્યું આનન્દરસથી,
ન જાણી એ રીતિ રતિરૂપ નિહાળ્યું હજી નથી ૧

ઉગે વૃક્ષે સાધી, લલિત લવના, વેલ વળતી,
ન સૂકાતા છૂટે, પ્રજ્વલિત થતા એ ન ટળતી,
નિશા–ચન્દા, રાત્રી–દિવસ, ક્રમનો ને દિનમણિ,
છૂટે છોડ્યા ના તે, જગતગતિ એ દિવ્ય, રમણિ ૨

તૂટ્યું ! – તે સાધેલું કદિ પણ હતું — એ જ ભ્રમણા,
ન તૂટે સંધાયે રુચિર રસની એ જ રચના,
રહ્યા સ્વાન્તો સાધ્યા વિરસ રસમાં, ભિન્ન રુચિમાં,
છૂટા તે છે સારા, નહીં કશી સગાઈ નજરમાં ૩

હશે સાંધ્યાં સાથે, નહિ કદિ ફુટે; નિશ્ચય છે;
ન સંધાતાં જે ત્યાં સ્વઈપ્સરતિનો ના સમય છે;
રતિમાં શી આશા ? રતિ જ સહુ આશાની અવધિ,
નિરાશા ના જામી રતિસુખ ન, એ પૂર્ણ અરતિ. ૪

રતિભગ્ને તેથી હૃદય, નવ આ ભંગ નિરખે,
ન વીસારે કોને; તદપિ હૃદયે ક્લેશ ન લખે;
નિરાશામાં રાચે રસિક જન જે પ્રેમ પલળ્યાં,
પુરી આશા તેનું સતત રમતી આ હૃદયમાં. ૫.

(૧૮૯

## ૬૫
## જન્મદિવસ.
### પૃથ્વી.

અનન્ત યુગ ઉતર્યો, હજી અનન્ત આવી જશે!
સુઅલ્પ જીવની શી ત્યાં કથન યોગ્ય કાંણી હશે!
અનેક યુગ ને ક્ષણો થઈ રમી નિરાળો રમે,
પ્રવાસ નિજ પેખતાં નિજ શું માન – આનંદ લે. ૧

અપાર સુખ સાંપડ્યાં, વિપત વેઠી વંઠી ગયો,
તથાપિ રમતો સદા, ઉભય પાર ઉભો રહ્યો,
યુવા, રસિક, બાલ કે તરુણ, વૃદ્ધ, ભોગી, યતિ,
ન દુઃખ, સુખ ના કહીં; – નિજનું નિજની એ રતિ. ૨

ન દાહ હૃદયે કશો નયનમાં ન આંસુ વસે,
ન બુદ્ધિ લથડે કહીં, નથી ઉપાધિ ઇચ્છા મિષે;
રડે કહીં – પડે દુઃખે, મનથી પાછલાને સ્મરી,
ન એ કૃપણતા ભરી, ન લઘુતા, સ્વરૂરે જરી; ૩

ન ફાંસ નકી કશી, ન મન ઉજાળો કશો;
અપાર તિમિરે દિશો પ્રકટ દાવ આવી વસ્યો :

અગાધ સમતા જડી વિકટ જાલ મમતાની માં,
ખરે ! ગયાં વરસ તે ન કદિએ જણાયે ગયાં ! ૪
સ્વરૂપ સમજે ન તે અરૂપ મૃત્યુમાં આથડે,
સ્વરૂપ રમતે ગયાં વરસ તે ફરી છો જડે,
હજાર હજી નીકળે, ક્ષણ ન એક વા ઉગરે,
જીવ્યું જીવન જીવવું—અધિક, સાર્થ, સાનંદ, છે. ૫

(૧૮૯૫)

## ૧૬

### શરણ.

ભૈરવી—ઠુમરી.

શરણ તવ ચરણ હવે, દયાલો રે—શરણ૦
કપટ—અપટ જડ જનમન ફંસી—દયા. શરણ૦ ૧
પાપ અમાપ ભર્યું તનમન આ,
ચાય લઘુ તવ પ્રસાદ એવે રે—શરણ૦ ૨
વિશ્વાસે મતિ હરિ ભજ જનતા,
સ્વાર્થ ક્ષુરિ ક્ષુધિ ચટ ત્રસતે રે—શરણ૦ ૩
કર કરુણા હરિ પર દયાનિધિ,
રે' નિર્ભય મણિ ધ્યાન રવે રે—શરણ૦ ૪

(૧૮૯૬)

## ૧૭

### અભેદ.

અભેદ

ગીત અભેદનાં ગાઈએ રે
આવો અનુભવે, અનુભવ સાંધી રે—સંતો૦ ગીત૦ ૧
નામ નીશાન દીશા નથી રે,
એ તે વર્ણ્યો કયમ વરણાય રે,
લેશે અનુભવી અનુભવે ઓળખી રે—સં૦ ગી૦ ૨

મીમાંસા ન્યાય સાંખ્યને રે,
વા'લો રમત રમાડી રે દૂર રે,
પ્રીતે અનુભવે આખ સમાય રે—સં૦ ગી૦ ૩

સુરતે સુરત સાધી જેમણે રે,
તેતો આપે ભૂલ્યા નિજ આપ રે,
થયા ઘટ ઘટ સર્વ સ્વરૂપ રે—સં૦ ગી૦ ૪

નાત ને જાત રહી નહીં રે,
નહિં દેશ નિવાસ અવાસ રે,
દષ્ટિ પ્રેમની પ્રેમ નિધિ હરી રે—સં૦ ગી૦ ૫

આશ ઉદાસ ન અંત રે,
નહીં હરખ કે શોક વિચાર રે,
જ્યાં જ્યાં દેખે ત્યાં નટવર નાચતો રે—સં૦ ગી૦ ૬

યોગ આસન પ્રાણાયમ નહિ રે,
નહિ જપ તપ તીરથ ધ્યાન રે,
નહિ હિંદુ નહિ મુસલમાન રે—સં૦ ગી૦ ૭

પંથ સમાજ દર્શન કશું રે,
કશું વેદ પુરાણ કુરાન રે,
કશા ગુરૂ ને પેગંબર ઓલીયા—સં૦ ગી૦ ૮

અંતર આંટી તૂટી ગઈ રે,
ભાગી ભેદ ભ્રમણાની ભ્રાંત રે,
બધે દરશન આપને આપનાં રે—સં૦ ગી૦ ૯

પ્રેમ સુરત બાંધી પ્રેમથી રે,
લાગી પ્રેમની તાળી તાન રે,
એમ પ્રેમમણિ નિજ ધ્યાનમાં—સં૦ ગી૦ ૧૦

(૧૯૯૬)

## ૧૮

## *ભેદમાં અભેદનો સાક્ષાત્કાર.

ગજલ (ભૈરવી.)

જિગરમાં ઝંપલાવી જો અટકચાળું ન રે' અટકી
રિસાયું તું ચકી તો એ પડે તુજ અંચળે ભટકી.—જિગરમાં ૧
પડયું ઇંદ્રાસને ડોલે હજારો હાજી હાજીમાં,
તહીં તારી ગુલામીની દિલે એને ચઢી ચટકી—જિગરમાં ૨

---

* દિગ્દર્શન — આ કાવ્યને કંઈક વિવરણ જોઈશું. માશુક ઉપર રીસાયેલો આશક કહે છે કે મારા જિગરમા ઝપલાવીને જો, એ મારું જિગર અટકચાળુ છે એટલે એક ઠેકાણે, એટલે તારી પાસે, જપીને બેસતુ નથી, ને તેથી તારાથી રીસાયલુ લાગે છે, બાકી તો રીસાયુ છે તો એ તારા વિયોગની વ્યથાથી પડતુ પડતુ પણ, તારા અચલમા જ પડે છે એવુ એ તારામય છે. પછી એ મનના અટકચાળા સ્વભાવના દાખલા આપ્યા છે. ઇંદ્રાસનની સાહેબીમા હાજી હાજી ઉપર ડોલતુ હોય ત્યા પણ તુ જાણે કે તને ભૂલી ગયુ છે ને તેથી તુ રીસાય તો તેમ નથી એવી હાકમીમા પણ એને તો તારા ચરણની ગુલામી તેના રસની ચટકી ચઢી રહી છે. ભજન કરે કે ભોગ કરે, પણ એકે જે પોતે કરતુ હોય તેમા એ રહેવાનુ નહિ, ને ક્યાથી ક્યા પેસે, તો પણ તે કાંઈ તારા ઉપરની બેદરકારી નથી, એ તો તારા વિના ઘહીલુ થઈને ઘેલા કાઢતુ ફટકતુ ફરે છે જે કરતુ હોય તેમા પણ પોતે રહે નહિ એવી એ મનની હરામી તથા બેહયાઈ નિર્લજ્જતા, તે જ અનવધિ નામ-છેડા વિનાની જે એને આશા અર્થાત્ તૃષ્ણા છે તેની ગુચવાયલી આટી છે. પણ એવી આટીમા ભરાઇને તને વીસરી ગયુ નથી, તારા મકાનને પહોચવાનો જાણે એ દોર હોય, મકાનથી લટકાવેલા દોરને આધારે જાણે તે મકાન પર ચઢવાનું હોય, એમ માનીને એ આટી ઉકેલે છે વળી કાળા ધોળા કરવાની અંધારી ગલીકૂચીઓમા રોજ, બહુવાર, હજારો વર્ષ વીતે તોપણ તેને તે રીતે, એમ બહુવાર લોટતુ જ જાય છે, ત્યા શું તને ભુલીને પોતાના એવા સ્વાર્થમા પડે છે? ના, ત્યા પણ એને અગ અગ તારા નયનની ખટક ખટક્યા જ કરે છે. મન તો અજબ, વર્ણવી ન શકાય તેવા અને ન ધારેલુ માયારૂપ રચનારો શેતાનનો ચરખો છે, અથવા મગરૂરી, અહકાર, ને તે પણ મુફત —વ્યર્થ —

## ૨૦
## અમર આશા.
### ( અંતિમ કાવ્ય )

કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે;
ખફા ખંજર સનમનામાં, રહમ ઉંડી લપાઈ છે.—કહીં ૧

જુદાઈ ઝીંદગી ભરની, કરી રો રો બધી કાઢી;
રહી ગઈ વસ્લની આશા, અગર ગરદન કપાઈ છે.—કહીં ૨

ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી;
હજારો રાત વાતોમાં, ગમાવી એ કમાઈ છે.—કહીં ૩

ઝખમ દુનીયાં ઝબાનોના, મુસીબત ખોફનાં ખંજર:
કતલમા એ કદમબોશી, ઉપર કયામત ખુદાઈ છે.—કહીં ૪

શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ;
અગમ ગમની ખરાબીમાં, મજેદારી લુટાઈ છે.—કહીં ૫

ફના કરવું ફના થાવું, ફનામાં શહૂ સમાઈ છે;
* મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઈ છે.—કહીં ૬

જિગરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું;
સનમના હાથીની છેલી, હકીકતની રફાઈ છે.—કહીં ૭

સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર, ખડી માશૂક સાંઈ છે.—કહીં ૮

ચમનમાં આવીને ઉભો, ગુયો પર આફરીં થઈ તું;
ગુલોના ખારથી બચનાં, બદન ગુલને નવાઈ છે.—કહીં ૯

હજારો ઓલીયા મુરશિદ, ગયા માશૂકમાં ડૂબી,
ન ડૂલ્યા તે મુઆ એવી, કલામો સખ્ત ગાઈ છે.—કહીં ૧૦

---

* અત્યાર સુધી અત્રે "પરીને" પાઠ છપાનો હતો, પરન્તુ "મરીને" પાઠ હોવો જોઈએ એવી બહુ અ. ક્રૈ. નાયકની કલ્પના, તથા "અભેદમાર્ગ-પ્રવાસિની", "પ" અને "મ" લખવાની શૈલી સરખી હોવાથી, મને પોતાને પણ "મરીને" પાઠ જ ઉત્તમ લાગે છે. આના ટેકામા "એમ મરી જીવ્યુ તે જ જીવ્યુ છે", વીગેરે આ ગ્રથમાંની "અભેદમાર્ગપ્રવાસિની" વિવિધ પક્તિઓ પણ વિચારવાની છે.

ભજનમાં ભોગમાં કેવા કહીંથી ક્યાં ઉડી પેસે,
તથાપિ તું વિના વ્હીલું ફરે ઘેલું બધે ફટકી—જિગરમાં ૩

હરામી બેહયાઈ આ અનવધિ આશની આંટી,
ઉકેલે દોર એ તારા મકાનેથી લહી લટકી—જિગરમાં ૪

બહુ એ લોટતું ચાલે ગલી કૂચી અંધારીમાં,
છતાં એ અંગ અંગે ત્યાં ખટક તુજ આંખની ખટકી—જિગરમાં ૫

---

ફલ વિનાનો તે એનામાં ભર્યો છે એવો શાલ છે, તે લાગે પોતાના જ કહા-પણના જોરથી સર્વને નમાવવા ઇચ્છનાર મૂઢ છે; એવી એની મૂઢતાથી તને રીસ આવી હોય કે મારા ઉપર અમલ કરવાથી હું પ્રેમ અર્પતી નથી-આણું કે અનુભવ આવ્યો નથી ત્યાં સુધી હુકમ કરે છે ને આવળે સાર્યે આણ પટકે છે તો પણ તે તને પ્રત્યક્ષ કરવાનો જ હુકમ કરે છે, બીજી ઇચ્છાઓનો એ હુકમ નથી. તું એમ એની પરીક્ષા કરી લે, અને એ તારામય છે એમ જ જાણ. એ મન સદા ગ્રસાયલું જ છે, મનાઈને એનો કણે કણ, અક્ષર અન્તર્ એવો કણે કણ, તારા અચલમાં સમાઈ ગયો છે, બધે તુ ને તું છે, આચાર વિચાર સર્વમાં તું છે, એમ તારા અચલમાં સમાઈ ગયો છે કે હે માઠી! તું આ પ્રકારે મારામાં જ છતાં ક્ષણ ક્ષણ કયા લુપાય છે?

અક્ષરાર્થ આટલો જ છે, પણ કાવ્યપ્રતિભાના વિલાસમાં પરમાનંદ અનુભવતો કવિ રીસાયલી પ્રતિભાને, નિરંતર વ્યવહારમાત્રને જ્ઞાનદૃષ્ટિથી ભોગવતો જ્ઞાની પોતાના અનુભવી મનને, કોઈ જ્ઞાની ગુરુ સહૃદયતાથી ઉપદેશ લેતા શિષ્યને, આવે જ માર્ગે રમાડી શકે અને આનંદ વિસ્તારી લે એ વાચ્યાતીત અર્થ સહૃદયને પ્રતીત થાય તેવો છે, તેનો વિસ્તાર અત્ર અપેક્ષિત નથી. ભાવનાની એકરસ અભેદ ભૂમિકાનો જેને લેશ પણ સ્પર્શ છે તેને એ ધ્વનિ સહજે પ્રતીત થયા વિના રહેશે નહિ જ અને આવા કાવ્યનો કંઈ પણ ઉપયોગ હોય તો તે એટલો જ કે ભાવનાની જે ભૂમિકા સ્પષ્ટ વચનથી એ કહી શકાય તેવી નથી – કહેવાથી જ ભાવનાનો ધ્વંસ થાય તેવી છે, તેનો કંઈક ભાસ કરાવવાને, યોગ્ય હૃદયને એ એક અનુકૂલ સાધનરૂપ થાય.

(૧૮૯૦)

અજબ શયૂતાનનો ચરખો મુફ્ત મશગૂલ મન રાજા,
હુકુમથી એ તું ઉપર એ મરે માથું રહ્યું પટકી—જિગરમાં ૬
મનાઈ અંચલે પેટું કરો કણ બ્હાર અંતરમાં
"છતાં હું માં મિઠી ક્યાં તું ક્ષણે ક્ષણ જાય છે છટકી'—જિગરમાં ૭

(૧૮૯૭)

૧૯

ચેતવણી.

ધૂન.

ચેતો ચેતો રે, જીવડા ચેતો,
આજી માંડતા પેલી સમેટો રે—જીવડા૦ ચેતો ચેતો રે૦

પાપતણું અભિમાન અજામિલ 'નારાયણ' સુણી ભૂલ્યો,
વ્યાસ અરાઢ પુરાણ ભાગવત ભક્તિ ગાતાં ફુલ્યો રે—જી૦ ચેતો ચેતો રે૦

સીત હરી, મુક્તિ મળી, જગ બે જીત્યો દીન,
રામ, શત્રુ, સંહારતાં નિજપદ પંકજ લીન રે—જીવડા૦ ચેતો ચેતો૦

અર્ધાંગે ઉમયા સજિ સિદ્ધાસિદ્ધ; સમાધિ સાધી,
બ્રહ્મ અખંડ અભેદ શૂન્ય ભર્યું ભ્રાંતિ વિક્ષાસ ઉપાધિ રે—જી૦ ચે૦

ચેતો મોત ઝુમી રહ્યું રડતા નાખે રાડ,
મોત મુખે રમતા હસે નિત ખેલે નવલાં લાડ રે—જીવડા૦ ચેતો ચેતો૦

નીચે તીર કમાન ચઢ્યું આ શીયાળો શિર ઝુમ્યો,
ચકલાના ચિંતવ્યાથી શામળો નાગરૂપ ધરી રૂમ્યો રે—જીવડા૦ ચે૦

શાસ્ત્ર પુરાણ પુકારીને કે' ચિત ચેતવ ચેન,
સંશય મટે શરીરનો ખુલે સમાધિ સેન રે—જીવડા૦ ચેતો ચેતો૦

કૃષ્ણ બની ગીતામૃત ગાઓ ગોપ સખી બની ઝીલો,
અમૃત આપી હલાહલ શંકર વ્હોર્યું એ રસ પી લો રે—જીવડા૦ ચે૦

(૧૮૯૮)



'ક્લાન્ત કવિ'
સ્વ. બાલાશંકર ઉ કંથારિયા

# કલાન્ત કવિ

**મસ્તકવિ** બાળાશંકર ઉલ્લાસરામ કથારિયા અથવા 'કલાન્ત કવિ' પંડિત યુગના ગુજરાતી સાહિત્યકારોમાં એક અપૂર્વ સ્થાન ધરાવે છે, અને એમનું વ્યક્તિત્વ પણ નર્મદ, કલાપી, કાન્ત, મણિલાલ વગેરેની માફક જ કુતૂહલપ્રેરક છે એમનો જન્મ સં ૧૯૧૪ ના જેઠ વદ ૫ ને દિવસે અને અવસાન સં ૧૯૫૪ ના ચૈત્ર સુદ ૧૧ ને દિવસે થયેલું મણિલાલના આ ગાઢ મિત્ર અને મણિલાલને કાવ્યકલાનો શોખ લગાડનાર આ મસ્તકવિનું સાહિત્યવિષયક કાર્ય ભિન્ન ભિન્ન પ્રકારે થયું છે એમના વ્યક્તિત્વનું સૌથી મહત્ત્વનું પાસું તે નીડરતા, નિખાલસતા અને મસ્તીમાં વ્યક્ત થાય છે નાનપણથી જ મણિલાલ વગેરે મિત્રોનું એક મંડળ નડિયાદમાં જામેલું અને તેમાં મણિલાલ અને બાલાશંકર મુખ્ય મિત્રો હતા કિશોરવયમાં જ પ્રાર્થનાસમાજ, સ્વસુધારક મંડળ અને સાર્વજનિકજ્ઞાતિશુભેચ્છક સભા જેવા મંડળો તેમણે સ્થાપેલા એ હકીકત એમના ઉત્સાહની નિદર્શક છે બાળાશંકરના પિતા ઉલ્લાસરામ કથારિયા મામલતદાર હતા એટલે આર્થિક રીતે એમની સ્થિતિ સારી હતી અને પરિણામે બાળાશંકર લાડમાં ઊછરેલા અને નાનપણથી જ મસ્ત પ્રકૃતિના બનેલા. કવિ દલપતરામને બાળાશંકર પોતાના ગુરુ માનતા અને દર રવિવારે એમની પાસે કવિતારચનાનું શિક્ષણ મેળવવા જતા. શીઘ્ર કવિતા, હિંદીમાં રચના અને ગાયનવાદનનો બાળાશંકરનો અભ્યાસ બાળાશંકરને આ સંબંધમાંથી અને સ્વભાવગત શોખને કારણે મળેલા એ અરસા-

મા બાલાશંકર અને મણિલાલની મૈત્રી અત્યંત ગાઢ બની હતી પણ મુખ્યત્વે આવા સબંધોમાં કેટલાક દુષ્ટ તત્ત્વોને અદેખાઈનું કારણ મળી રહે છે એમ આમની બાબતમાં પણ બન્યું એક પારસી વિદ્યાર્થીની બદમાશીથી મણિલાલ અને બાલાશંકરનો સબંધ તૂટ્યો એ હકીકત બેઉના જીવનચરિત્રકારો નોંધે છે બાલાશંકરના સુંદર, ચારિત્ર્યવાન અને હેતાળ પત્ની મણિગૌરી પણ અત્યંત સુંદર હતા અને પતિપત્નીનો પ્રેમ પણ એવો જ સુભગ હતો બાલાશંકરે મણિલાલ સાથેની ગાઢ મૈત્રીને કારણે મણિગૌરી સાથે મણિલાલનો પરિચય કરાવ્યો હતો અને એમાંથી દોરાબજી નામના પારસી વિદ્યાર્થીની લુચ્ચાઈને કારણે આ સબધ તૂટ્યો એમ નોંધાયું છે એમાં સર્વ રીતે આ મૈત્રી તૂટવાની જવાબદારી બાલાશંકરની નથી જ મણિલાલને પોતાની ભૂલ સમજાતા બાલાશંકરનો સ્નેહ પુનઃ પ્રાપ્ત કરવા માટે એમણે ઘણો પ્રયત્ન કરેલો લાંબો પત્ર વ્યવહાર પણ ચાલેલો (શ્રી પુરાણીએ બાલાશંકરે મણિલાલ પર લખેલા કેટલાક પત્રો પ્રગટ કર્યા છે તેમાં આ તરણ કવિમિત્રોની કોમળ મૈત્રીસબંધના આછા ઘેરા રંગ અને ઊર્મિનાં તોફાન જોવા મળે છે, બાલાશંકરે ૧૫–૧–'૭૬ ના પત્રમાં મણિલાલ પ્રત્યે પ્રેમ વ્યક્ત કરતા એક સુંદર સવૈયો લખી મોકલ્યો છે

"जो यह सीस नमें न तुहिपद, तो कर छेकें असीसें विदारों
जो यह नैन न देखत प्रममें (तोकों); तो अनीदार छुरीसें निकारों
जो यह चित्त रहें न तुहीं, तुहीं तुहीं पुनि (तो) हुतभुक्ते प्रजरों
बाल कहैं नमुलालके ल्ल, बुची ले तिहारो तिहारो तिहारो '

આમાં બાલાશંકરની ઉદારતા, મસ્તી અને વ્રજભાષાની અસરવાળી કવિત્વરીતિ આ ત્રણેય સુંદર રીતે પ્રગટ થાય છે મણિલાલે ૧૮૭૬ માં 'શિક્ષાશતક' નામનું એક નાનુ પુસ્તક બહાર પાડેલું અને "પ્રેમના આવેશમાં બાલાશંકરને અર્પણ કર્યું"

દ્રવ્ય સાધને, સ્વાભાવિક ઉદાર વૃત્તિએ, તેમને વિવિધ માર્ગે જતી પ્રવૃત્તિઓમાં ઊતાર્યા અને સર્વગ્રાહી, તન્ત પ્રકૃતિએ ધોરણાનુસાર અધ્યયન ઉપરથી ભાન ઉખડી નાખ્યો એટલે શાળામા નિયમિત જ્ઞાન તો તેમને મેટ્રિક્યુલેશન સુધીનુ જ મળી શક્યુ હતુ. કૉલેજના અભ્યાસ માટે એમણે બે વર્ષ એક એની પરીક્ષા માટે પ્રયત્ન કર્યો પણ વિશિષ્ટ મનોવૃત્તિ અને મોસમને કારણે સફળ ન થઈ શક્યા એમ શ્રી રામમોહનરાય દેસાઈ નોંધે છે ૧૮૮૦મા એમણે ધોધાના કસ્ટમ ખાતામા ૨૦ રૂપિયા પગારની નોકરી કરી ૧૮૮૧–૮૨મા કારકુન તરીકે કામ કર્યું અને થોડો સમય રજિસ્ટ્રેશન ખાતામા પણ તેઓ ગયા હતા આવી નોકરીના શુષ્ક જીવનના સમયમા પણ આ કવિવરે પોતાની રસિકતા અનેક રીતે પ્રગટ કરી હતી નર્મદા કિનારાના સ્થળોનો ઇતિહાસ સરકાર તરફથી એકઠો કરવાની યોજનામા કલેક્ટર પાસે બાળાશંકરની નોકરીની માગણી કરતાં મિ આર ડાર્ટને આમ લખ્યુ છે

This young man (Mr Balashanker) inherits from his father a great taste for languages He is well acquainted with Gujarati, Brij, Persian, Urdu, Sanskrit & English He has a taste for archeaco logy and has already deciphered inscriptions He knows how to transfer facsimiles of inscriptions to paper It seems to me a pity that the valuable and **uncomnon talents** of Mr Balashanker, should not be utilised મિ કેમ્પને ડૉ બર્ગેસને બાળાશંકરને ખાસ લક્ષમાં રાખવા ભલામણ કરી હતી

૨૨ વર્ષના નવજુવાન કવિ માટે આ પરદેશી અધિકારીએ આપેલી અંજલિ એક અસાધારણ વસ્તુ ગણાતી જોઈએ ત્યાર પછી પોલીસ ખાતામા, રેવન્યુ ડિપાર્ટમેન્ટમા, કલેક્ટરઑફિસમા અને ટ્રેઝરર તરીકે થોડો વખત નોકરી કરી '૮૨–૮૩મા માંદગીને કારણે લાંબી

રજા ઉપર ન્હા. '૮૪–૮૫માં તીર્થસ્થાનોની યાત્રા પિતા સાથે કરતા કરતા શુદ્ધિ સંપાદન કરવા કરતાં ગ્ર∕ ભાષાના અપૂર્વ ગ્રંથોના પરિ-/શીલનથી અને દાક્તરોની અસાધારણ ભક્તિથી પવિત્ર થવાનું તેમને વધારે રુચ્યું હતું આવા મસ્ત અને તરંગશાળી હૃદયવાળા કવિએ થોડા જ સમયમાં પિતાના દેહત્યાગ પછી નોકરીનું રાજીનામું આપ્યું ✓બાલાશંકરની ઉદારતા અને મહેચ્છા અપૂર્વ હતા. ખૂબ ધન કમાવું અને કવિઓ અને સાહિત્યકારોને માટે એક મનોહર નિવાસસ્થાન રચી એમને ત્યાં જીવનનિર્વાહની ચિંતાથી મુક્ત કરીને રાખવા એ એમની કલ્પના હતી [' સરસ્વતીચંદ્ર'માં ગોવર્ધનરામે કલ્યાણગ્રામની જે યોજના રજૂ કરી છે'તે પ્રકારની આ યોજના બાલાશંકરના મનમાં એ પહેલા ઘણા સમયે ઉત્પન્ન થયેલી અને તેને કાર્યાન્વિત કરવા કવિએ Iron and Metal Factory નામે બીડનું કારખાનું શરૂ કર્યું એમાં પુંજી કાળ-વ્યય અને ધન-વ્યય થયો. એને શ્રી રામમોહનરાય દેસાઈ તો જીવન વ્યય જ ગણે છે પણ આ કારખાનું ફળદાયી ન થઈ શક્યું અને કવિ મોટી આર્થિક મુશ્કેલીમાં આવી પડ્યા ફરી નોકરી કરવાની આવશ્યકતા ઊભી થઈ✓૧૮૮૩માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના એસિસ્ટંટ સેક્રેટરી તરીકે સ્હે. જોડાયા બેએક વર્ષ પછી તેમને વડોદરા કલાભવનમાં સ્થાન મળ્યું ✓ત્યાં રહીને એમણે આયર્ન એન્ડ મેટલ ફેક્ટરીનું કારખાનું મોટા પાયા ઉપર ઊભું કર્યું પણ પહેલાના અનુભવનો લાભ ઉઠાવીને કવિ એને સંગીન પાયા ઉપર મૂકે તે પહેલા જ ✓૧૮૮૮મા મૃત્યુએ એમના જીવનનો અંત આણ્યો

કવિને ૧૮૮૫મા એક પત્રમાં મણિભાઈને નડિયાદ આવવાનો આગ્રહ કર્યો હતો એના જવાબમા એ લખે છે —

ભેરુબાગ જોવપુર
તા ૩૦–૧૦–૮૫

"મિત્ર તુ મને નડિયાદ બોલાવે છે!!! શુ સુખ પમાડવા!!! શરીરમા શેરેક રક્ત રહ્યુ હશે તે પણ હવે બાળી નાખવા નડિયાદમાં

આવું ! નડિયાદનું મારું દૈવ ઊંડયું છે અને તે પણ તેમજ ચાહું છું. મારી પીડાઓ કંઈ મારી જાણમાં નથી તેમ નથી. પરંતુ જ્યાં હવા પણ દુશ્મન થઈ છે ત્યાં શું વળવાનું ? હા, થોડેક દિવસે આવીશ જ પણ તે જે કંઈ રહ્યું છે તેની વાની વાળવા, સ્મશાનભૂમિમાં એક જણ આવી ચાલ્યો જાય તેમ ઉત્સો આવવાનો જ છું, પછી જ્યાં નસીબ દોરશે તે ખરું. જ્યાં કંઈ પણ સહાય નહિ ત્યાં શું થઈ શકશે ? પ્રભુ હજાર હાથનો ધણી છે. તે કોઈ વખત પણ એકાદ હાથ પણ લંબાવશે જ. ઉત્સું અવલંબન એ જ છે. જ્યાં મિલકત તેમના હાથમાં આવ્યા ત્યાં હું ઊભો કેમ ફરું છું માટે જ લોકો દુઃખ દે અને મને મિલકત ઉપર પણ નાણું ન મળે, એક કમાળા ગામના કોળાને મિલકત ઉપર નાણું મળે અને મને ન મળે ત્યારે બહેતર છે કે સરકાર જ મારી વ્યવસ્થા સારી કરશે અને મારું પ્રામાણિકપણું જાહેર કરી બધી વ્યવસ્થા એક રિસીવરને સોંપવાની કરીશ તો બહુ સારું છે. ઈશ્વર દુષ્ટોનો સંગ, તેમનું નામ, તેમનું ગામ, સ્મરણ સર્વ કંઈ હવે મારી પાસે ત્યાગ કરાવે તો સારું.

"આ લાગણી, તું મિત્ર છે, હૃદય છે અને તને મારી લાગણી થાય છે તે મેં પરોક્ષ તેમ અપરોક્ષ સિદ્ધ કરી છે અને તે લાગણીને લીધે તું મને વારંવાર નડિયાદ બોલાવી નડિયાદનું સ્મરણ કરાવે છે ત્યારે તે ઊભરો ઝીલવાને પાત્ર તું જ છે તેમ ધારી લખ્યું છે — તેમાં કંઈ ખોટું લાવીશ નહિ."

આ કરુણ પત્રમાં બાલાશંકરની નિરાશાનું અત્યંત ઘેરું ચિત્ર રજૂ થયું છે પણ એમની મસ્તી અને એમનો ઉલ્લાસ પણ એવી જ ઉચ્ચ કક્ષાનાં હતાં. ગુજરાતના પત્રસાહિત્યમાં દિલની પારદર્શક નિખાલસતાના પ્રતીક તરીકે આ પત્ર અત્યંત નોંધપાત્ર ગણાવો જોઈએ. બાલાશંકર પોતે કરેલી ભૂલોથી શીખ્યા એમ શ્રી પુરાણી આ પત્ર આપીને નોંધે છે એ સાચું છે. મણિલાલને માટે પણ એ જ સાચું છે. અને માનવની મહત્તાનું એ સાચું લક્ષણ છે. ભૂલમાંથી શીખવું

અને એનો સ્વજનો પાસે આ રીતે એકરાર કરવો એ સ્વભાવ અને સદ્‌ભાગ્ય ઓછું સૌને પ્રાપ્ત થાય છે! અનેક ચડઊતરો અનુભવતી મણિલાલ અને બાલાશંકરની આ મૈત્રી ગુજરાતી સાહિત્યની મૈત્રીઓમાં પણ એક વિશિષ્ટતા ધરાવે છે. બાલાશંકરના જીવનની આ આછી રૂપરેખા સાથે એક વાત ખાસ નોંધપાત્ર લાગે છે. શ્રી પ્રાણશંકર કંથારિયાએ 'આપણે કોણ' નામની પુસ્તિકામાં એક પ્રસંગ નોંધ્યો છે એમાં બાલાશંકરના કુટુંબમાં (પૂર્વજોમાં) એક સતી * થઈ ગયાનું ઉદાહરણ પણ નોંધ્યું છે. આમ બાલાશંકરના ઉચ્ચાશયો, ભાવનામયતા, અને ઊર્મિલતા બાલાશંકરને એમના પૂર્વજો પાસેથી કેટલેક અંશે વારસામાં પણ મળ્યાં છે એમ લાગે છે. ઉપરાંત બાલાશંકરને સમજવા માટે એમની ધાર્મિક વિષયમાં માનસિકભૂમિકા પણ ખ્યાલમાં

* નડિયાદમાં સાઠોદરા નાગરોના ગૃહસ્થ વર્ગમાં એક આગેવાન શેઠ ખુશાલચંદ અંગ્રેજી રાજ્યના અમલ પહેલા હતા. વડનગરા જ્ઞાતિમાં પણ તે સમયમાં ગોકુળજી કાશીનાથની પેઢી હતી. આ ખુશાલચંદની પેઢીનો સબંધ બુંદીકોટા સુધી હતો. મારાં વૃદ્ધ માજીશ્રી તરફથી મળેલી માહિતીથી જણાય છે કે વેપારધંધાના પ્રસંગે ખુશાલચંદનું બુંદીકોટામાં કોઈ દેવાદારે ખૂન કર્યું અને તેના શબને એક કુભારની કોઢમાં દાટી દીધું. આ અનિષ્ટ પ્રસંગની સ્વપ્નમાં ઝાંખી તેમનાં પત્નીને નડિયાદમાં થવાથી તે બાઈ એકદમ જાગી જાગ્યાં. અને "સત" ચઢવાથી પોતાના પતિની પાઘડી લઈ તેઓ સતી થવા તૈયાર થયાં. તે બાઈ કંઈ નાની ઉમરનાં ન હતાં. તેમને ત્રણ મોટા દીકરા હતા. દીકરાઓએ પાઘડી સાથે સહગમન કરવામાં અને મરણની ખાતરી કર્યા વિના સાહસ ન કરવા ઘણુંયે પોતાની માને સમજાવ્યા; પરંતુ પોતાનો સ્વપ્નાભાસ ખરો છે અને પોતાના ધણીનું શબ ક્યાં કેવી રીતે દાટવામાં આવ્યું છે, તેની વિગતવાર માહિતી દીકરાઓને આપી તેની ખાતરી કરવા કહ્યું, અને પોતે નડિયાદમાં ખોડિયાર માતા આગળ ચિતામાં પ્રવેશ કરી પતિની પાઘડી ખોળામાં લઈ સતી થયાં. આ સતી માની દેરી ખોડિયાર માતામાં છે આ ખુશાલચંદ તે કવિ બાલના વૃદ્ધ પ્રપિતામહ થાય. તેમના મરણની જે સ્વપ્નાનુસાર હકીકત મળેલી તે અન્વયે તેમના દીકરાઓએ શોધ કરી ખૂન અને ખૂનીનો પત્તો મરણ પછી અઠવાડિયે મેળવ્યો હતો અને ખૂનીને શિક્ષા પણ થઈ હતી.

ગમ્યુતી જોઈએ બાલાશંકરના પિતા ઉલ્લાસરામ જેમ ભૌતિક આબાદી પ્રાપ્ત કરી શકેના તેમ ધાર્મિક ક્ષેત્રે પણ ઠીક ઠીક સાધનાને માર્ગે વળેલા ઉત્તર ભારતની યાત્રામાં કે અન્ય પ્રસગે કોઈ સન્યાસીએ એમને શક્તિ ઉપાસનાનો માર્ગ બતાવેલો એટલે એ શક્તિઉપાસક હતા અને બાલાશંકરની શક્તિ ઉપાસના એ રીતે વારસાગત પણ છે શ્રી પ્રાણશકર કથારિયા, અને શ્રી ભાસ્કરાવ બા કથારિયાની વાતચીતમાથી અમને આ વિગત જાણવા મળી છે અને આ ઉપાસના પછી બાલાશંકરનો જન્મ થયેલો તેથી જ તેમનુ નામ બાલાશંકર રાખેલુ. શક્તિ ઉપાસનામા બાલાસુદરી અને નિપુણસુદરીની ઉપાસના વિખ્યાત છે એનુ અનુસધાન કવિના પોતાના નામમા અને તેમના પુત્ર સદ્ગત નિપુણશકરના નામમા આપણને જોવા મળે છે શ્રી ઉમાશકર જોશી 'કલાન્ત કવિ'ની (અભ્યાસપૂર્ણ) પ્રસ્તાવનામા નોંધે છે તે પ્રમાણે એમને ત્યા કવિના પિતાના વખતમાં વીરપુરથી એક પીરનો દીવો ઘેર આણ્યો હતો રોજ સધ્યાકાળે તે પેટાવવામા આવતો કવિ લોબાનનો ધૂપ કરી તેની આગળ સાજને સમયે ધ્યાનમાં બેસતા આ સાધનાથી એમણે મસ્તફકીરી સ્વીકારી હતી. ફારસી ભાષાના ગાઢ પરિચયથી અને આ અનુભવથી તેઓ જલાલુદ્દીન રૂમી, હાફીઝ આદિ સૂફીઓના એક ચાહક બની રહ્યા આથી એમની કવિતાભાવના અને આધ્યાત્મિક દૃષ્ટિના મૂળમા એક બાજુથી શક્તિ—ઉપાસના અને બીજી બાજુથી સૂફીવાદની પ્રબલ અસર જોવા મળે છે તેમ છતા કવિનુ શાકત અદ્વૈત વેદાન્તના અદ્વૈત કરતા કઈક જુદુ છે નાયકના નાયિકા માટેના રતિભાવનુ બાલાશંકરે મુક્ત કઠે ગાન કર્યું છે તેમા જેની દ્વારા ચિતિ પ્રગટ થાય છે તે પત્ની નાયિકા હોવાથી એમના વિખ્યાત કાવ્ય 'કલાન્ત કવિ'મા નાયિકા અને શક્તિ એકરૂપ બની ગયા છે અને નાયિકાના મનોહર વર્ણનની સાથે શક્તિનાં વિરાટ સ્વરૂપનાં ચિત્રોનો પણ પ્રસગ આવે છે નાયિકા અને પત્નીમા અભેદ છે એ વસ્તુ આપણે ભૂલવાની નથી કેમ કે પોતે 'કલાન્ત કવિ'ના ૯૫મા શ્લોકમા કહે છે

હશે જે શૃગારી કવન સમજે તે યુવતિનુ,
કવીના વીનાસી જન સમજશે તે ક્વિનુ,
હશે જે વૈરાગી ગ્રહણ કરશે મોક્ષપદનુ,
ખરુ શુ છે તે તો સત્વ મન મારે સમજુ છુ

એમા કવિતા, યુવતી અને મુક્તિ-ત્રણે શક્તિ ત્રણેને લાગુ પડતા અર્થ-વાળા આ કાવ્યથી ભાવક પોતપોતાના અધિકાર અને રુચિભેદ પ્રમાણે ભલે ગમે તે સમજે પણ કવિએ નાયિકાનુ સાચુ સ્વરૂપ શુ છે તે તો પોતે જ સમજે છે એમ કહ્યુ છે શ્રી ઉમાશકર જોશી કહે છે, "બીજી રીતે નાયક તે એક 'ભ્રાન્ત કવિ' હોઈ નાયિકા કવિતા જ છે પણ તેથી તેમાંનુ એક — પત્ની (યુવતી), ચિતિ (મોક્ષદાત્રી) કે કવિતા (સરસ્વતી) — તે નાયિકા નથી, નાયિકા તો છે પત્ની-ચિતિ. બાળાશકરની આ ભાવના ગૂઢ છે અને તેથીજ નવલરામ અને નરસિહરાવ જેવા આ વસ્તુનો ખ્યાલ ન આવવાથી એમના કાવ્યો પરત્વે અવળે માર્ગે દોરાયા છે એમ લાગે છે

બાળાશકરના પૂર્વજોમા અર્જુનલાલ અને ઉલ્લાસરામે બાલા સુદરીની દક્ષિણ માર્ગની ઉપાસના સ્વીકારી હતી એ ઉપાસના જડતા લાવવાને બદલે વિદ્યાવૃદ્ધિ કરનારી હતી. અર્જુનલાલે પોતાના પૂર્વજોની ખડકીમા અર્જુનેશ્વર મહાદેવની સ્થાપના કરાવેલી. એ શિવાલયનો જીર્ણોદ્ધાર સ્વ. બાલાશકરના ચિરજીવી શ્રી ભાસ્કરરાવ કથારિયાએ ઈ સ ૧૯૪૪માં કરાવેલો ત્રિપુરાશકરે એવી જ વૃત્તિ બતાવેલી આમ પૂર્વજોના ધાર્મિક સસ્કારો વેપાર ધધાનો ત્યાગ અને સાહસ વિદ્યાનો મોહ અને તાત્રિક ધર્મની છાયા એમના પૂર્વજો પાસેથી ઊતરી આવેલા છે આવા કવિએ કાવ્ય કરવાના શોખમાં સગીતનો અને નૃત્યના જ્ઞાનનો ઉમેરો કર્યો હતો સ્વ. ન દે મહેતાએ એક ઉત્તમ ગાનારીના નૃત્યસ્ખલનને કારણે બાલાશકરે તેના ઘૂઘરા છોડી ચા હતા તે પ્રસગ નોધ્યો છે એમના પત્ની મણિગૌરી પતિની રસિક

વૃત્તિનુ સર્વાંગે પરિપાલન કરે એવા રૂપવાન અને ગુણવાન હતાં. એમની પ્રેરણા બાલાશંકરની આ અસાધારણ મસ્તીમા કારણભૂત હતી એમ ઘણા જાણકારોનું માનવું છે પિતાની ઇચ્છાને વશ થઈ ને બાલાશંકર નોકરીમાં જોડાયા તો ખરા, પણ રજિસ્ટ્રેશન ઑફિસમા કે તિજોરીમા પણ કાગળની કાપલી ઉપર કાવ્યો લખતા નોકરીના કંટાળાને સૂચવતુ આ કાવ્યવચન નોધપાત્ર છે·

"ધરિયા શીદ આવક જાવકમાં, પ્રભુ કેમ ધર્યા નહિ પાવકમાં"

ઉપરાંત ન દે મહેતા નોંધે છે કે સંશોધન ખાતામા એમની વૃત્તિને મુક્તિ ફોજની ભક્તિનો રંગ લાગ્યો અને ભજનો કરવાનો અને ખજરી બજાવવાનો શોખ એવો લાગ્યો કે તેની જાણ થતા તેમના પિતાએ એમને ૫ વર્ષની રજા લેવડાવી પોતાના સહવાસમાં રાખ્યા બાલાશંકરની નિખાલસતા એવી વિશિષ્ટ હતી કે પોતાના દોષોને ઢાંકવાનો પ્રયત્ન તેમણે કદી કર્યો નથી અને પોતાનાં વ્યસનો બાળકોને લાગવા દીધાં નથી આ નિખાલસતા અને હૃદયનો સાચો પશ્ચાત્તાપ અપૂર્વ હતા અને તેથી જીવનની અંતિમ ક્ષણે પોતાની અસંત નિકૃષ્ટ દશામા પણ એ દશાના કારણભૂત પ્રપંચીઓને એમણે ક્ષમા આપી હતી મરણ પહેલા એક વર્ષ અગાઉ એમને શ્રીમન્નૃસિંહાચાર્યજીનો સમાગમ થયો હતો અને એમનામાં શ્રદ્ધા પણ જામી હતી પ્લેગથી મરણ પામે છે એવુ ભાન થતાં એમણે વ્યસનમાત્રનો ત્યાગ કર્યો હતો અને શાન્તિપૂર્વક પ્રભુને શરણે ગયા હતા શ્રી મહેતા નોંધે છે કે કવિ બાલના સબધમા તેઓ વ્યસની હતા વગેરે ભાવના પ્રચલિત છે તેમા અર્ધ સત્ય છે અને પૂર્ણ સત્ય તો તેમના પશ્ચાત્તાપથી પવિત્ર થયેલા હૃદયની સાક્ષીમાં છે બાલાશંકર પરીક્ષાના હૉલમાં પણ ચિત્ત ન ચોટતાં બહાર નીકળી પોતાના ચિત્તને ડોલાવનાર પૂતળી લઈ આવ્યા અને સુંદર બાગના એકાંતમાં ગઝલો લખી એ પ્રસંગ, "મહા મસ્તાન જ્ઞાનીના મગજનો તાર જુદો છે" એ સત્યનુ સુંદર ઉદાહરણ

છે. પિતાની સૂચનાથી એમણે વેદાંત અને સૂફીઝમની સરખામણી કરવાનું કર્યું. બાલાશંકરે ઈશોપનિષદ, તંત્ર ગ્રંથો, શ્યામા રહસ્ય, શિવરહસ્ય, દેવી ભાગવત, લિંગાર્ચનચંદ્રિકા, સૌંદર્ય લહરી વગેરે વાંચ્યાં.

બાલાશંકરની સાહિત્યપ્રવૃત્તિ પણ નોંધપાત્ર છે. નાની ઉંમરે કાવ્યરચનાનો શોખ લાગ્યા પછી બાલાશંકરે જે કાવ્યરચના કરી છે એ કૃતિસમૂહ 'ક્લાન્ત કવિ'માં પ્રગટ થયો છે. તે ઉપરાંત એમણે 'સતીદહન' નામનું એક ખંડકાવ્ય લખીને ઈ. સ ૧૮૮૧માં એક મિત્રને મોકલેલું જે હવે ઉપલબ્ધ નથી. એમની સૂચનાથી ન. દે. મહેતાએ 'સતી' નાટકનું ગુજરાતી ભાષાન્તર હિંદીમાંથી કરીને 'ભારતીભૂષણ'માં પ્રગટ કર્યું હતું. તે ઉપરાંત દેવીદાસગજનીતિ, ચંદ્રાવતી, મદનચંદા, સાહિત્યદર્પણનો બાલાશંકરની ટીકા સાથેનો અનુવાદ, ઇતિહાસમાળા, હાફીઝમાંથી અનુવાદો, ઉત્તરરામચરિતનું ભાષાન્તર, વિજયાપ્રશસ્તિ, શંકરાચાર્યનો આગમન પ્રસંગ, દીપનપંચદશી, મૃચ્છકટિક, કર્પૂરમંજરીના અનુવાદો ઇત્યાદિ બાલાશંકરની સાહિત્યપ્રવૃત્તિ નોંધપાત્ર છે એમની પ્રવૃત્તિમાં શક્તિસંપ્રદાયનું અદ્વૈત અને સૂફીઝમ નોંધપાત્ર છે. શ્રી. ન. દે. મહેતા એને વિગતે સમજાવતાં કહે છે, "શાંકર-વેદાન્તમાં બ્રહ્મતત્ત્વ માયાદ્વારથી જગતનું કારણ થાય છે, પણ તે માયા, અનૃત—જડ—દુઃખ રૂપે એટલે અનાત્મભાવે માનવાની સામાન્ય પ્રથા છે. પરંતુ બીજો પક્ષ તે વેદાન્તમાં એવો પણ છે કે માયાશક્તિ ઉપરાંત બ્રહ્મની સ્વયંભૂ ચિત્તશક્તિ અથવા સંવિત શક્તિ છે અને તે બ્રહ્મની ચિન્મયી શક્તિ છે. આ શક્તિયુક્ત તત્ત્વ જ જગતનું કારણ થાય છે. એવા શક્તિયુક્ત બ્રહ્મતત્ત્વને ઉપાસનાશાસ્ત્રમાં શિવ અથવા પ્રકાશ તત્ત્વ કહે છે અને સ્ફુરણા પામતા તેના બલને શક્તિતત્ત્વ કહે છે. આ બે તત્ત્વો . . . ઢાલની બે બાજુ જેવાં અદ્વૈત યોગવાળાં છે. તેમાં ગુણપ્રધાન ભાવ થવાથી સૃષ્ટિનો ક્રમ અને લયનો ક્રમ અનાદિઅનંત ચાલે છે. જ્યારે ચૈતન્યનો પ્રકાશ અંતર્મુખ થાય ત્યારે સંહાર ક્રમ અને ચૈતન્યનો પ્રકાશ બહિર્મુખ થાય ત્યારે સૃષ્ટિક્રમ. — આ બ્રહ્મ-

તત્ત્વનો સ્વભાવે પોતાના પિંડમાં અધ્યાત્મ ઉપાસના વડે જીવદશામા અનુભવ કરવો એ શિવાદ્વૈતીઓની પ્રક્રિયા છે આ અદ્વૈતીઓ વૈરાગ્યને પ્રાધાન્ય આપતા નથી પણ પ્રેમ અથવા ભક્તિને પ્રાધાન્ય આપે છે" પિંડમાં ગૂચવાયેલી કુંડલિની શક્તિ શી રીતે છૂટી થાય અને અરનનાથી શિવના કેન્દ્રમાં શમે તેનુ ભાન કરાવનાર મનયોગની પ્રક્રિયા રચાઈ છે એ મન પચદશ અક્ષરનો છે. તેમા સોળમી અમૃત કલાનો યોગ કરવાથી તે ષોડશી મન બને છે તેના દ્વારા મોક્ષ શી રીતે સિદ્ધ થાય છે તેની ઝીણવટભરી પ્રક્રિયા તેના બધાં મહત્ત્વના પાસા સાથે કવિએ સૌંદર્યલહરીના ૧૦૦ શ્લોકમાં ગૂથી છે એ માર્ગની દીક્ષા ન પામેલા સાધકને આ બધુ ન સમજાય તોપણ ભગવતીના સૌંદર્ય નુ વર્ણન સમજાયા વિના સહૃદય વાચકને રહે નહિ બાલાશંકરે પોતાના આ કાવ્યારંભે આ વિગતો લખી છે અને છેવટે કહ્યુ છે, 'સકારણ વિસ્તારનાર દોષ બતાવ્યેથી તેમની (સમગ્ર વિદ્વાનોની) આજ્ઞાને વશવર્તી છે" આમાં બાલાશંકરની પોતાની કૃતિવિષયક આત્મ શ્રદ્ધા અને ગૌરવની ખાતરી હોવા છતા જે નમ્રતા છે તે નોંધપાત્ર છે. જ્યાં આખુ કાવ્ય જ સુંદર છે ત્યા નમૂનારૂપ ઉદાહરણ આપવા પણ મૂઝવણ રૂપ છે છતા જુઓ આ શ્લોકો

"દરિદ્રોને આશા સર્મો સુભગ લક્ષ્મી અરપના,
વળી કાંતિ રૂપી નવન મકરંદ પ્રગટના,
તહારા મંદારપ્રસુન ચરણે જીવ મુજનો
ષડેન્દ્રી અંશેથી ભ્રમરરૂપ નિત્યે વિહરજો

× × ×

દિસે વાંકી કેશે, પણ પ્રકૃતિથી તુ સરળ છે,
કઠોરા કૂચે છે, શિરીષ ફુલ શી કોમળ ચિત્તે
અતિ તીક્ષ્ણા મધ્યે, અતિ વિપુલ નીતંબ-વિષયે,
દયા શંભૂની તુ, યદપિ દિસતી કાંતિ અરુણે!
ગિરાના વીલાસી કવિજન, મહી કોણ ન થયા,
કયા લક્ષ્મીવતા, નહિ પરમ પશુપતિ થયા,

પરંતુ તારા તો, સતિ! કુચ વિષે શિવ વિષ્ણુ તો,
લગારે કે કાંઈ કુરબક વડે સ્પર્શ ન થતો.

મણિલાલ ન. દ્વિવેદીએ આ 'ક્લાન્ત કવિ' નામના ખંડકાવ્ય વિશે મે ૧૯૮૬માં એક સુંદર લેખ દ્વારા બાલાશંકરની એ મહત્ત્વની કૃતિનું ગૌરવ કર્યું છે. તેમ જ માર્ચ ૧૮૯૭માં 'સૌંદર્યલહરી' વિશે પણ એવી જ સુંદર ટીકા કરી છે. તે વખતે બીજા વિવેચકોએ આ 'સૌંદર્યલહરી' કાવ્યને વખોડી કાઢેલું એ ગુજરાતી સાહિત્યનો એક દુઃખદ પ્રસંગ છે. કવિનાં 'હરિપ્રેમપંચદશી'નાં કાવ્યોમાં ચાર પ્રકારના ભાવો ઝીલાયા છે: નારદ ભક્તિસૂત્રોનો રસ, શાંકરાદ્વૈતનું જ્ઞાન, શક્તિવાદનો આશ્રય અને સૂફીવાદની મસ્તી. એમાં "પ્રેમપાત્ર પરમેશ્વર (હરિ) છે. પરંતુ તે આશક-માશૂકના રૂપમાં કવિ સાથે ગોઠવાઈ ગયા છે. ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્યના ત્રણ રંગથી જે મોહક ઇન્દ્રધનુષ ઊપજે છે તેને પકડવાનો જેમ બાળકને મોહ થાય અને આઘું ને આઘું ચાલ્યું જાય તેમ વિરહી કવિ અનેક ઉન્માદોને આ પંચદશીમાં પ્રગટ કરે છે. અને તેમાં પ્રસંગે પ્રસંગે ભક્તિની, જ્ઞાનની અને શૃંગારની ઉન્મત્ત કળાને દર્શાવે છે. આ ખંડકાવ્ય પૂર્ણ થયું નથી પરંતુ તે પ્રત્યેક અંગ પંદર પદોનું સ્વયંપૂર્ણ છે અને દરેક એક એક ભાવનું વાહક કાવ્ય છે."

બાલાશંકર પોતાની કવિતાને 'કોમલ નાદ મસ્ત કવિતા' કહે છે. શ્રી. ઉમાશંકર એમાં બે અર્થ જુએ છે. કોમલનાદ અને મસ્ત કવિતા, અને કોમલ નાદમસ્ત કવિતા. બેઉ રીતે આ બાલાશંકરનું પોતાનું વક્તવ્ય એમની કવિતાને લાગુ પડે છે. એમની કવિતામાં જેમ શાર્દૂલ, શિખરિણી, હરિગીત, ગઝલો વગેરેનો મોહક અને સમર્થ રીતે ઉપયોગ થયો છે, તેમ જ સુકુમાર અને ઉત્કટ ભાવોનું નિરૂપણ પણ અત્યંત સમર્થ રીતે થયું છે. એમનાં કાવ્યોમાં મસ્તી તો પ્રધાન ગુણ છે જ. આમ કોમલ નાદમસ્ત કવિતા આ વિશેષણ ખૂબ જ સાચું છે તે ઉપરાંત

શબ્દ વાચ્ય વ્યંગ્યાદિ અર્થનો ભાગ ચિત્તમાં નિર્માણ શકાશહિન પ્રમાશ થશે

આ પ્રમાણે મંગનાચણ કરીને ગ્રંથ પ્રશસામાં જે ફળ કાવ્યથી થાય છે તે જ ફળ આ ગ્રંથથી મળે છે એવું કર્તા દર્શાવે છે, કારણ કે આ ગ્રંથમાં સાહિત્યનું વિવેચન હોવાથી તે પણ એક કાવ્ય રૂપે જ છે

ટીકા — ચતુર્વર્ગ ફલપ્રાપ્તિ — કાવ્યથી ચારે ફળની પ્રાપ્તિ થાય છે તે વસ્તુત ઉચાડુ જ છે ચતુર્વર્ગ ફલ તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે કાવ્ય વડે કરીને રામની પેઠે સદાય શે ચાલવુ, રાવણની પેઠે દુરાચરણે ન ચાલવુ એમ કૃત્ય વસ્તુની પ્રવૃત્તિ અને અકૃત્યની નિવૃત્તિ કરવાનો ઉપદેશ મળે છે"

આમાં બાલાશંકરની લખણ સાહિત્યદર્પણમાંની શૈલીને અનુવાદમાં તો અનુસરે જ છે પણ તે સિવાય એમની પોતાની લઢણ પણ કોઈ સાહિત્યશાસ્ત્રના અભ્યાસીને છાજે એવી છે બાલાશંકરની મસ્તી માટે કવિ ઉમાશંકર લખે છે તે પણ સર્વાંગે સાચું છે પંડિત યુગની કવિતાના ગાંભીર્યના જમાનામાં બાલાશંકરની મસ્તી આમરતી પદાર્થોમાં ધૂમકેતુની પેઠે દૃષ્ટિને ખેંચી રાખે છે શ્રી ઉમાશંકર લખે છે

> "ડાહી ડાહી અમારી કવિતાની કિશ્તિયારી
> કરતી તેં બાલ! ને શી જબરી ફીતુરી!"

ઉપર્યુક્ત શોખ ઉપરાંત બાલાશંકરને પ્રાચીન સિક્કાઓનો શોખ હતો ચંદ્રાવતીની નારિમનો ગુજરાતીમાં અનુવાદ કરવાનો પ્રયત્ન તેમણે કર્યો છે તે ઉપરાંત શાસ્ત્રમાત્રના પારિભાષિક શબ્દોનો સર્વસંગ્રહ કરવાનો તેમનો ખ્યાલ હતો આ બધામાંથી મુખ્ય તો તેમની અતિ આકર્ષક અને લાવણ્યમયી અને પ્રાસાદિક મધુર કાવ્યકલા તેમનુ નામ અમર કરે તેમની મુખ્ય કાવ્યકૃતિઓ ન્યાન્ત કવિ, સૌન્દર્યલહરી, અને ગઝલોમાંથી પણ એમની પ્રતિભાનું પ્રમાણ મળી રહે છે એટલું જ નહિ પણ એમના કાવ્યોનું સંપાદન કરવાની વૃત્તિ મણિભાઈ દ્વિવેદી,

કલાપી, રા. વિ. પાઠક, ન. દે. મહેતા, મ. ક. ઠાકોર, નાનાલાલ, રસિકલાલ પરીખ, ઉમાશંકર, જેવા સમર્થ સાહિત્યકારોને એક વખત થઈ હતી તે હકીકત બાલાશંકરના અપૂર્વ આકર્ષણનું સૂચન કરે છે. બાલાશંકરની કવિતામાં જે મસ્તી પ્રગટ થઈ એને કલાપી અને મણિલાલ જેવાએ અનુકરણનું માન આપ્યું તે નોંધપાત્ર ગણાય. શ્રી ઉમાશંકર એમની કવિતા વિશે આ નોંધપાત્ર વિધાન કરે છે, અને તેમાં એમની મસ્તીનું સુંદર સમર્થન જોવા મળે છે ('કલાન્ત કવિ,' પ્રસ્તાવના, પા. ૪૪–૪૫) કે "મસ્તી વગર કવિતાની ગોગ્ય ભૂમિકા જ સંભવતી નથી. મસ્તી એટલે જગતને – વ્યવહારને સાપ કાંચળી ઉતારીને ફેંકી દે છે એમ ફેંકી દેવાની શક્તિ આવી શક્તિ વગર કવિતાતત્ત્વનો ઉદય અસંભવિત છે, કેમ કે કાવ્ય પણ તે ઘડીએ પ્રસરે છે જે ઘડીએ આ મેળવું, આ છોડી દઉં, આની ઉપેક્ષા કરું એવા વસ્તુમાત્ર પ્રત્યેના ભાવ શૂન્યતા પામ્યા હોય છે. અને આનું જ બીજું નામ મસ્તી! આ સ્થિતિનો સૂફીઓએ આગ્રહ રાખ્યો છે તેનો જ પ્રાચીન ભક્તિમાર્ગીઓએ પણ રાખ્યો દેખાય છે (સરખાવો: નારદનું ભક્તિસૂત્ર, ૮, ૯, ૪૯)......પણ તેની (મસ્તીની) માત્રા ઓછીવત્તી હોઈ શકે છે. જો તેની માત્રા એટલી બધી હદબહારની હોય કે ભાવાવેશમાં માણસ તણાઈ જ જાય તો કવિતાસર્જનને પછી અવકાશ નથી. એ ભાવાવેશ ઉપર કંઈક અંકુશ સર્જન વ્યાપાર માટે અનિવાર્ય છે. પણ એ અંકુશ તે બહારનો નહિ, અંદરનો કવિનિર્મિતિને અનન્ય પરતંત્રા કહી છે એનો અર્થ જ એ કે તે આત્મતંત્રા છે." બાલાશંકરના અનુભવમાં જેટલી મસ્તી છે તેટલી જ એ અનુભવના શબ્દનિર્માણમાં સ્વસ્થતા જોવા મળે છે કવિ પોતે પણ કહે છે:

ગલિત મનડે સ્વસ્થ જ થઈ
અલાપી મે તારા વિરહની વ્યથા જે અનુભવી

બાલાશંકર પોતાના કાવ્યમાં આંતર–અનુપ્રાસ, પુનરુક્તિ,

લેષ, ચિદાકાશમાં રમક્યાં કરે તેવાં શબ્દઝૂમખાં યોજે છે. હૃદયને ટેરવે રમી રહે તેવી રસઘન પંક્તિઓ બાલાશંકરના એક ક્લાન્ત કવિ જેવા કાવ્યમાંથી મળે તેટલા પ્રમાણમાં ભાગ્યે જ કોઈ અન્ય કવિની એક કૃતિમાંથી જડશે એમ શ્રી ઉમાશંકર કહે છે, તેની યથાર્થતા એ કાવ્યના વાચનથી જ અનુભવાશે. બાલાશંકરની કવિતા શ્રવણસુભગ પણ છે. શ્રી. ઉમાશંકર કહે છે, "બાલાશંકરની કવિતા કોમલનાદ અને નાદ-મસ્ત બંને છે. એની લોલવિલોલ લાગણીની મસ્તી નાદની મસ્તીનાં મોજાં ઉપર સવારી કરતી સમ્રાજ્ઞીની અદાથી આગળ વધે છે અને એ રીતે ઉચ્ચથી ઉચ્ચતર ભૂમિકાઓએ લીલામાત્રથી સરકી વિહરે છે. છંદોલય-સંસ્કૃત કવિતાની બહાર આવો જવલ્લે જ જોવા મળે છે . . . બાલાશંકરના જેવો ઉચ્ચારયોગ્ય શિખરિણી કે શાર્દૂલ ગુજરાતી કવિતામાં દેખાયો નથી," છેવટે શ્રી ઉમાશંકર જોશી લખે છે, બાલાશંકરની આવી સિદ્ધિની દૃષ્ટિએ જોઈશું તો દેશવટો જો કોઈએ ભોગવ્યો હોય તો, આ મસ્ત કવિની કૃતિઓ ગ્રંથસ્થ થવાના અભાવે, એક મનોરમ કાવ્ય-સૃષ્ટિમાંથી આપણી કાવ્યરુચિએ જ ભોગવ્યો છે.

શ્રી. સુંદરમ્ 'અર્વાચીન કવિતા'માં બાલાશંકરની કવિતાઓનો પરિચય આપતાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો ગણાવે છે. એમની કૃતિઓમાં શ્રી સુંદરમને મતે દલપતરીતિની રચનાઓ – વ્રજભાષાની રચનાઓ— જેમાં 'પ્રવીણસાગર' જેવી એક મોટી કૃતિ સાહિત્યબિંદુ નામે કાવ્યશાસ્ત્રના ગ્રંથનું સંપાદન કરવાનું કાર્ય બાલાશંકરે ઉપાડેલું અને તેમાં રસ અને અલંકારના દૃષ્ટાંત રૂપે તેમણે પોતે પણ ઠીક ઠીક સંખ્યામાં કાવ્યો રચીને મૂકેલાં — સંસ્કૃત રંગની રચનાઓ ગણાવીને 'ક્લાન્ત કવિ'નું વિગતે વિવેચન કરે છે જેમાંની ઘણી વિગતો આપણે આગળ જોઈ ગયા. ત્યાં સુંદરમ્ કહે છે કે બાલાશંકરમાં કાન્ત જે અવિશુદ્ધ સુરેખતાથી સંસ્કૃત શબ્દો વાપરે છે તે સુરેખતા નથી. જોકે આ ક્ષતિ ધીમે ધીમે ઓછી થતી જાય છે. 'ક્લાન્ત કવિ'માં પ્રિયા, કવિતા અને ભગવતીને લાગુ થતા અર્થોની ચર્ચા કરી તે કેટલેક સ્થળે ઘટતી

નથી, એમ એમનું મંતવ્ય છે. છતાં મસ્તવિરહ શૃંગારના પ્રધાન રસવાળું આ કાવ્ય અંગત ઊર્મિનું નથી. એનાં નાયકનાયિકા સ્વતંત્ર છે. તે રસ-દૃષ્ટિએ ઘણી છટાઓ ધરાવતું કલ્પનાપ્રાણિત ઊર્મિકાવ્ય છે. તેમાં સંસ્કૃતના ઘેરા પટની સાથે સાથે તળપદી બાની અને ફારસી તેમ જ વ્રજભાષાની છાંટ પણ નવનવી ચમત્કૃતિ સર્જે છે. એના કોમલ અને બલિષ્ઠ નાદની મસ્તી અને વાણીના ભાનપૂર્વક સધાયેલ ગુંજારવને લીધે સંસ્કૃતથી માંડીને દલપત સુધીની બધી કાવ્યશૈલીઓનું કલાત્મક રીતે થયેલું સ્વસ્થ આયોજન એમાં છે. અને ઘણા શ્લોકો મુક્તકનું અણિશુદ્ધ સૌંદર્ય જાળવી શક્યા છે.

> ક્વચિદ્ રંગે ઘેરે સરવર લહેરે ઠમકતી,
> ક્વચિત્ જ્યોત્સ્નામાંહી સ્વરણમયિ કાન્તી ઝળકતી,
> ક્વચિત્ પ્રાચીમાંહી શિરમણિ ધરીને રિઝવતી,
> ક્વચિત્ અંધારામાં પ્રણ–તલ્પ ખેલે ખિજવતી.

તે ઉપરાંત નીચેની પંક્તિઓ પણ એની મસ્તીની દૃષ્ટિએ નોંધપાત્ર છે.

> સુંદરતાનો તું છે સાગર, હું કવિતાનો નાગર છું,
> તું અખંડ રસરૂપ, હું ધારક તે રસનો રત્નાગર છું.
> છલબલ મોહ પ્રપંચ જાળની તું ઉસ્તાદ બરાબર છું.
> દુનિયાને દમડીવત્ દેખું હું પણ એ કિમિયાગર છું.

વિષયની નવી જ તાઝગી માટે નીચેની પંક્તિઓ જુઓઃ

> ક્વચિત્ કેસૂડાંની નવકલિ કુસુમાંજલિ ભરી,
> ગુલાલે હે બાલે! અમલ અલકે રંગનિ ભરી;
> વસંતે એકાંતે રમણિય વનાંતે નિરજને,
> રમ્યો'તો હે કાંતે! સરસ નવ ફાગે તુજ કને.

આમાંનો સુચિત શૃંગાર અને તેની સાથે નીચેની પંક્તિઓની

ઊર્મિની છોળ પણ નોંધપાત્ર છે

> મને પૂરૂં તારાં શશિરવિસ્તનોનું સ્મરણ છે,
> અહા! પૂર્ણિમાએ રમણિય પ્રદોષે વન વિષે
> ઉવાડાં મૂકયાતાં મદથિ છકિ નીરચન કરી,
> હરી'તી તે મારી હૃદયમતિને મોહિત કરી

બાલાશંકરની કવિતા પછી ઊર્મિની આ ઉત્કટતા ગુજરાતી કાવ્યમા કનાપીમા કઈક અંશે દેખાય છે બાકી ઝાઝી દેખાતી નથી બાલાશંકરની અનેક લાક્ષણિકતાઓમાં એમના વર્ણનની ઇન્દ્રિયક્ષમતા Sensuousness સૌથી પ્રથમ ધ્યાન ખેંચે છે બાલાશંકરે સુગંધના કેટલાંય મીઠાં આલેખનો કરેલા છે જોકે બધી જ ઇન્દ્રિયોની સંવેદનશીલતા એમના કાવ્યોમાં પ્રગટ થાય છે જેમ કે—

> ઘડી ઘડી ભણકાર ભામિનિ ઉડિ આકાશે આવે છે,
> અનંક અતર ભભકાર સુગંધી લહરિ લટકતી લાવે છે
> પરમ પ્યારિને અંગ સ્પર્શ કરિ આદિ ભની તું ભાવે છે,
> અજબ સુગંધી મ્હેંદીની તુજમાં મજબુત મ્હેંકાવે છે
>
> 'ભણકારા'

બાલાશંકરની કવિતામાં અર્વાચીન કવિતાનો ઉષ કાળ છે એવું મતવ્ય શ્રી વિ ક વૈદ્યે દર્શાવ્યું છે શ્રી સુંદરમ્ પણ એમનાં કાવ્યોમા અંગ્રેજી કવિતાની અસર હોવાનો સંભવ સ્વીકારે છે છતા એ પૌર્વાપર્યની દૃષ્ટિએ ખાસ સ્પષ્ટતા કરતા હોય એમ લાગતું નથી બાલાશંકરનાં કાવ્યોમાં તેમ છતા કેટલાક વિવેચકોએ દોષ પણ ગણાવ્યા છે એમા બાલાશંકરના મસ્તશૃંગારને પરકીયા પ્રેમ ગણીને નવલરામે માત્ર એની નોંધ લેવા ઉપરાંત બીજુ વિવેચન કરવાની અનિચ્છા દર્શાવેલી સ્વ. નરસિંહરાવે પણ કાવ્યનો આલંબન વિભાવ કવિએ કહેવો જોઈએ એવી અપેક્ષા વ્યક્ત કરી છે પ્રો પાઠકે બાલાશંકરનાં કાવ્યોમાં શબ્દભંડોળ મોટું છે છતાં શબ્દોની વિકૃતિ

મોટી છે એમ કહ્યું છે. સંસ્કૃત શબ્દો વાપરવામાં એમણે મોટા અને સામાન્ય રીતે ભાષામાં ઓછા વપરાતા શબ્દો પુષ્કળ વાપર્યા છે, એમ કહી ક્યાંક આખાં સંસ્કૃત વાક્યો કાવ્યમાં મૂકી દીધાં છે, જેમકે सत्य ब्रवीमि प्रिये, त्वाम् पातु मे भारती 'ધરા'ને બદલે 'ધારા' શબ્દ વાપરેલ છે એ પણ એમણે નોંધ્યું છે. એ સ્વીકાર્યું છે કે એમને શબ્દ ઉપર સારો કાબૂ હતો. છતાં કેવળ બેદરકારી અને વેગના પ્રમાણમાં વિવેકની કમીને કારણે એમ બન્યું છે એમ એ નોંધે છે. ક્યાંક શબ્દાલંકારોને ખાતર અયુક્ત કે દુર્ગમ અર્થવાળા શબ્દો પણ પ્રયોજ્યા છે. સ્વ. નરસિંહરાવ પણ આ જ પ્રકારનું વિધાન કરે છે. શબ્દોને તોડવા મરોડવાની પ્રવૃત્તિ તરીકે આ ક્ષતિને એ ઓળખાવે છે. કવિ બાલાશંકર નવલરામના આવા અભિપ્રાયને કારણે કંઈક ગેરસમજૂતીનો ભોગ બન્યા હોય એમ પણ લાગે છે. આ કવિનાં કાવ્યોના સંપાદન માટે અનેક પ્રયત્નો થયા છતાંય એનું સંપાદન ખૂબ ઢીલમાં પડયું એ પણ એક કારણ ગણાય. ગુજરાતના આધુનિક યુગના બે સમર્થ અને ઉચ્ચ કક્ષાના કવિઓ બાલાશંકરને માટે જે અભિપ્રાય આપે છે તે આપણે જોયો એટલે કવિના કવન પછી આટલે વર્ષે ગુજરાતની કાવ્યરુચિ કવિની કવિતા કલા અને પ્રતિભાનું જે મૂલ્યાંકન કરે છે તે કવિની ખ્યાતિ ક્ષણિકતામાંથી શાશ્વતતામાં જતી હોય એમ બતાવે છે.

## ક્લાન્ત કવિ

### શિખરિણી

૧

પુરો પીડાયો હું, પુનિત તવ પ્રેમે ટળવળ્યો,
ત્રુટી આશા મારી, નહિ પુરણ પ્રૌઢારસ રળ્યો,
તજી યૂના મધ્યે ભર રસ ભરેલી રસિકને,
કરી કલ્યાણીને, ફટ ફટ ભુંડારે! ફટ તને.

૨

પુરે વીશે વર્ષે કરમ ગતિથી સ્નેહિ વિખુટો,
કહેવાયો આજે, સતત તવ સંગે રમિ રહ્યો,
મને ભેળે ભેળે સ્વજન પ્રિત પ્રેરી અવરની,
પુરે પશ્ચાત્તાપે વરણવું કથા તો વિરહની.

૩

પુરો પ્રેમાંશી હું પ્રગટ મહિ ચાતુર મહીં,
પુરે પ્રેમે પોષ્યો, રમત મહિં પ્રીતી નહિ વહી,
વહ્યો નાના રંગે, અનુભવ તરંગે, રસ ઘણો,
ખરે! ખોળી ખતિ ખરિ ખલક ખેલ્યો ખિલવણો.

૪

પ્રીતી વીના કોઈ રમત ન રમીઓ રમકડે,
સદા સ્નેહી બાળા સહ સદય ખેલ્યો છું મનડે,
જવા પ્રેમી પંથે, પ્રિતિ થકિ થવાને અનુભવી,
હહા! દૈવે પ્રેર્યો ગિરિવર ગુહા પાવક મહીં.

૫

જડાત્મા માગીના સજિવ કનપી રમ્ય પુતળી,
મને ધારંતો હું પ્રિય પ્રિયતમા સુન્ન નવલીં,
કદી ભાગી જાતી પુતળિ મુજને અશ્રુ ગતાં,
નિરાશા પેનાની, મન અનુભવી બાળવયમાં ૨૦

૬

ખરા પંથો સર્વે, અજબ પ્રિતિનો પથ અવળો,
નિરાશાનાં વૃક્ષે સતત ઘટ ઘેરા જ અધરો,
ખરી પ્રેમી વિદ્યા નથિ નથિ નથી પુસ્તક મહીં,
કટાક્ષે તારાએ જખમિ થયને અતર રહી. ૨૪

૭

થયુ મારૂ તારૂ મિનન શુભ એ દૈવિ ભુમિમા,
પ્રતાપી દેવીના નવ રસ ભર્યા પ્રાંગણસુમા,
રહીને એકાંતે મુજ નવન મે રગ નરખ્યા,
વ્યભીચારી તારા વિવિધ મુજશુ ભાવ પરખ્યા ૨૮

૮

ક્વચિદ્ રગે ધેરે સરવર લહેરે ઠમકતી,
ક્વચિત્ જ્યોત્સ્ના માંહી સ્વરણમયિ કાન્તિ ઝમકતી,
ક્વચિત્ પ્રાચીમાહી શિરમણિ ધરીને રિઝવતી,
ક્વચિદ્ અધારામાં પ્રણુનલય ખેને ખિજવતી ૩૨

૯

વસતી સાલૂડે ક્વચિદપિ સુનીના લહરતી,
ક્વચિદ્ વાયૂ લ્હેરે વ્યજન સુરભીએ મહકતી,
અભીસારે તારા પરખિ મુજ દાક્ષિણ્ય નબળુ,
કટાક્ષે તાકીને મુક્તિ ચપળા બાણુ રમતુ ૩૬

૧૦

ક્વચિદ્ રૂડા રૂપે નવ પ્રણુત શાલી અવયવે,
ક્વચિત્ કુંજે કુંજે છુપિ નયન કોરે અભિનયે,
ક્વચિત્ તારા તારા જગકશ દુશાલે મન હર્યું,
અહા ! તારા પ્રેમે નિરમળ મહારૂં મન હર્યું.

૧૧

થયો જેવો તેવો નહિ હુ તુજનો આશક ખરો,
તને અર્પ્યું મારૂં જીવન, પ્રિતિનો કોલ કરિયો,
રહી મારી સંગે, વિચરિ ભજ, પ્રારબ્ધ અવળે,
ધરી દે' રાજાની કરમ કઠિયારૂં પરજળે.-

✓૧૨

પ્રભાતે મધ્યાન્હે રમણિય દિનાંતે નિશિ વિષે,
છુપી હું આવંતો ગુરૂજન થકી તુજ સમિપે,
મને તારા વીના નહિ જગત વ્યાપાર ગમતા,
સદા પ્યારી તારા મુજ હૃદય કલ્લોલ રમતા.

૧૩

વળી હું આવતો ઘનતિમિરઘોરા નિશિ થવે,
મને સંજ્ઞા જાણી ધ્વનિત તુજના નૂપુર રવે,
જગા જે સંકેતી નિરજન ઉપાધી રહિત જે,
હવે તે તો મારા ચખ સરિત સ્રાવે ગલિત છે.

૧૪

ક્વચિન્ નિદ્રામાંથી ઝમકિ જગવી પ્રેરિ મુજને,
પરા ભ્રાન્તી તારી લઈ જનિ મને રમ્ય સુતને,
તને બોલાવાને સમિપ મુજ સંકેત વનમાં,
અહીં ! ગાજી રે'તા મુરલિ રવ મીઠા ગગનમાં.

૧૫

ફર્યો તારી સંગે મન બહુ ઉમંગે બહુ દિશી,
સદા સાથે રે'તી નવન સુખ દેતી હતિ ખરે,
તરંગો તારામાં હ'ા મુજ કેવુ પિગળતુ,
સુખે વા દુઃખે વા રહતુ રસ પીયૂશ ઝરતુ

૧૬

હવે સભારૂ છુ ગત વિભવ જે મે અનુભવ્યા,
ગિરિ કેરા તુગે અતિશય ઉતગે રસ લહ્યા,
લહ્યા નાના ભાવો સગિન ઉપકંઠે મુજ મને,
પરતૂ તે હાસે સલિન ભરિ લાવે નુનયને

૧૭

મને તો રીઝાવા, તુજ પિયુષ પાવા પ્રિતિ થકી,
જુદા જુદા રંગે નહિ થઈ ઝકી નાટક રિતી,
હુ ગાળી આલાપે અતિ મન બળાપે જ કુમતી,
થઈ મારી પ્યારી તજવિ જિવ સાટે નહિ હતી

૧૮

ક્વચિત્ કેસડાંની નવ કનિ કુસુમાંજલિભરી,
સુનાલે હે બાલે! અમલ અનેકે રગનિ ભરી,
વસંતે એકાંતે રમણિય વનાતે નિરજને,
રમ્યે 'તો હે કાંતે! સરસ નવ ફાગે તુજ કને

૧૯

ક્વચિત્ ચોળી ફડી ભરતિ કુસુમેથી ભરછોકે,
હુ તો અગે અગે છકિ બહુ ગયો તો મદ છકે,
સુજ્યુ નાહી ત્યારે શુ શુ મુજ તણી પાછળ થશે,
નહી મે જાણી તી ગતિ ભવિષની આવિ જ ચશે

૨૦

કરંતી કોકીલા મૃદુ રવ રમંતી સહચરી,
વિલાસો મારાની તુજ સમિપ સાક્ષીભુત ખરી,
રહી આંબા ડાળે નવપ્રફુલ પત્રાંતર વિષે,
ગઈ કોકીલાએ તુજ સહ રહી મૂજ તજવે. ૮૦

૨૧

હવે કોની સાથે મુજ હૃદયનું દુઃખ જાણવું,
મને કીધું નક્કી સહન કરવું અંતર તણું
પ્રિયાની પ્રીતી તે રસિક જન છાની અનુભવે,
નથી રોતી કાંઈ ઘર ઘર ફરી, અંતર રૂવે. ૮૪

૨૨

પુરો હું સ્વચ્છંદી તુજ પ્રિતિશું ફંદી કર થકી,
વિણી વીણી લેતો ફુલ ઉપવનોમાં ફરિ ફરી,
ગુંથી ગોટા મોટા વળિ અવિરલા હાર નવલા
તને મેં કીધા'તા સમરપણ પ્રેમે કરી કલા. ૮૮

૨૩

ધરી પુષ્પો સ્વાંગે રહિ સહ અર્ધાંગે રતિ ભરી,
ફુલી અંગે રામા સગુણિ રૂડિ શ્યામા મદ ભરી,
ઝુલંતી ઝૂલાએ જવ પતિ સહે હું વન જતો,
તને રીઝાવાને મુજ હૃદય ઝૂલે ઝુલવતો. ૯૨

૨૪

હવે કાં બીજી શું હૃદય રતિથી હું ઝુલું પ્રિયા!
તજી મેં પાપીએ પુનિત પદવાળી વિણુ ક્રિયા,
સદા જેની સાથે સુખદુખ તણા આશ્રય લહ્યા,
હહા! તેની સાથે મુજ મન મનોર્થો સહુ ગયા. ૯૬

૨૫

મને લાગે છે આ સહુ અનિ અરૂચીકર મને,
તને સંભારીને નિશ દિન તપે તાપ સુનને,
દશાઓ લાગે છે ભયંકર થઈ છે અવદશા,
ઘણા હૈડે શોકો તુજ મિલનના રે અવધશા ૧૦૦

૨૬

લખીને ચોપાસે જન વિવિધ કલ્લોલ કરતાં,
મ્હારીએ રાત્રી પણનિ તવ સંગે રમતમાં,
હવે ગંદું મારૂં મગજ નભજ્યા ! વિરહથી,
સુધારો લાવીને અતર સુરભીતે અવકથી. ૧૦૪

૨૭

મહાકાળો ગ્રીષ્મે જગત જળતું જોરથિ બહુ,
મ્હારાં સુખોની અકથિત કથા હું શિશિ કહૂં,
હતી મારી પાસે પ્રમદ જલના જત્ર સમિપે,
ખરી મેં સખીતી ધરિ હૃદયને કઠનિ વિષે ૧૦૮

૨૮

વહે સાયકાળે સમિર સુરભી ગર્ભિત ખરો,
વળી વ્હે છે ધીરી ધિરિ ગતિ થકી નિર્મળ ઝરો,
લતાઓ વૃક્ષોની લહકંત કિનારે જલ વિષે,
બતાવો નિર્ભાગી કવણ નિરખી શાંત ન થશે. ૧૧૨

૨૯

અહા બેસી આવા લલિત સુકિનારે સુખ લિધુ,
પ્રિયા ધારી હૈયે વન સુરતનુ મે સુખ લિધુ,
ધરી પુષ્પો રૂડા લલિત લલનાઓ વિહરતી,
નથી ફાટી જાતી કઠિણ મુજ છાતી ન બળતી ૧૧૬

૩૦

કદચિદ્ વાપી વારી અનિશ શણગારી સુરભિથી,
મહાગ વીહારે સતત તુજ ઊપસ્થિત હતી,
હવે આ સંસારે તુજ વિણ મહારે શૂન્ય થયો,
હહા ! પ્યારી મારો પ્રિતિ પ્રતિતિનો કોલ જ ગયો. ૧૨૦

૩૧

મને પૂરૂં તારાં શશિ રવિ સ્તનોનું સ્મરણ છે.
અહા ! પૂર્ણિમાએ રમણિય પ્રદોષે વન વિષે,
ઉઘાડાં મૂક્યાં'તાં મદથિ છકિ નીરંચલ કરી,
હરીતી તેં મારી હૃદય મતિને મોહિત કરી. ૧૨૪

૩૨

હવે આ વિકાળે સતત વસિ કારાગ્રહ મહીં,
સદા રોતાં રોતાં હૃદય ગભરાઈ જતું વળી,
મને માનું છું હું અવર જન પે'રેગિર સમા,
વિના તારા મારા દિન કયમ વિતેરે મનરમા. ૧૨૮

૩૩

સખીઓ યે ભેળી રસિક રસ મેળી સ્મિત કહે,
વધારીતા વેગે પવન પટલો ઊછળી રહે,
ઉચાં ગોરાં મોટાં કઠિણ સ્તન દેખા દઈ રહે,
તને સંભારીને કઠિણ મુજ છાતી બહુ દહે. ૧૩૨

૩૪

વળી હું આપું છું કંઈ કંઈ નિશાની પુરવની,
મળ્યાં'તાં જેમાં તે લલિત સુરતના મંદિર તણી,
શિવાના આસને દુખિ દુખિ થઈ સંસતિ થકી,
ઝાંપ્યો નિદ્રા ધીરે શિર તવ ઉછંગે ધરિ ધરી. ૧૩૬

૩૫

અમો સંસારીથી ક્વણ મૃદુ શબ્દે સુખ કરે,
પ્રિયા વીના મારી કવણ ચિત ચિંતા દુર કરે,
કરે અંગે લેપો કવણ સુરભી ચંદન તણા,
મિઠા આલાપોથી કવણ ઉપજાવે રસ ઘણા. ૧૪૦

૩૬

પણે પેલી વેગી મૃગિ મૃગશું જાતી પ્રિતિભરી,
કરંતી વીહારો પતિશું રમિ શૃંગારનિ ભરી,
મને તે દેખાડી સુચવતિ ઇસારો રસ ભર્યો;
હું એ તારી સાથે સુરત ઝકઝોળે રમિ રહ્યો. ૧૪૪

૩૭

તને જોનાં જોતાં અતિ હરખથી અશ્રુ ગરતાં,
ખુરે પશ્ચાત્તાપે પળ ન પલકે પાણિ ભરતાં,
સવીતા સુકાવે સર સરિત કેરા સલિલને,
ક્વી તારાને તો વિરહ તુજનો વીભુતિ કરે. ૧૪૮

૩૮

સદા શાણા તારા પુનિત પદની આશ કરતા,
પરંતુ તે દીઠા દુખિ દુખિ થઈને રખડતા,
મને કીધો વ્હાલો જનમથિ છકેલી તવ પ્રિતે,
ખરો ઘેલો હોયે તત્ર પદ રજે પોચિ જ શકે. ૧૫૨

૩૯

ઘટા ઘેરી આવ્યે ઘન તણિ છટાથી ચઢિ અદા,
અભીલાષો મારા પ્રથમથિ લહી નાચતિ કદા,
ધરી વીણા કોંધે અનુસરી તહારી ગતિ અને,
મનસ્વી વીચારે મૃદુ સ્વર કરંતો તુજ કને. ૧૫૬

૪૦

કની રાજા હું ને વળિ તુ પટરાણી નૃત્ય કરે,
મૃદંગે બીજો શું શચિપતિ વિના રે ગતિ કરે,
પપૈયા કોકીલા સ્વરપુરક કેવાં મિઠિ થતાં,
વળી વિહીં બહીં દરદિ મૃગ શ્રોતા જન હતાં. ૧૬૦

૪૧

હતો કેવો હું તો અનુરત તહારા અભિનયે,
હજુએ તેના તે સ્વરિત ભણકારા રમિ રહે,
કદાચિદ્ ઊંઘાડંતી કદી છુપવતી અંબર પટે
સ્તનો તારાં જે છે અનુપમ વિધી સંસૃતિ વિષે. ૧૬૪

૪૨

મહાદેવી તારા અમલ નભ ભાલે અનુપમે,
રચી તારા બેંદી મુદિત કરિયો ઘુંઘટ પટે,
હવે નિત્યે રે' છે નયન તુજ વીના જલ ભરી,
તુટી મારી વીણા અધવચ ગયા તાર વિખરી. ૧૬૮

૪૩

ખરી તું તો મારા સરવ દુઃખની શાંતિ સજની,
વિના તારા કેવી વિતતિ મુજની ઘોર રજની,
કરે છે આ ભુંડાં જન ગજ સમી વાત રજની,
અરે તે શું જાણે અકથ પિડ મારા મનજની. ૧૭૨

૪૪

ખરી પ્રીતી તારી અનુભવિ હતી મૂજ દુખમાં,
ખરી પ્રીતી તે છે, અરિ પણ થતા મિત્ર સુખમાં,
પ્રિયા પ્રેમી કેરા વિરહ થકી સારૂં મરણ છે.
મહાદેવી ! મારે તવ ચરણ મોટું શરણ છે. ૧૭૬

૪૫

વિદેશે દેશેથી રમિક જન આવા સમયમાં,
ગ્રહે આવી ગાળે વખત નિત પ્રેમી રમતમાં,
કર્યું છે પાપીએ તદન ઉલટુ કારજ ખરૂ,
કર્યું છે મારૂએ નસિબ ઉલટુ વિર્હથિ મરૂ. ૧૮૦

૪૬

ઝોકેરા વાયૂની અતિ શિતળ વ્હેતી પુરવની,
રૂડી રામાઓ તો સકુચિ વળગે છાતિ પ્રિયની,
મહારી છાતીએ વળગિ હતિ વ્હાલી રસભિની,
દગો દેઈ દુષ્ટે રસિક તરછોડી પુરવની ૧૮૪

૪૭

કવચિદ્ આવીને હુ વળિ શરદ કેરા સરપરે,
છકેલે હુ તારા મદથકિ મહા હસ્તિનિ પડે,
ઉખાડતો રૂડી કમલિનિ પ્રિયા ભૃગનિ વડી,
તને હું મારંતો અરર કૃતિ તે પાપિ જ નડી ૧૮૮

૪૮

ક્વચિદ્ વીલાસાર્થે નવ કમન હાથેથિ ચુટતો,
ધરીને તે કર્ણે નવન અવતસે રિઝવતો,
ખરે મે માન્યુ તું નથિ અવર પ્રેમી મુજ સમો,
હવે કીધુ નક્કી નથિ અવર પાપી મુજ સમો ૧૯૨

૪૯

કરે જ્યારે બીજા શરદ ગત દીપોત્સવિ વડી,
વડી તારા કામે મુજ મનસ દીપોત્સવી હતી,
ગણુતો આ સર્વે મરદ મહરા બાળક સમા,
વયે નાનો તોયે અનુભવતણી મોટિ વયમા ૧૯૬

૫૦

બિજા જ્યારે પ્રીતે પુજન કરતાં ભારતિ તણું,
મને મારે હું તો હસિ હસિ અને મશ્કરિ ગણું,
કરે છે તે પૂજા સરસ્વતિ પ્રસાદે સુખી થવા,
અધીરાત્રી તેની મુજ પ્રિય થઈ, પૂજું શું હવા. ૨૦૦

૫૧

વળી જે હેમંતે તુજ સુરત કાન્તે રમિ રહ્યો,
અહા તેને અંતે કમલ મુખડે સ્વેદ કરિયો,
રમી આખી રાત્રી શ્રમ શિકર બિંદુ ટપકતાં,
થતી કેવી શાંતી અમિત મુખમુદ્રા નિરખતાં. ૨૦૪

૫૨

હતો તારી સંગે દિન ઝટ વહી તેથિ જ જતા,
થતું શું સંસારે લગિર પણ વીચાર ન થતાં,
હવે લાંબા લાંબા પ્રહર વિતિ કેમે નથી જતા,
કહેવાશે આવા દિન સુખી મહારા વળિ હતા. ૨૦૮

૫૩

હશે યોગી મોટા જગતનિ મહીં યોગ સધના,
કદાપી હું તારો મન નવ ગણું છો રખડતા,
સમાધી લાગી જે સહજ તવ પ્રેમે મુજ તણી,
ખરે તે મારી છે સતત દઢ મોક્ષે નિસરણી. ૨૧૨

૫૪

કર્યું છે મેં પ્રીતે ત્રિવિક્રમમાં સ્નાન સઘળું;
પછી તો માનું છું પુનિત પગ વારી હું નગણું,
સદા તારા નામે નિરમળ મને માળ ભજું છું;
'પછી એ કહેતા છો તુજ મુરતિ વીના નિરખું છું. ૨૧૬

૫૫

મને શ્વાસોશ્વાસે તુજ રટણ ચાલંતું સમજું,
ધવાયા હૈડાએ મલમરૂપ થાતું જ પ્રમજું,
વડી મારે શરિ ઈશકધુનિ લાગી તુજ તણી,
ન કોઈ દેખતો જગ મદિ શકે તે જરિ હણી. ૨૨૦

૫૬

પ્રભાતે વાયૂની લહરી રમિ રે'તી ધિરિધિરી,
બ્જ્રીહારી તારી રૂડિ નિરખતો આંખલડિની,
ધિમેધીમે અધીં મિચઈ જતી તે સ્યામલડિની,
મહારીએ પ્યારી અરધિ સુતરંગે ઉઘડતી. ૨૨૪

૫૭

કવચિત્ ના જાણુતા રસિકરમ જેવી ભજવતી,
છુપીને ડાબતી મુજ નયન શીગા કર થકી,
અરે એવી લીના અનુભવિશ કે હુ ફરિથિ શુ
ગયા રે તે દીનો મુજ નસિબમાં હોય સુખ શુ ૨૨૮

૫૮

થઈ છે જે પ્રીતી નહિ અવરશુ તે ફરિ થશે,
ગઈ જે પૂર્વેની નહિ નહિ મઝા તે જ મળશે,
વહી જે સુગધી તવ અલક લ્ટેરી ન વહશે,
રહી મારી આશા અધવચ ફરી તે ન ફળશે. ૨૩૨

૫૯

પરતૂ આ ખોટા અફર ઉભરા છે જ સઘળા,
પડુ હું શે મૂખે અઘટિન કર્યે તે નિરમળા,
કદાપી જો ભાગરે ફરિથકિ મળુ ઈષ્ટ સુરતી,
ક્ષમા માગુ પાછો મુજ કર રહી એજ યુકતિ. ૨૩૬

૬૦

કહાં એવું હોયે મુજ સબળ રે દૈવ ઊલટું,
મળું ક્યાંથી પાછો યદપિ વન અંતે હું રખડું,
વળી કુંજે કુંજે અતિસ મન આતૂર રઝળું,
પરંતુ ક્યાં છે તે દિન જગત કારાગ્રહ તજું. ૨૪૦

૬૧

હરે છે આ મારી કુલ યુવતિયો ધીરજ સહુ,
કુચે કંપીતાએ શિતળ શિશિરે શું દુખ કહું,
સ્મૃતી તે આપે છે વચન તવ વક્રોક્તિનિ બધી,
વળી મારા રેકી તત્ર પ્રિતિશું પ્રત્યુત્તર તણી. ૨૪૪

૬૨

કંઈ ઊભી બાગે ભરિ સુઅનુરાગે તરૂણિ ને,
મુકીને અંગૂલી અધરપર ધારે રસિકને,
વહી આવી જોરે નભસુત ઉછાળે વસનને,
છુપાવે સંકોચી કરકમલથી લાજિ તનને. ૨૪૮

૬૩

કદી કોઈ જાણે મુજ વિષય આસક્ત પ્રકૃતી,
અરે એવી વૃત્તી નથિ નથિ જ સ્વપ્ને મુજ કદી,
લિલા એવી મારૂં મન પરખવાને સુચવની,
કહેતો હું ટેકે તુજ વિણુ નવૃત્તી કદિં જતી. ૨૫૨

૬૪

અભીમાની પૂરો લપટિ તન તું તેયિ જ હતો,
મને બીજે વ્હાલી મન કંઈ અનીવાર્ય ન હતો;
પડી એકે છૂટો તત્ર પ્રિતિ નિશાણી નહિ હતો,
નહીં જાણુતો હું ચિચિર ચિન કર્યાઈ વેદિ જતો. ૨૫૬

૬૫

વિલાસી કે'વાતા શિશિર મધુપાને રતિ ધરે,
હું તો બારે કાળે તવ પ્રિતિ શરાબે મદિ ખરે,
પરંતૂ શું એવા જન સદ મહારી જ તુલના,
મળે પગે ક્રોડે મુજ મધુ તણો એક કણું'ના. ૨૬૦

૬૬

ન મારે હીસાબે યદપિ શિવ મોટા જગતમાં,
થયું શું તેમાંહી યદપિ પિધું હાલાહલ મહા,
નથી લાગી આશા યતિ અજનમા સાહસ કરે,
પિધું મેં પ્રેમાશી જગત જનમી પ્રેમ વિષ છે. ૨૬૪

૬૭

સદા મેં રાખીતી સબળ ગુઢ આશા મન મહીં,
નિરાશા જે હામે નસિબ ઉલટે મેં અનુભવી,
રહેવાને સાથે શુચિ નરમદા પુણ્ય નિકટે,
હવે એકી મારૂં મન કલિત ક્લેશેથી ભટકે. ૨૬૮

૬૮

હવી રાજા તોયે મનનિ અભિલાષા વડિ હતી,
પ્રતાપી યાત્રાને જગતનિ મહીં ચક્રવરતી,
અરે પૂરી આશા ફળિભુત થવા વાર ન હતી,
તુટયો તંતૂ માલા શુચિ મણિ તરંગોનિ વિખરી. ૨૭૨

૬૯

હુએ કેવો મૂર્ખો ભવિષ સુખને નિર્મિત કર્યાં,
તથાપી તે કાંઈ સુચન કરવા ઇચ્છું અહિયાં,
કદી કોઈ કાળે નસિબ ઉઘતું જાગ્રત થશે,
તદા ભ્રાન્તી કાંઈ ફરિથિ અવલોકેથિ રહશે. ૨૭૬

૭૦

સદા નિર્બાધે હું વિચરિશ મહીમંડલ મહી,
અધી ગર્જશે મારા મુજ ગુ પટરાણી સહ રહી,
હશે મોટા ગજા વશ કરિશ મારે શમ થકી,
વિભૂતી તો મારે નૃપતિનિ હિસાબે કંઈ નથી. ૨૮૦

૭૧

અતી ચિંતાગ્રસ્ત નૃપતિ બહુ દેખુ છુ જગમા,
તથાપી તે સુતા કુસુમશયને તે પ્રજળતા,
સુશુપ્તીમાં શીતા શયનથિ ઘણા માહ ગહરી,
સદા વ્હેશે મારી નિકટ પરમાનંદલહરી ૨૮૪

૭૨

પ્રજા મારી થાશે વિવિધ પશુ પક્ષિ રસિકડાં,
વડાં જે છે પ્રેમી જનમ પ્રભૂનીથી રસભર્યાં,
પપૈયા કોયીના મૃગ મયુર ઇત્યાદિ સ્વખગાં,
રહેશે નિત્યે તે સતત મુજને આશ્રય થયો. ૨૮૮

૭૩

રહે બીની નિત્યે નૃપતિ ચિતમાં રાજ્યતિનિની,
પ્રજા કોઈ ક્યારે ઉલટિ થઈ જાવે પ્રભગની,
મને તો તે ચિંતા કવચિદપિ ન સ્પર્શીને કરશે,
પ્રજા પ્રેમી મારી મુજ મહિ અનુરક્ત રહેશે. ૨૯૨

૭૪

અધૂરા જે થશે સહજ સહજે તે સહિ ઉઠે,
સદા પ્રેમે પૂરા સરદન નહીં ક્ષતિ જ કરે,
રહે પ્રીતિ તેની સતત વળગી પ્રેમિ જનમાં,
રહે બીની કોની પ્રિતિ વશ પ્રજા કેરી મનમાં. ૨૯૬

૭૫

વળી પ્રેમી જોડી રતિ કલહથી મુજ સમિપે,
લડી આવ્યે કોઈ દઈશ પ્રિતિનો ન્યાય સુમને,
સદા તેમાં તારા મન અનુકુલે હું વરતિશ,
મહાસ્ત્રી આપ્યું હતું વચન તે હું શું પળિશ.

૭૬

સદા રક્ષાએલો રહિશ રખવાળે મહગણે,
અનિ આધી વ્યાધી વળિ બહુ ઉપાધિ મુજ હણે,
રહેશે સંતોષે અમિત પિયુષે શાંત ચિત, જે,
બળતું છે જોરે જગત અપવાદેયિ ભડકે.

૭૭

તહારા પ્રેમીને જગત થકિ શું લાંછન નડે,
મને નિંદાથી તો મુગ્ધ જન જો આવિ કનડે,
કદાપી હું ભૂલું નહિ; નહિ નહીં વૈર લગિરે,
પણે મારે તેના કરિશ તવ શાંતી હું રુધિરે.

૭૮

પછી પંખો નાખી સમિર સુરભી શાંત કરશે,
પછી પીડા શી છે નિરમળ થઈ ચિત્ત ઠરશે,
પછી ઊંડા આડા લય સમય વીચાર ન થશે,
પછી તારી સાથે તુજ સુરતમાં કાળ વહશે.

૭૯

અરે સર્વે મારી દૃઢ સુઅભિલાષા ત્રુટિ પડી,
મહારે દુષ્કર્મે દિવસ થકી જે તું છુટિ પડી,
પડી ભાગી મારી ચણિ જ હતી ઈમારત વડી,
અરે મેં ખોઈ છે સગુણ મણિમાળા જડિ હતી.

૮૦

હવે મારી પાસે સ્તવન વિણ ના સાધન કંઈ,
પ્રિતે આલાપું છું નિરમળે મને શાંતિથિ રહી,
કદાપી હું પામું ભગવતિ તહારી ફરિ કૃપા,
નકી તારે ચિત્તે લહિશ સઘળી માહરિ વફા. ૩૨૦

૮૧

નથી જે વેદાંતે, નથિ સ્તવન પૂજા નિયમમાં,
નથી પૂરાણોમાં, નથિ ગમન યાત્રા વિષયમાં,
નથી નીતિ માર્ગે, નથિ અધિક વિજ્ઞાન રણમાં,
વસ્યું તે આવીને ફળ અમિત તારા ચરણમાં. ૩૨૪

૮૨

નથી ભૂર્ભુવોમાં સ્વર મહ જનોમાં તપ મહી,
નથી સત્યે લોકે, નથિ નથિ નથી ભર્ગનિ મહી,
નથી યોગી કેરી હઠ જનિત સિદ્ધી તણિ મહીં,
વડી મોક્ષે સિદ્ધી તવ સુચરણે આવિ જ રહી. ૩૨૮

૮૩

થતા સ્નેહી મારા નિરધન અતી ઇંદ્રનિ સમા,
મદાંધો વાસે છે, તવ સ્વરગના રમ્ય વનમાં,
ખગોળે ખેલે છે અગમગતિ જાદૂગર વડા,
સદા બ્રહ્મા વિષ્ણૂ શિવ પ્રભૃતિ તો દ્વાર જ ઉભા. ૩૩૨

૮૪

સદા જેને શીરે તવ પિયુષધારા વહિ રહી,
સદા તે સ્નેહીને શુચિ સરિતથી પ્રાંમણ વહી,
નહીં તેને અંગે જગત વ્યવહારાગ્નિ અડશે,
સદા તેને ચિત્તે ઉદધિ પરમાનંદ વહેશે. ૩૩૬

૮૫

રહ્યા બાંધ્યા તારી અલકલટની સાંકળ વડે,
કદી તેને કોઈ નહિ જગતમાં બંધન નડે,
અહાહાહા! કેવો અજબ અનિ છે એ જ કિમિયો,
પળી આડે પંથે પલકનિ મહિં મોક્ષ મળિયો. ૩૪૦

૮૬

કૃપાશીલા તારા ચરણ સુરભી કામ સમ છે,
કહે તેને શાની લગિર પણ રિદ્ધીનિ ન્યુન છે,
ઉપાસી તારા જે તવ ચરણ દષ્ટી ધરિ રહે,
નકી તે પોંચે છે અવિચલ પદે શું પછિ ચહે. ૩૪૪

૮૭

કદી દૈવિ પ્રાણી અનુભવ લહે જો ઉમળકે,
કદી દૈવિ જ્યોતી ક્ષણ તવ કટાક્ષેથી ઝળકે,
ઉઘાડે છે જ્યોતી અગમગત તે અંધ જનની,
કૃપા તારી પામે અવયવ ક્રિયા ક્યાં પછિ રહી. ૩૪૮

૮૮

મહાત્મા આંજે છે પદરજ તણો તારિ સુરમો,
વિકારી દષ્ટિને શિતળ કરવા આંખ મહિં તો,
સદા ઇચ્છે પ્રેમી તવ ચરણથી દોહદ થવા,
ફુલે અંગોઅંગે અમર ફળની મોજ મળવા. ૩૫૨

૮૯

રહે શોકી તારા વિરહિ જનને શોક ન નડે,
ઘવાયા તારાથી પ્રબળ જનને ઘાવ ન અડે,
પડ્યા તારા ફંદે ફરિ અવર ફંદે નહિ પડે,
અડ્યા આવી દ્વારે અપકિરતિનો રંગ ન અડે. ૩૫૬

૯૦

અરે મારી કાં તો અપક્રિરનિનાં ગાન ગજવો,
ફરી ચોરે ‘ચૌટે ઘર ઘર પતાકા ફરકવો,
નથી ચિંતા કાંઈ નથિ ક્રિરનિષ્ઠ્ચ્છા સ્વપનમાં,
ફસ્યો જેની પ્રીતે સતત શિલવાળી જગતમાં. ૩૬૦

૯૧

તહારી કીર્તિનાં શુચિ કવન જેના કરણમાં,
પડે તે પામે છે મુરખ યદપિ મોક્ષ જગમાં,
વિલાસો કીર્તીના તવ પુનિત જેને મુખ વસે,
સ્વી તારાને શું ફળ મળિ શકે કોણ કથશે. ૩૬૪

૯૨

અરે એથીએ હું પ્રિયતમ થયો તે શું શું ચહું,
ક્ષમા તારી પ્રત્યે મુજ વચનના ભંગનિ ચહું,
ફરી તારી સાથે રસમય નિરૂપાધિયિ રહું,
ખરી પ્રીતીછાળે હૃદયગત આનંદયિ વહું. ૩૬૮

૯૩

પછી કોઈ કાળે ક્ષણિક વપુના બંધ વિખરે,
રહે તું પાસે ને નજર વપુ તારા પર રહે,
તજી સંસારાબ્ધી સતત દુખવારીયિ પુર જે,
રહે આશા તારા સ્વરૂપ મહિં ચૈતન્ય વિચરે. ૩૭૨

૯૪

મને કીયા વાણી થકી કંઇ કંઈ જે કૃત્ય થતાં,
પ્રિતે મેં તે સર્વે સમરપણ તારે પદ કર્યાં,
કદાપી તે કાંઈ દુષિત અણજાણ્યા યકિ હશે,
ખરા પ્રેમીનાં તું વચન નહિ ના દોષ ગ્રહશે ૩૭૬

૯૫

હશે જે શૃંગારી કવન સમજે તે યુવતિનું,
કવીતાવીલાસી જન સમજશે તે કવિતનું,
હશે જે વૈરાગી ગ્રહણ કરશે મોક્ષપદનું,
ખરૂં શું છે તે તો સરવ મન મારે સમજ્યું છું. ૩૮૦

૯૬

કવીતામાં જેની સુમતિ ગતિ નીરંતર રહે,
વળી જૂદા જૂદા ફ્રિ જગતના રંગ નિરખે,
વળી જેને ભારે વિપત મુજ જેવી શિર પડે,
રહે પ્રેમે દાઝયો મરમ જન તે માત્ર સમજે. ૩૮૪

૯૭

ખરી સારી મિત્ર ગરજ અરિની જે સમયમાં,
રહી રંગે ભીની વળગિ મુજને ટેક પ્રિતમાં,
રહી છૂપાં કીધાં સરવ મુજનાં દૂર દુખ જો,
સદા તેને મારી હૃદયગત આશીશ ફળજો! ૩૮૮

૯૮

કૃતઘ્ની એવો જે સમરણ વિષે મિત્ર રહશે,
દયાળી પ્રીયા તે ચિત નહિ કદીએ વિસરશે,
બતાવા બન્નેને ઉચિત બદલો પાછિ ભૂળજો,
અને તે વ્હાલીને હૃદયગત આશીશ ફળજો. ૩૯૨

૯૯

ઉગ્યો આવી સામે શશિ ગ્રહ ચતુરે ભુમિ મહી,
પુરી પૂર્ણિમાની શુચિ શરવરી ચૈત્રનિ વહી,
પુરે પ્રેમે તારા ગલિત મનડે સ્વસ્થ જ થઈ,
અલાપી મેં તારા વિરહનિ વ્યથા જે અનુભવી. ૩૯૬

૧૦૦

વધારે શું કે'વું દિલ દુખ સહેવું ધૃતિ થકી,
મળાશું મેળાવે જન જગપતી ધારિ દિનથી,
નહીં તો તું જાણે વિરહ તુજનો આ શું કરશે,
બળી દીને દીને ઝુરિ ઝુરિ અને વાલ—

---

શતક મણીરૂપ તત્પદ વાણી સમજે જંન રસાળ,
હોય ગમાર જે ગપરૂપ સમજે સાચો સ્નેહી વાલ.

[હરિપદમાલા]

# હરિપ્રેમપંચદશી

## દીઠી નહીં

### રાગ સોરઠ–તાલ ગઝલ

[ 'ગઈ ચક્ર –અન્યક જો હુવા પલટ ના તો દિલમે
અપને કરાર હય '–એ રાહ ]

બલિહારિ તારા અંગની ચંબેલિમાં દીઠી નહીં,
સફ્તાઈ તારા દીલની મેં વજ્રમાં દીઠી નહીં. ૧

મન માહરૂં એવું કુળું પુષ્પપ્રહાર સહે નહીં,
પણ હાય ! તારે દિલ દયા મે તો જરા દીઠી નહીં. ૨

એક દીન તે અલકાવલીમાં દીઠિ'તી મુખની છબી,
પણ ગુમ થઇ ગઇ તે ગુમાની, ત્યારથી દીઠી નહીં. ૩

એ કંઇ જરા કર શોચ કે મારી ઉપર શાને ગુમાન ?
મેં દેહ અર્પ્યો તોય પણ, દિલદારને દીઠી નહીં. ૪

ગૂમાનિ તુખરાબાજ ગોરી સુંદરીઓ મન હરે,
પણ કોઇએ એ યાર સમ તુજ સુંદરી દીઠી નહીં. ૫

એ પીર વિરહી ખોળવા તુજને જગત કંઇ કંઇ ભમ્યો,
ગિરિવર ગુહા કે કુંજ કુંજે તોય મેં દીઠી નહી. ૬

બાગમાં અનુરાગમાં કે પુષ્પના મેદાનમાં,
ખોળી તને આતુર આંખે, તોય મેં દીઠી નહી. ૭

સરખાવિ તારૂં તન મેં, ખોળી ચંમેલી વનમાં,
પણ હાય ખૂબી આજની કરમાઇ કાલ દિઠી નહીં. ૮

તું તો સદા નૂતન અને આખું જગત નિત્યે જુનું,
મિથ્યા પ્રપંચે ક્યાં થકી તું ! તેથિ મેં દીઠી નહીં. ૯

તું તો ખરી જ્યાં પ્રેમ પૂરણ, પ્રેમિનાં કાળજ બળે,
એવી દયા તો એ ! ગુમાની, મેં કહીં દીઠી નહીં ૧૦

મુખચંદ્રમાં મેં દીઠિ છે આખી છબી આ જગતની,
પણ આખરી મુજમાં વસી તું, તેથિ મેં દીઠી નહીં. ૧૧

એ કાળજાની કોર શાં કામે હવે તો થઇ ચુકી,
મેં તો પ્રથમ કાપ્યું સુપ્રેમે, તોય મેં દીઠી નહીં. ૧૨

કોઇ દેવ આવી કાનમાં દે છે શિખામણ પાંસરી,
આ જગતની જંજાળમાં ચતુરાઇ તો દીઠી નહીં. ૧૩

જ્યાં પ્રેમ મારો જળાહળે, ત્યાં તેં દિધો બદલો ખરો,
તો આ જગત છોડયા વિના, મુક્તી મિજી દીઠી નહીં. ૧૪

એક દીન મળશે તે અધરસુધા સબૂરી બાળ ધર,
હાં એ બધુંએ છે ખરૂં, પણ હાલ તો દીઠી નહીં. ૧૫

## સૌંદર્ય

### શાર્દૂલ

હું છું શકર તું સતી શિરમણી સૌંદર્યધારાવતી,
તું છે પ્રેમળ મારિ નિશ્ચલ સખી પ્રેમે સમાધિસ્થિતિ,
તારે છે મુખ ચંદ્રમા મુજ શિરે ચંદ્રાર્ક સારસ્વતી,
હાં હાં જોડ સમોવડી મળિ પ્રિયે વિદ્યાપતિ શ્રીમતી. ૧

જેણે એક જ બિંદુપાન કરિયું સૌંદર્યધારા થકી,
રે! તે પ્રાણિ તણી ગતી અવર શી તર્શી સદાયે ગતિ,
રે! ક્યાં કાન્તિ પટાંચલે લપટિને સંસારમાંહી રમે,
રે! ચંદ્રાનન દર્શનાર્ત્ત સ્વમતી ચારૂ ચકોરી ભમે. ૨

તે શ્યામા અલકાવલી સઘન કુંજે રમ્ય ગુંજારવે,
આ ચિત્તભ્રમર પ્રકામિ તુજનો ભ્રાન્તી વિના જે ભમે,
હા હા! દૈવવશાત્ વિયોગિ જિવ એ ભોગી ભ્રમે ભ્રાન્તિમાં,
રે! એકક્ષણ પુષ્પ ગુંફિત લટે દે લેટવા શાન્તિમાં. ૩

ધારા ઊપર હું પદેપદ સખી! તારા વિચારો ધરૂં,
આધારે તુજ મૂર્તિના નયનથી સંસારમાંહી ફરૂં,
ભાનૂ રોહિણિનાથ તારિ નજરે બોલાવું જો સાક્ષિયે,
સાક્ષી અંતરશુદ્ધની ખરિ પુરે સત્ય બ્રવીમિ પ્રિયે. ૪

ભાનૂ દ્વાદશ ચંદ્ર કોઈ દિવસે જો પાંશુમાં રોળશે,
વારી માંહિ વસુંધરા ક્વચિદપિ સ્નેહેથિ અગોળશે,
નાના સજ્જન પ્રેમ નાવ તરણી કિંચિત્ ક્વચિત્ ગર્હશે,
મારી ટેક શુચિ ધ્વજા પ્રલયના પાથોધિમાં ફર્કશે. ૫

વૃષ્ટીના શ્રમથી વિનિદ્રિત પ-ક્ષળ પ્રશાન્તિ ગ્રહે,
સંસારી જનમાન નામ રૂપમાં ના ભેદ કાંઈ રહે,
કાન્તે કોઇ દિને દિનેશ કિરણો જ્યારે તમે તર્જશે
મારો નાદ 'તુહી તુહી' સઘન જો શૂન્યાત્મમા ગર્જશે ૬

યોગી માન લહે ટચાક મનમાં શારીરિકી ભ્રાન્તિમાં,
ત્વન્મુખ-દર્શન જો મળે શરીરની શું સાર છે ક્ષાન્તિમાં?
જેનો પાર જડે ન કોઈ મથતાં પ્યારી ચતુસ્સિન્ધુમાં,
તે મે રત્ન ખરેખરૂ પરખિયું તારા સુગ બિન્દુમા. ૭

મારૂં મન હરી જવા મન કરે મગ્નાનની છોરિયો,
પાયે છે મદિરા મને કંઈ અટકચાળી ભલી ગોરિયો,
સીમા સાગરપાર ધૈર્યધનને લેવા કરે લાલસા,
કયા છે રે! પણ ચિત્ત સોંધુ સફેર, ના ના લગારે નિશા ૮

આવી પ્રેમગ પ્રાણહંસ પડિયો આ દેહને પંજરે,
પ્યારી શબ્દ વિના નથી કંઈ પડ્યો તોયે રહ્યો જંજિરે,
ક્યારે પંજરબંધ પૂર્ણ છૂટશે કે ચિત્ત આશા ધરે,
ઊડીને પદ પંકજે રસ ભરે કલ્લોલ કામી કરે. ૯

પ્યારી આજનિ કાળરાત્રિ કરતાં રાત્રી હજારો વહી,
જોતા વાટડિ રોજ રોજ તુજની નિદ્રા ન નેત્રે રહી,
અંગોઅંગ મળ્યો ન સ્પર્શ, હું વહ્યો છું વિરહના સાગરે,
સાચું કહે અપરાધ શો પ્રિય કર્યો છે રંક આ નાગરે ૧૦

હું છું નાગર જાન તું નયનણા કલ્લોલમાં ચાતુરી,
હું છું પૂર્ણ કલાધર પ્રગટ તું વિદ્યા ચકોરી ખરી,
હું અર્પું કવિતા મધુર તુજને તું સૂજને સુખને,
ભારે અમૃત ઘૂંટડા! નવિ નવી નિત્યે કવીના બને. ૧૧

મારી કોમલ નાદમસ્ત કવિતા સારંગિમાં 'સૂણ રે,
પાયે નૂપુર 'તાલ આપિ મદિરા આનંદમાં ઘૂમ રે,
જ્યાં જ્યાં માન પડે તું મસ્ત થઇને ત્યાં વાહવા બોલ રે,
આલાપું મૃદુ તાન, કંઠ મુજને વેલી થઈ ડોલ રે. ૧૨

જન્મ્યો કાંઇ નથી જગત્ રિઝવવા દર્કાર શાની ધરૂં ?
લેખ્યો લેખ નથી લલાટ પટલે કે નિત્ય સેવા કરૂં,
જન્મ્યો કાંઈ નથી ભવાઈ ભવને કે ઢોંગ સારૂ ઘડ્યો,
સ્વચ્છંદી પણ ફંદી માત્ર તુજનો હા; બાલ પાયે પડ્યો. ૧૩

પ્રેમી પ્રાણિ તણી મહા પ્રણયિની સંપૂર્ણ કામેશ્વરી,
કોટી અર્ક સમ પ્રભા મુજ તણા જે ચિત્ત સ્થાનેશ્વરી,
જેના અંશ થકી છું ઉદ્ભુત થઈ તું મારિ પ્રાણેશ્વરી,
તે દેવી નિત નિત્યનૂતન સદા त्वां पातु विश्वेश्वरी. ૧૪

એવી સુંદર મોહિની અહહહા ! કામી પિતાને કર્યો,
શું આશ્ચર્ય કદાપિ મોહિત થઈ હું શર્ણ જેને ઠર્યો ?
સર્વે સાક્ષર નમ્ર ભાવિક જનો, જેના રહે આરતી,
તે દેવી નિત નિત્ય મંગલમયી त्वां पातु मे भारती. ૧૫

** મૂળ 'સ્નેહાલાપ' શીર્ષકથી જે કૃતિ 'વિવિધજ્ઞાનદર્શક' (વર્ષ ૧, અંક ૩, સપ્ટેમ્બર, ૧૮૯૪)માં છપાયેલી તેમાં ઉપરની કૃતિના ૧ થી ૧૪ શ્લોક ઉપરાંત નીચેના શ્લોકો હતા :

જે વાણી વદતો હતો સ્વજનમાં તે વાણિ મારી ગઈ,
વક્ત્રાર્વિંદ વિલોકિ કાવ્ય લખતો મારી છટા તે ગઈ,
જે વીણા વદતી હતી સ્વર મિઠા તે વૈરિ પૂરી થઈ,
मद्रे त्वद् विरहाद् विलोक्य दशा का मे निराशामयी। ૧૬

જો કે આંગણ એક દૂર સજની સંયોગ ગોષ્ઠી કરે,
પામુ ના ક્ષણ એક મિષ્ટ ન સુધા જે મિષ્ટ બિમ્બાધરે,
યાચું કંપિત ગાત્ર આ વિરહના જે ચંદ્રબિંબાંકુરે,
પ્યારી કોસ હજાર તો જીવનની રે કોણ આશા પુરે ? ૧૫

ના ના સજ્જન કોઈ મારી પરનો ઊનાર બિંબાધરે,
પીસ્યો તો મુજને કહી ખબર છે પ્રાતરૂ સમીરે ખરે,
એ તો હું જ સહુ તમામ નુખગ તારાં, ક્ષણે જે ફરે,
રે એ છોડ ગરીબને કઈ મને બિંદુ સુધાનું ઝરે ૧૬

તું પૂજે નહિ કોઈ દેવ, ન પુજૂ હું કોઈ દેવી અને,
તું દર્શે દિન ના જ શર્વરિ મને કાળીમ્રશાળીમને,
તું મારી દિનગર્ભિમા હું તુજનો, કેવી સ્પૃહા સાંપડી,
આનંદે ઉભરી અહો રસભરી અન્યોન્યની ગોરડી ! ૧૭

શ્રી સૌભાગ્યનણી સુશીન સજની જે માહરી સેખણી,
નારી નામ તમામ ત્યાગ કરતા એકામિની સંગિની,
કલ્પાન્તે સુખદુખની સહચરી પ્યારી તજી આન્થી,
હાવા કેમ નથી અનન્ય તુજનો શાને રહુ લાજથી ? ૧૮

લક્ષ્મી ચચન રોજ જૂગન કરી મંદીર મારે ધમે,
તારે જાવક પાય ચારુ રચવા આશાયિ લાક્ષારસે,
હું એવો નહિ પેસવા દઉ કદી મંદીર મારે રહી,
પૂછે કોઈ કુંરતાઈ કમતાના પાણિ પગે રહી. ૧૯

[ અપૂર્ણ ]

## નાદાન બુલબુલ

### ભૈરવી ગઝલ

('મહોબ્બત ગેરસે તેરી છુડા દે યા રસુલુલ્લા'–એ રાહ)

ઉડો નાદાન મન બુલબુલ, રહો ગુલઝારમાં ના ના,
વફાઈ એક પણ ગુલની દિઠી ભર પ્યારમાં ના ના. ૧
સુણાવો ગાનની તાનો જઈને દ્વાર દર્દીને,
અરે બેદર્દિના દર્દે રહો દરકારમા ના ના. ૨
રહો જ્યાં ચંગ ને ઉપગ વીણા નાદ વાજે છે,
ઘડી આ બેવફાઈના રહો દરબારમાં ના ના. ૩
કદાપી રાતભર રો તું સહી શરદી ગરીબીથી,
પરંતુ બોલ એ પ્યારે જુલમગારે દિધો ના ના. ૪
સુકાશે તાહરૂ ગુલઝાર પણ જ્યાં ગ્રીષ્મ આવે છે,
પ્રજળશે વિશ્વ વહ્‌નીથી, રહે તુજ પાખડી ના ના. ૫
અકોમળ પાંદડી ઉપર ઉન્હાં અગ્ની થકી તારાં
અરે અફસોસ આંસૂએ અસર કાંઈ કરી ના ના. ૬
અભોળા પ્રીતમે તારી દશા કેવી કરી ભારી,
કરૂણાથી રડી ગાતાં નજર કાંઈ કરી ના ના. ૭
પુજારી થઈ ચઢ્યો દ્વારે અરે તે દ્વારમાં તારી,
કતલ કરતાં ખરે પ્યારે અસર કાંઈ કરી ના ના. ૮

નથી અડકાતું ચૂંટાતું ફરે ફેરા તું પછવાડે,
ગરીબીની ગુમાનીએ ગરજ કાંઈ ધરી ના ના. ૯

અરે એ પ્રીતમાં આખર ન પ્રીતમ પ્રેમિ પરખાશે,
જશે ગુલબંધ વન થાશે ગુજર અંદર થશે ના ના. ૧૦

રૂવે તું રાતમાં જ્યારે હસે ત્યારે ગુમાની ગુલ,
અરે એને દિલે દૈવે દયા પેદા કરી ના ના. ૧૧

સુગંધી વાસમાં દિદાર મફત છે જન્મથી તેમાં,
ન બાકી બોલની રાખી કૃપણુતામાં જરા ના ના. ૧૨

વિધીના ઊલટા અંકો સુવર્ણે ક્યાં થકી સુરભી?
તને કોમળ અહો મન કેરિ કોમળતા કરી ના, ના. ૧૩

વળી જો એ સ્હવારે સર્વ અંગોઅંગ ખિલવીને,
જઈ કરશે બિજે હાથે વફાઈ કંઈ ધરી ના ના. ૧૪

બળાપા ચાલનાથી રાતભર રાકાપતી દાઝ્યો,
સમુદ્રે જઈ પડ્યો શીતળ થવા શાંતી રહી ના. ના. ૧૫

## સૂર્યાસ્ત

### શિખરિણી

સરીતાને કાંઠે ઉરમિ ઉર આવે સહજ તો,
દિસે કિલ્લો કેવો, ગહન બળવાળો ધુરકતો,
જુઓ જૂની વિદ્યા, નવ શિખવિયું તે પરિશ્રમે,
બધું સારું સુઝે, સમયક્રમ આવે અવદશી. ૧

ભણ્યાં પૂર્વે શાસ્ત્રો વિજય તનથી સ્ફાટિત થશે,
કર્યો ઊભો દંડો, નવલ શિખિ વિદ્યા પુરવ જે;
અરે આ તો ચાલ્યો અરસપરસે વાદ કરતાં,
પ્રભા દીવો જોને હજુ હજુ અદષ્ટે ક્ષિતિજમાં. ૨

ગયો અર્ધો પોણો કનકમય ગોળો પર જગે,
નભે કિરણો રાતાં અધિક ઘટ રંગે રસ પુરે,
પડે તે તો ઊંચા નદિ પટ પરેથી વિખરિને,
ભરે શોભા સર્વે કુદરત વિષે તે ચળકિને. ૩

ઘણાં રંગી રશ્મી ઘનપટ મુખે શું ચિતરિયા,
પડી પ્રત્યાઘાતે નવ નવિન રૂપે જલભર્યાં.
છુટાં અભ્રો દોડે ક્વચિદ અપિ કલ્પું મગજમાં,
કંઈ અશ્વો હસ્તી હરણ અજ આદિ રમિ રહ્યાં. ૪

નહીં ભાસે સાડી જડિત રતને જે નિરખતી;
નથી ચંદા ખીલી પણ સમય અસ્તે નિકળતી;
મહા તેજે સ્વાંગી ક્ષિતિજ તજી રક્તાનન થકી,
ગયો શોકે રાતાં ધનઘુનટ થાતાં વિરહથી. ૫

વળી સાયંકાળે તિમિર પટ ધેયું અવનિમાં,
લહે સર્વે શાંતી, ઉડગણ ઉડે છે રસિકડાં;
બધાં દોડે માળે જતન જીવ બુદ્ધી મન ગ્રહી,
કરે મીઠા લ્હેકા કિલકિલ કિનારે હરખથી. ૬

હવે વારી કાળાં, સમિર મૃદુ આવે હળુ ગતી,
દિસે ઝાંખી વસ્તૂ, સહજ રજ ઝાંખી રજનીની;
પડ્યો ઓચિંતો શું, રજનિ દિન માંહી ફરક, રે,
થયું સર્વે જૂદૂં, તિમિર તમરાંથી ઘટ બને. ૭

ભર્યાં તાપી નીરે, ખળખળ વહે છે ગતિ થકી,
ઉતારે સાહેલી જલભરન આવે હરખથી;
ઘડા મૂકી માથે યુવતિ યુથ ડોલે અનુપમે,
વયે નાની મોટી અધિક શિશુ ચેષ્ટા કરિ રમે. ૮

દિસે દ્રુમો સામે સરિત પટ રક્ષા કરિ રહ્યાં,
ઉભા જાણે દ્વારે અનુચર વિભૂ કિંકરતણા;
રૂડી સંધ્યા કેરી કુદરત તણા રંગ ભરતી,
જડાત્મા ચીજો આ સજીવ રૂપ સાથે મહકતી. ૯

ખિલી ચંદામૂખી કમલિનિ પરાગે કળિ ખિલી,
પુરા પ્રેમે કેદી કમલતલ છેદે નવ કદી,
બિડાઈ પ્રીતેથી ભ્રમર નવ છેદે પ્રિયતમા,
ભલે વંશો કોરે સહજ પ્રિત બાંધે અનુપમા. ૧૦

જિજ્ઞાં પુષ્પો ખીલી રજનિ રમવાને વિકસતાં,
બિડાયેલાં સૂર્યે મુદિત મન સાથે નિકળતાં;
ખગોળે ખેલે જો રસમય બની રમ્ય વનમાં,
પ્રભૂ રૂપી તારા, અગમ ગતિવાળા સ્વરગના. ૧૧

પ્રભૂ માયા કેવી જગત મહિં શોભા ખિલિ રહી,
સદા સ્નેહી સંગે શિતળવત માયા વહિ રહી;
ખરે સાયંકાળે વરણન કરૂં શું? મતિ નહીં,
પ્રભૂ પ્રીતી મોક્ષે પુનિતપદ ઇચ્છા મન ધરી. ૧૨

# સ્વર્ગસ્થ મિત્રને પ્રાર્થના

## શિખરિણી

ઉરે શું સંતાપે અભિનિધિ સમું ગાન સુણતાં?
અને રોકે આજે કવણ તનને સૌખ્ય સજતાં?
કયહાં સંતાઈ ને પળ પળ હતી હર્ષવહતી—
તજાઈ કયાં ઓ'હો સતત રહતી ભક્તિઝરણી? ૧

સહૂ મીઠું મીઠું અનુકુળ સુધાશું દગ સ્હડે,
સ્વરૂપે સોહાતું જગશું ઉર અટે મુજ અડે,
રહ્યાં છે ઊંશા એ વિહરિ વસુધા–પ્રેમવનમાં,
તથાપી ચોંકું શે સકળ જનને પંથ પળતાં? ૨

હઠે છે હૈયું એ ગત સમયનાં છેદિ પડને,
કંઈ શોધે છે જે સમયરસ આથી પણ વધે,
ઠરે સ્થાને રૂપે સુકવિ કવિતાએ સ્વરરસે,
અને આલિંગે ત્યાં દગ ધસું ધસું એ સુહૃદને. ૩

વહે આંસૂ વેગે સુહૃદ ઉરશું ઊર મળતાં,
વહે આંસૂ વેગે સમય ગત આવાશું ભળતાં?
વહે આંસૂ ઊણું અનુભવિ ફરી મિત્ર વિખુટું,
વહે જાણું, જાણું નહિ તદપિ શું નિર્લજપણું. ૪

સખે તેં તર્છોડ્યો તજિ અમરપૂરે જઈ વસ્યો,
રડાવ્યાં સંબંધી,—તુજ ઉર કળ્યો ભાવ ન કશો;
વિકાસી આંખો આ નિરખિ દિનરાત્રી રહિ અતિ,
અરે દેખાડ્યું ના તુજ હૃદયના પ્રેમશું રતિ. ૫

નિધાને કંઠે, ને ઉપવનતટે, વ્યોમઉદરે,
અવાજો દોડાવ્યા સ્મૃતિ ન દિલ તેની જરિ ધરે;
ભુલે વા ભુલાવે, કંઈ ન કળવા શક્તિ મુજમાં,
કહે ઓ વ્હાલા, ના કયમ સહિ શકે હર્ષ મળતાં ? ૬

મને રીઝાવા તું હૃદયથિ સદાકાળ મથતો,
નિરાશાનું બિન્દે પણ મજ ઉરે ભાળિ જળતો;
સુધાને સ્વર્ગેથી પણ નિપજવા યત્ન કરતો,
મને લખિ કાળે રસશું ભળતાં કાં પટકતો ? ૭

તજ્યો તેં ત્યાંથી મેં નથિ નિધિવિધુયોગ નિરખ્યો,
તથ્યો તેં ત્યાંથી મેં નથિ હજુ ઉમારંગ પરખ્યો;
તજ્યો તેં વ્હાલા તો સરિત તરુને ઘાટ રમતો,
તજ્યો છે મેંએ તે કુહુરવ ભર્યો કુંજ નમતો. ૮

અરેરે, એ આજે :—રસિક સુરશું આત્મ રસ લે,
અને બાઝી કંઠે હૃદય ધખતો શોક શમવે,
મિઠા રેલંતા એ ધ્વનિરસ તણું બિન્દુ અમિનું;
ઘુંટાવે શું વ્હાલા ઉરસું સ્હડિને માંડ મળિયું. ૯

સુખે વ્હાલા, વર્ષે નયન જળધારા અત્રુટિતા,
સ્હડે વેગે પાછી તુજ વિરહની દુસ્સહ દશા,
હવે તો દે ઝાંખી દુરથિ દગનું દૈન્ય હરવા,
અને નાદે લાંબું હૃદયનું કુણું હીર ઝરવા. ૧૦

સખે, જો ઊરે છે, નયન વિષયે કેમ ન મળે ?
ત્વચાને કાં સ્પર્શે અમૃત રસનો લાભ ન વદે ?
અને વાણીનો તે રસનિધિ છળાવે કયમ નહી ?
કરોએ ભીડીને કયમ ન જ જવાડે અવ અહીં ? ૧૧

દયાથી પ્રેમેથી અતિવ અયવા મ્હેક થકિ એ,
હતું તેવું ત્હારૂં તન મધુરુ ધારી ફરિથિ એ,
ચખાડયો પ્હેલાં તે પુનરપિ ધરી પ્રેમ રસને,
ઉગારી લે ત્હારા હૃદય વળગ્યા બધુજનને ૧૨

ઉગારી લે, અર્પું હું ય જગત સૌન્દર્ય રસને,
અનુબધે ઓપ્યા સુરગત મિઠા ગાનયશને,
ઉગારી લે, ખુલ્લુ કવિત રસ વ્યાપ્યો રસ તને,
ઉગારે અર્પીશે સકળ મધુરૂ એ પ્રિય સખે ! ૧૩

ઉગારી લે હૈયુ ટમટમિ રહ્યું જોડિ કરને,
ક્ષમા માગી લેવા, કહ્યુ કદિ કટુ હોય તુજને,
અને ઉત્કંઠા છે વિસરિ સહુ હા ત્યાંહતુ કહે,
ધરી કંઠે બાહૂ ચિર વિલસિએ પાછુ મધુરૂં ૧૪

## સત્કાર

હેતછલીલી છબિ તુજ નિરખુ છકે છકેલો પ્રેમળ આજ,
મન મંદિરમની હૃદયકમળમાં ઉલટ પ્રેમથી પ્રેખુ આજ ૧

મંદિર કરી મનમોજ ધરી મનમંદિર પાવન કીધુ આજ,
ખરખર આંસુ ગરે મોતીડાં ધર અંચળ હું વધાવુ આજ ૨

હૃદયકમળ ષોડષદલ પૂરે પૂરુ પસારે લક્ષ્મી આજ,
વાંકડલી મધુરી ગ્રીવા ધર પ્રિતે કરૂં હું પૂજન આજ ૩

સલૂણિ મનહર સુરત દેખિને રગ રગ ઉછળે શોણિત આજ,
પળપળ પડઘા પડે પ્રેમના પરમ પદેથી શ્રવણે આજ ૪

પ્રેમ તણા નિર્મળ ઝરણામા કરી સ્નાન આવ્યો છુ આજ,
પવિત્ર પૂરો પૂજન કાજે પ્રેમ પ્રતાપે થયો છુ આજ. ૫

હૃદય રહી રમતી રઢિયાળી છબિયે અગમ ગત પ્રેખુ આજ,
નૃત્ય કરે હર હરી વિરચી વિણા વજાડે વાણી આજ. ૬

તલ્લિન પરમાનંદે પૂરેપુરાં ભર્યાં રસ પેખે આજ,
મુકુટ મણી રવિ લચી લચી રહે મધુર ગ્રિવા ઠમકારે આજ ૭

હૃદય હૃદય ગત અંતર કેરી જાણો ભુલી ગયા છો આજ,
નવરસ તાંડવ નવલ અનોખાં જોગનવતાં જાણો આજ ૮

નિરમલ મનથી વચન લીધું'તું તે સાંભરતું નથી શું આજ,
તવ મંદિર પ્રાહ્ણુની રજ જવ સુંબન કીધી ભુલી શું આજ. ૯

અંતર ભેદે અંતરની ગત જણાવી તે નવ ભૂલિશ આજ,
बाल પ્રેમિ શરણાગતને શું સબળ સવૂણાં છો સરતાજ. ૧૦

સમસ્ત ચિત્તૈકરસાત્મિકાને
સમસ્ત વિદ્યારૂપસાત્વિકાને
સમસ્ત ત્રૈલોક્યવિનિર્મળાને
પ્રમાણુ પ્રેમાર્પણ પ્રેમળાને. बाल

# ગુજારે જે શિરે તારે

### ગઝલ

ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે. ૧

દુનીઆની જુઠી વાણી વિષે જો દુઃખ વાસે છે,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે. ૨

કચેરી માંહિ કાજીનો નથી હીસાબ કોડીનો,
જગત કાજી બનીને તું વહોરી ના પિડા લેજે. ૩

જગતના કાચના યંત્રે ખરી વસ્તૂ નહીં ભાસે,
ન સારા કે નઠારાની જરાએ સંગતે રૂહેજે. ૪

રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળ ચિત્ત,
દિલે જે દુઃખ કે આનંદ કોઈને નહીં કહેજે. ૫

વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે,
થઇ જાએ ભલાઈની મહાલક્ષ્મી ગણી લેજે. ૬

રહે ઉન્મત્ત સ્વાનંદે ખરૂં એ સૂખ માની લે,
પિયે તો શ્રી પ્રભૂના પ્રેમનો પ્યાલો ભરી પીજે. ૭

કટૂ વાણી સુણે જો કોઇની વાણી મિઠી કહેજે,
પરાઈ મૂખંતા કાજે મુખે ના ઝેર તું લેજે. ૮

અરે પ્રારબ્ધ તો ઘેલું રહે છે દૂર માગે તો,
ન માગે દોડતું આવે ન વિશ્વાસે કદી રહેજે. ૯

અહો શું પ્રેમમાં રાચે નહીં ત્યાં સત્ય પામે તું?
અરે તું બેવફાઈથી ચડે નિંદા તણે તેજે. ૧૦

લહે છે સત્ય જે સંસાર તેનાથી પરો રહેજે,
અરે એ કીમિયાની જો મઝા છે તે પછી કહેજે. ૧૧

વફાઈ તો નથી આખી દુનીઆમાં જરા દીઠી,
વફાદારી બતા'વા ત્યાં નહીં કોઈ પળે લાજે. ૧૨

રહી નિર્મોહિ શાંતીથી રહે એ સુખ મોટું છે,
જગત બાજીગરીનાં તું બધાં છલ્બલ જવા દેજે. ૧૩

પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાળા તું,
પ્રભુની પ્યારિ ગ્રીવામાં પહેરાવી પ્રિતે દેજે. ૧૪

કવી રાજા થયો શી છે પછી પીડા તને કાંઈ!
નિજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મઝા લે જે. ૧૫

સુંદરતાનો તું છે સાગર, હું કવિતાનો નાગર છું,
તું અખંડ રસરૂપ, હું ધારક તે રસનો રત્નાગર છું,
છલબલ મોહ પ્રપંચ જાળની તું ઉસ્તાદ બરાબર છું,
દુનિયાનિ દમડીનત દેખું હું પણ જો કિમિયાગર છું.

[ અપૂર્ણ ]

1

# જિગરનો યાર

## ગઝલ

જિગરનો યાર જૂદો તો બધો સંસાર જૂદો છે,
બધા સંસારથી એ યાર બેદરકાર જૂદો છે. ૧

અરે તું જાણશે લજ્જત, પવિત્રીમાં પડી રહેતાં,
પ્રિયાની પ્યાલિની મસ્તી તણો કંઇ મ્હાર જૂદો છે. ૨

ગણું ના રાવ રાયાને ગણું ના આખિ દુનિયાંને,
પરંતુ જાન આ પર પ્યારિનો અખત્યાર જૂદો છે. ૩

હઝારો બોધ મંદીરો મહીં નિત્યે ભલે થાજો,
અમો મસ્તાનના ઉસ્તાદનો દરબાર જૂદો છે. ૪

નથી તુજ બાપ માર્યો મેં અરે મૂર્ખાં કદાં નિંદે?
સમજ રે બેસમજ કે પ્રેમિનો આચાર જૂદો છે. ૫

બધા પરકાર તોફાને થઇ ચંચળ ચુકે નીશાન,
અમારા ચિત્તનો ચારૂ અચળ પરકાર જૂદો છે. ૬

લિધો જે પંથ તે હું કેમ ત્યાગું છો ભર્યો દુઃખે,
પ્રિયાનો મ્હારિ ગરદન પર તો આભાર જૂદો છે. ૭

ઘડીભર બેશ બતલાવું શિખાવું પ્રેમનો જાદૂ,
અમો જાદુગરોનો યારનો બાઝાર જૂદો છે. ૮

શિખે જો પ્રેમ પૂરો તો જ અચળ અભેદ પામે તું,
નથી ત્યાં પ્રેમ જ્યાં છે ભેદ એ વ્યવહાર જૂદો છે. ૯

થશે શ્રીમંત ઈંદ્રાદિ થકી મુજ પંથ પર જાશે,
અરે એ કીમિયાની યારનો કંઈ બ્હાર જૂદો છે. ૧૦

કરૂં શું મોતિમાળા હું અનૂપમ મારિ પ્યારીયે,
કર્યો નક્ષત્રનો મારે ગળે શણગાર જૂદો છે. ૧૧

ભલે છો માહરા પંથે બધા એ દુઃખને દેખે,
મને તો સૂખ સાગર લ્હેરિનો કંઈ બ્હાર જૂદો છે. ૧૨

થયો જે પ્રેમમાં પૂરો થયો છે મુક્ત સર્વેથી,
મહા મસ્તાન જ્ઞાનીના મગજમાં તાર જૂદો છે. ૧૩

નજર મારી પ્રિયા વીના ન દેખે કંઈ જગત આખે,
ત્રિજાના બંધ કારી પ્રેમનો તો યાર જૂદો છે. ૧૪

ગુરુ આદેશ છે અમને અવળ પંથે પડ્યા જઈએ,
દુનીઆથી પછી આ બાલ બેદરકાર જૂદો છે. ૧૫

# કેટલાક સુંદર ગ્રંથો

## શ્રી અનામી

| | |
|---|---|
| ભણેલી શીખ ને બીજી વાતો | ૩—૦૦ |
| ત્રિવેણી " | ૪—૦૦ |
| ચક્રવાક | ૨—૫૦ |
| સ્નેહશતક | ૨—૫૦ |
| કાવ્યસંહિતા | ૧—૦૦ |
| મણિ બાલશતાબ્દિ ગ્રંથ (અ. રામચંદ્ર પંડ્યા સાથે) | ૫—૫૦ |
| અર્વાચીન ગુજરાતી સાહિત્ય સ્વરૂપોનો વિકાસ | છપાય છે |
| ગુજરાતણોની શરીર-સંપત્તિ | ૧—૫૦ |
| સારસ (રેડિયો ગીતો) | ૧—૦૦ |

## ડૉ. ધીરુભાઈ ઠાકર

| | |
|---|---|
| મણિલાલ નભુભાઈ-સાહિત્ય સાધના | ૬—૦૦ |
| મણિલાલ નભુભાઈ-જીવનરંગ | ૫—૨૫ |
| આપણાં ખંડકાવ્યો (ભટ્ટ તથા ત્રિવેદી સાથે) | ૪—૦૦ |
| કાન્તા (સંપાદન) | ૨—૨૫ |
| નૃસિંહાવતાર (") | ૩—૫૦ |

## શ્રી. રામનારાયણ વિ. પાઠક

| | |
|---|---|
| દ્વિરેફની વાતો ભા. ૧ લો | ૨—૫૦ |
| " ભા. ૨ જો | છપાય છે |
| " ભા. ૩ જો | ૨—૫૦ |
| શેષનાં કાવ્યો | ૩—૦૦ |
| કાવ્યસમુચ્ચય ભા. ૨ | ૪—૦૦ |
| સ્વૈરવિહાર ભા. ૨ જો | ૧—૫૦ |
| નિત્યનો આચાર | ૧—૨૫ |
| સાહિત્યાલોક | ૪—૦૦ |
| મનોવિહાર | ૪—૨૫ |
| બૃહત્પિંગળ | ૧૫—૦૦ |

## શ્રી. મનસુખલાલ ઝવેરી

| | |
|---|---|
| દશમસ્કંધ પ્રેમાનંદ | ૪–૨૫ |
| થોડા વિવેચનલેખો | છપાય છે. |

## શ્રી. ઉમાશંકર જોશી

| | | |
|---|---|---|
| ગંગોત્રી | કાવ્યો | ૨–૫૦ |
| નિશીથ | ” | ૩–૦૦ |
| આતિથ્ય | ” | ૩–૦૦ |
| પ્રાચીના | ” | ૧–૨૫ |
| ગોષ્ઠિ (સુંદર નિબંધો) | ” | ૩–૦૦ |
| ઉઘાડી બારી | ” | છપાય છે |
| સાપના ભારા | નાટક | ૨–૭૫ |
| ઉત્તરરામચરિત્ર અનુવાદ | ” | ૬–૨૫ |
| શાકુંતલ | ” ” | ૬–૦૦ |

## પ્રો. અનંતરાય રાવળ

| | |
|---|---|
| નળાખ્યાન | ૫–૦૦ |
| સાહિત્યવિવેક (વિવેચન લેખોનો સંગ્રહ) | ૪–૦૦ |
| કલાપીનો કાવ્યકલાપ | ૩–૫૦ |
| મદનમોહના | ૪–૦૦ |
| ✓ રાઇના પર્વતનું વિવરણ | ૧–૫૦ |

## શ્રી. નરસિંહરાવ દીવેટિયા

| | |
|---|---|
| કુસુમમાળા | ૧–૫૦ |
| નૂપુરઝંકાર | ૩–૫૦ |
| બુદ્ધચરિત્ર | ૩–૫૦ |
| સ્મરણમુકુર | ૪–૨૫ |

## શ્રી. આનંદશંકર ધ્રુવ

| | |
|---|---|
| સાહિત્યવિચાર | ૬–૨૫ |
| કાવ્યતત્ત્વવિચાર | ૨–૫૦ |